श्री

# जैन सज्झाय माळ.

## भाग १ लो.

છપાવી પ્રસિદ્ધ કરનાર.


ત્રીભોવનદાસ રૂગનાથદાસ શાહ.

આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.



આવૃત્તિ છઠ્ઠી. પ્રત ૧૨૦૦.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.





શ્રી 'સત્યવિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું. પાંચકુવા—અમદાવાદ.


કિંમત રૂ. ૧-૮-૦.

# आत्मोपदेश.

( હરિગીત છંદ. )

રે આત્મ, ત્હારો વખત સારો વેગે વીતી જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું, પરતંત્રતા તેમ થાય છે;
નથી ભાર રહેવો એ ઘડી એવી દશા તુજને થશે,
તેવા સમે પ્રભુ ભક્તિમાં સદ્બુદ્ધિ શું તુંજ આવશે ?
કેવાં કરૂં કાર્યો અને કેવો બનુ આ વિશ્વમાં ?
કઈ રીતિથી વખણાઉં ને કેમ યશ પામું સર્વમાં ?
આવી અહોનિશ ધારણા તુજ અંતરે લાગી રહી,
હા હા, જવું પણ શીઘ્રથી તે કેમ સમજ્યો તું નહિ.
વિલાસિનીના વિલસતા વિલાસમાં બહુ હર્ષથી,
તાતા અને માતા વળી ભોજન કરે અતિ તર્ષથી;
સમુદ્ર પર્યંત આણને વર્તાવી જેઓ રાજતા,
જોને સુતા ત્રણ હાથની ભૂમિ વિષે હા હા થતા.
જાવું અને જોવું અને રોવું અરે આ માહરે,
માતા અને પિતા વળી પુત્રો વધુ ને સાસરે;
આવી સ્થિતિ સહુ લોકમાં ચારે દિશે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુ પાદમાં આ જીગર ને સોંપ્યું નહિ.
શિશુપણું રમત કરી અજ્ઞાનમાં વીતાડીયું
તારૂણ્ય તો તરૂણી તણા પ્રવાહમાં હા ગાળીયું;
બૂઢાપણું આવી રહ્યું ચિન્તા તણા ચોગાનમાં,
હા હા ગયું પુણ્ય પ્રાપ્ત ત્હારૂં મનુષ્યત્વપણું બેભાનમાં.
પાંડુ થયા સહુ કેશ સુંદર ભ્રષ્ટ થઈ દન્તાવલી,
ચક્ષુ તણી ક્ષીણતા બની અનયેંદ્રિયો પણ ગઈ ગલી;
સહુ હાડ કંપે અંગનારે, લાકડી લેવાઈ ગઈ,
તોએ અરે પ્રમદા તણા આનન્દ વિષે દૃષ્ટિ રહી.
તું દે ત્યજી છલ કપટ સઘળાં મોહ માયાથી ભર્યાં,
સહુ તાપ ટળશે તાહરા, જે પાપથી જીવે કર્યા;
આનંદ થશે બહુ અંતરે ને સુખ લહેરો ઉડશે,
સંપૂર્ણ ત્હારી સત્વસીમા હર્ષથી આવી જશે.

# ગ્રંથ સમર્પણ.

## શ્રીયુત. સાંકલચંદ ઘેલાભાઇ દલાલ.

અમદાવાદ.

---

આપશ્રીનો અપૂર્વ ધર્માનુરાગ, પરોપકારવૃત્તિ, તથા ઉદાર સ્વભાવ તેમજ આટલી લઘુ વયમાં સુખી અને સ્વતંત્ર હોવા છતાં સદ્‌વિવેક બુદ્ધિ તથા ન્યાય પરાયણતા આદિ સદ્‌ગુણોનો જે વિકાસ આપનામાં દૃષ્ટિગોચર થાય છે અને આપ મારા પ્રતિ જે સ્નેહભાવ ધરાવોછો તેથી આકર્ષાઈ આ **જૈન સઝાયમાળા ભા. ૧ લા ની છઠ્ઠી આવૃત્તિ** સાથે આપનું શુભ નામ સંલગ્ન કરી કૃતાર્થ થાઉંછું.

નિરંતર શુભાકાંક્ષી,

**બાલાભાઇ છગનલાલ શાહ.**

# आत्माने शिखामण.



(દોહરા.)

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ.
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી. સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ?
અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂક્યું નહી અભિમાન.
સંતચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામીયો, ઉગ્યો ન અંશ વિવેક.
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય?
પ્રભુ પ્રભુ લય લાગી નહી, પડ્યો ન સદ્ગુરૂ પાય;
દીઠા નહિ નીજ દોષ તો, તરીયે કોણ ઉપાય?
પડી પડી તુજ પદપંક જે, ફરિ ફરી માગું એજ;
સદ્ગુરૂ, સંત, સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ.

# પ્રસ્તાવના.



મેધ હરે દવભવ હરે, પ્રભુ ભક્તિ વૈરાગ્ય;
આ માળા કંઠે ધરી, શિવ સુખ હયો મ્હાભાગ્ય.

પ્રિય વાંચક વર્ગ આપને યાદ તો હશે કે, હમેશાં જુની વસ્તુ ઘણા વખત સુધી ટકી રહી છે તેનો અનુભવ આ પુસ્તક ઉપરથી આપને થશે. કેટલાક સજ્ઝાયાદિક એવાતો વૈરાગ્યકારક છે કે, તેથી વાંચનાર સાંભળનાર પ્રાણીને જ્ઞાન ઉત્પન્ન થઇ પરમ પદની પ્રાપ્તી થાય છે; કારણુ કે તે જ્ઞાની અને સત્પુરૂષોના બનાવેલા છે. અને તેવા પુરૂષોની વાણી સારૂં ફળ આપે એ નિર્વીવાદ છે, માટે દરેક જૈન બંધુઓ એ નિત્ય વાંચવા સાંભળવા નિયમ રાખવો. આ પુસ્તમાં અતિ ઉપયોગી વૈરાગી, અને ઉપદેશક અપૂર્વ સજ્ઝાયો, સ્તવનો, છંદો, પ્રભાતીયાં, ઉપદેશક પદો અને લાવણીઓ વિગેરે મ્હોટા મ્હોટા (૧૭૩) વિષયો આવવાથી આ ગ્રંથ અતિ રસીકતાને પામ્યો છે જેની માગણી વિશેષ હોવાથી કાગળની સખ્ત મોંઘવારી છતાં આ છઠ્ઠી આવૃત્તિ ઘણાજ સુધારા વધારા સાથે વાંચકવર્ગની સન્મુખ મુકવામાં આવે છે, તેજ તેની ઉપયોગતા બતાવી આપે છે, એટલે વધુ લખવું તે શોના ઉપર ઓપ (ગીલ્ટ) ચડાવવા જેવું છે, જેથી અમે અધિક લખવું ઉચિત સમજતા નથી.

લી.

પ્રસિદ્ધ કર્ત્તા.

# अनुक्रमणिका.

# હાલ છપાઈ તૈયાર થયેલ નવિન પુસ્તકો.

## શ્રી સિદ્ધાંતસાગર.

અપૂર્વ નવિન પુસ્તક સિદ્ધાંતસાગર (છત્રીસ—થોકડા) છપાઇ બહાર પડેલ છે, અને તે દરેક જૈન બંધુઓને અવસ્ય ઉપયોગી હોવાથી ટુંક મુદતમાં તેની બ્હોળી નકલો ખપવા લાગી છે. માટે વહેલો તે પહેલો! કદાચ પાછળથી નહી મળે તો પસ્તાવું પડશે કિમત એક રૂપૈયો આઠ આના છે, ટપાલ ખર્ચ વી. પી. સાથે ત્રણુ આના.

## શ્રી નરચંદ્ર જૈન જ્યોતિષ.

જૈનધર્મના મહાન પંડીત આચાર્ય શ્રી નરચંદ્રજી માહારાજે શાસ્ત્રના આધારે આ એકજ પુસ્તક રચ્યું છે, જેની અંદર વરસ કેવું નીવડશે તેમજ ભવિષ્યમાં દુનીયા ઉપર સુખ દુઃખના બનાવો કેવા બનશે; તેમજ તમામ જાતનાં મુહુર્ત, તેના શુભાશુભ ફળ ટુંકાણમાં સ્વરોદય જ્ઞાન વિગેરે વિષયથી ભરપૂર છે, જેની માગણી કાશી સુધી ચાલુ છે નકલો સીલીકમાં જુજ રહેલ છે માટે જલદી મંગાવો કિમત એક રૂપૈયો ચાર આના છે, ટપાલ ખર્ચ વી. પી. સાથે ત્રણુ આના.

## શ્રી સુબોધ કથા સંગ્રહ.

અતિ ઉપયોગી વાંચવા લાયક શાસ્ત્ર અધ્યયનોને દ્રઢ કરનાર જ્ઞાન સાથે ગમત આપનાર, શ્રી ઉતરાધ્યયન સૂત્રની ૮૪ કથાઓ સૂત્રની ગાથાઓ સહિત હાલમાં છપાઈ બહાર પડેલ છે. અને તે દરેક જૈનબંધુઓને અવસ્ય ઉપયોગી અને રશીક હોવાથી ટુંક મુદતમાં તેની બ્હોળી નકલો ખપવા લાગી છે કિમત એક રૂપૈયો ચાર આના છે, ટપાલ ખર્ચ વી. પી. સાથે બે આના.

## શ્રી સુયગડાંગ સૂત્રનું ભાષાંતર ભાગ ૧ લો.

આ પુસ્તકમાં ઉક્ત સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના સોળ અધ્યયનનું ભાષાંતર કરેલ છે. આ અસાર સંસાર સમુદ્રમાંથી ભવ્ય જીવોને તારવાને માત્ર એક જૈન સિદ્ધાંતોનોજ આધાર છે, અને તે સિદ્ધાંતો મૂળ માગધિ ભાષામાં હોવાથી દરેક જૈન બંધુ તેનો લાભ લઇ શકતા નથી, અને સિદ્ધાન્તનું રહસ્ય સમજ્યા સિવાય આત્મ સાધન પુરી રીતે બની શકતું નથી. તેથી આ ગ્રંથનું ભાષાંતર શુદ્ધ અને સરળ કરાવેલ છે. આ ગ્રંથ દયા વિશે પ્રધાનરૂપ છે. આ પુસ્તકની કિમ્મત ફક્ત એક રૂપીઓ છે, જેથી દરેક જૈનધર્મી તેનો લાભ લઇ શકે. ટપાલ ખર્ચ વી. પી. સાથે ત્રણુ આના.

श्री जिनवरेंद्राय नमः

श्री

# जैनसज्झायमाला

## भाग १ लो.

### ॥ ॐ अ सि आ उ सा य नमः ॥

### तत्र प्रथम श्री पार्श्वनाथस्वामीनो छंद.

( તોટકવૃત્તની દેશીમાં. )

જય જય જગનાયક પાર્શ્વજિનં, પ્રણુતાખિલ માનવ દેવ ગણું ॥ જિનશાસન મંડન સ્વામી જયો, તુમ દરિશન દેખી આનંદ ભયો ॥૧॥ અશ્વસેન કુલાંબર ભાનુનિભં, નવ હસ્ત શરીર હરિત પ્રતિભં ॥ ધરણેંદ્ર સુસેવિત પાદયુગં, ભર ભાસુર કાંતિ સદા સુભગં ॥ ૨ ॥ નિજ રૂપ વિનિર્જિત રંભપતિ, વદનોદ્યુતિ શારદ સોમ તતિ ॥ નયનાંબુજ દીપ્ત વિશાળતરા, તિલકુસુમ સન્નિભ નાસા પ્રવરા ॥ ૩ ॥ રસનામૃત કંદ સમાન સદા, દશનાવળિ અનારકળી સુખદા ॥ અધરારૂણુ વિદ્રુમ રંગ ધનં, જય શંખપુરાભિધ પાર્શ્વજિનં ॥ ૪ ॥ અતિચારૂ મુકુટ મસ્તક દીપે, કાને કુંડળ રવિ શશિ જીપે ॥ તુજ મહિમા મહિમંડળ ગાજે, નિત પંચ શબ્દ વાજાં વાજે ॥ ૫ ॥ સુર કિન્નર વિદ્યાધર આવે, નર નારી તોરા ગુણુ ગાવે ॥ તુજ સેવે ચોશઠ ઈંદ્ર સદા, તુજ નામે નાવે કષ્ટ કદા ॥ ૬ ॥ જે સેવે તુજને ભાવ ઘણે, નવનિધિ થાય ઘર તેહ તણે ॥ અડવડિયાં તૂં આધાર કહ્યો, સમરથ સાહિબ મેં આજ લહ્યો ॥ ૭ ॥ દુઃખિયાને સુખદાયક તું દાખે, અશરણુને શરણે તૂં રાખે ॥ તુજ નામે સંકટ વિકટ ટળે, વીછડિયાં વ્હાલાં આવિ મળે ॥ ૮ ॥ નટ વિટ લંપટ દૂરે નાસે, તુજ નામે ચોર ચરડ ત્રાસે ॥ રણુ રાઉલ જય તુજ નામ થકી, સઘળે આગળ તુજ સેવ થકી ॥ ૯ ॥ યક્ષ રાક્ષસ કિન્નર સવિ ઉરગા, કરિ કેસરિ દાવાનળ વિહગા ॥ વધ બંધન ભય સઘળા જાવે, જે એક મને તુજને ધ્યાવે

॥ ૧૦ ॥ ભૂત પ્રેત પિશાચ છળી ન શકે, જગદીશ તવાભિધ જાપ થકે ॥ મ્હોટા જોટીંગ રહે દૂરે, દૈત્યાદિકના તૂં મદ ચુરે ॥ ૧૧ ॥ ડાયણિ સાયણિ જાય હટકી, ભગવંત થાય તુજ ભજન થકી ॥ કપટી તુજ નામ લિયા કંપે, દુર્જન મુખથી જી જી જંપે ॥ ૧૨ ॥ માની મચ્છરાળા મુહ મોડે, તે પણ આગળથી કરજોડે ॥ દુર્મુખ દુષ્ટાદિક તુંહિ દમે, તુજ જાપે મ્હોટા મ્લેચ્છ નમે ॥ ૧૩ ॥ તુજ નામે માને નૃપ સબળા, તુજ જશ ઉજ્વળ જેમ ચંદ્રકળા ॥ તુજ નામે પામે ઋદ્ધિ ઘણી, જય જય જગદીશ્વર ત્રિજગ ધણી ॥ ૧૪ ॥ ચિંતામણી કામસવી પામે, હય ગય રથ પાયક તુજ નામે ॥ જનપદ ઠકુરાઈ તૂં આપે, દુર્જન જનનાં દારિદ્ર કાપે ॥ ૧૫ ॥ નિર્ધનને તૂં ધનવંત કરે, તૂઠયો કોઠાર ભંઠાર ભરે ॥ ઘર પુત્ર કલત્ર પરિવાર ઘણો, તે સહુ મહિમા તુમ નામ તણો ॥ ૧૬ ॥ મણિ માણેક મોતી રત્ન જડયાં, સોવન ભૂષણ બહુ સુઘડ ઘડયાં ॥ વળી પહેરણ નવરંગ વેષ ઘણા, તુમ નામે નવિ રહે કાંઇ મણા ॥ ૧૭ ॥ વૈરી વિરૂઓ નવિ તાકિ શકે, વળી ચોર ચુગલ મનથી ચમકે ॥ છળ છિદ્ર કદા કેહનો ન લગે જિનરાજ સદા તુજ જ્યોતિ જગે ॥ ૧૮ ॥ ઠગ ઠાકુર સવિ થરહર કંપે, પાખંડી પણ કો નવિ ફરકે ॥ લૂંટાદિક સહુ નાસી જાએ, મારગ તુજ જપતાં જય થાએ ॥૧૯॥ જડ મૂરખ જે મતિ હીન વળી, અજ્ઞાન તિમીર તસ જાય ટળી ॥ તુજ સમરણથી ડાહ્યા થાએ, પંડિત પદ પામી પૂજાએ ॥ ૨૦ ॥ ખસ ખાંશિ ખયન પીડા નાસે, દુર્બળ મુખ દીનપણું ત્રાસે ગડ ગુંબડ કુષ્ટ જિકે સબળા, તુજ જાપે રોગ સમે સઘળા ॥ ૨૧ ॥ ગહિલા ગૂંગા બહિરાય જિકે, તુજ ધ્યાને ગતદુઃખ થાય તિકે ॥ તનુ કાંતિ કળા સુ વિશેષ વધે, તુજ સમરણશૂં નવનિધિ સધે ॥ ૨૨ ॥ કરિ કેસરિ અહિ રણ બંધ સયાં, જળ જલણ જળોદર અષ્ટ ભયા ॥ રાંધણ પમુહા સવિ જાય ટળી, તુજ નામે પામે રંગરળી ॥ ૨૩ ॥ ૐ હ્રીઁ અર્હં શ્રી પાર્શ્વ નમો, નમિઊણ જપંતાં દુષ્ટ દમો ॥ ચિંતામણિ મંત્ર જિકે ધ્યાયે, તિણ ઘર દિન દિન દોલત થાયે ॥ ૨૪ ॥ ત્રિકરણ શુદ્ધે જે આરાધે, તસ જશ કીર્તિ જગમાં વાધે ॥ વળી કામિત કામ સવે સાધે, સમિહિત ચિંતામણિ તુજ લાધે ॥ ૨૫ ॥ મદ મચ્છર મનથી દૂર તજે, ભગવંત ભલી પરે જેહ ભજે ॥ તસ ઘર કમળા કલ્લોલ કરે, વળિ રાજ્ય રમણિ બહુ લીલ વરે ॥ ૨૬ ॥ ભય વારક તારક તૂં ત્રાતા, સજ્જન મન ગતિ મતિનો દાતા ॥ માત તાત સહો-

દર તૂં સ્વામી, શિવદાયક નાયક હિતકામી ॥૨૭॥ કરૂણાકર ઠાકુર તૂં મ્હારો, નિશિ વાસર નામ જપું ત્હારો ॥ સેવકશું પરમ કૃપા કરજ્યો, વાલેશર વાંછિત ફળ દેજ્યો ॥૨૮॥ જિનરાજ સદા તૂં જય કારી, તુજ મૂર્તિ અતિ મોહનગારી ॥ મુગત મહેલમાંહી તુંહી બીરાજે, ત્રિભુવન ઠકુરાઈ તુજ છાજે ॥૨૯॥ ઇમ ભાવ ભલે જિનવર ગાયો, વામા સુત દેખી બહુ સુખ પાયો ॥ રવિ શશિ મુનિ સંવચ્છર રંગે, જય દેવસૂરમાં સુખ સંગે ॥ ૩૦ ॥ જય પુરશા દાણી પાર્શ્વપ્રભો સકળાર્થ સમિહિત દેહિ વિભો ॥ બુધ હર્ષ રૂચિ વિજયાય મુદા, તવ લબ્ધિરૂચિ સુખ થાય સદા ॥ ૩૧ ॥

કળશ. ( વસંતતિલકાવૃત્તમ. )

ઇત્થં સ્તુતઃસકળકામિતસિદ્ધિદાતા, યક્ષાધિરાજનતશંખપુરાધિરાજઃ ॥ સ્વસ્તિશ્રીહર્ષરૂચિપંકજસુપ્રસાદાત્, શિષ્યેણલબ્ધરૂચિનેતિમુદાપ્રસન્નઃ

## અથ શ્રી પાર્શ્વનાથસ્વામીનો દ્વિતીય છંદ.

આપણ ઘર બેઠા લીલ કરો, નિજ પુત્ર કલત્રશું પ્રેમ ધરો ॥ તુમે દેશ દેશાંતર કાંઇ દોડો, નિત્ય પાસ જપો શ્રી જિન રૂડો ॥૧॥ મનવંછિત સઘળાં કાજ સરે, શિર ઉપર છત્ર ચામર ધરે ॥ કલમલ આગળ ચાલે ઘોડો ॥ નિત્ય૦ ॥૨॥ ભૂત પ્રેત પિશાચ વળી, સાયણિ ને ડાયણિ જાય ટળી ॥ છળ છિદ્ર ન કોઈ લાગે જૂડો ॥ નિત્ય૦ ॥૩॥ એકાંતર તાવ સિયો દાહ, ઔષધ વિણ જાયે ક્ષણમાંહ ॥ નવિ દુઃખે માથું પગ ગુડો ॥ નિત્ય૦ ॥૪॥ કંઠમાળ ગડગુંબડ સબળા, તસ ઉદર રોગ ટળે સઘળા ॥ પીડા ન કરે ફિન ગળફોડો ॥ નિત્ય૦ ॥૫॥ જાગતો તીર્થંકર પાસ બહુ, એમ જાણે સઘળો જગત સહુ ॥ તતક્ષણ અશુભ કર્મ તોડો ॥ નિત્ય૦ ॥૬॥ પાસ વાણારશિપુરિનગરી, તિહાં ઉદયો જિનવર ઉદય કરી ॥ સમયસુંદર કહે કરજોડો ॥ નિત્ય૦ ॥૭॥

## અથ શ્રી શાંતિનાથસ્વામીનો છંદ.

શારદ માય નમું શિર નામી, હું ગુણ ગાઊં ત્રિભુવનકે સ્વામી ॥ શાંતિ શાંતિ જપે સબ કોઇ, તે ઘેર શાંતિ સદા સુખ હોઈ ॥૧॥ શાંતિ જપી જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ ॥ શાંતિ જપી પરદેશ સધાવે, તે કુશળે કમળા લેઈ આવે ॥૨॥ ગર્ભ થકી પ્રભુ મારિ નિવારી, શાંતિજી નામ દિયો હિતકારી ॥ જે નર શાંતિ ત

ણુા ગુણુ ગાવે, ઋદ્ધિ અચિંતી તે નર પાવે ॥ ૩ ॥ જે નરકું પ્રભુ શાંતિ સહાઈ, તે નરકું કયા આરતિ નાહી ॥ જો કછુ વંછે સોહી પૂરે, દુઃખ દારિદ્ર મિથ્યામતિ ચૂરે ॥ ૪ ॥ અલખ નિરંજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી ॥ સ્વામી સ્વરૂપ કહ્યું નવિ જાય, કહેતાં મુજ મન અચરિજ થાય ॥ ૫ ॥ ડાર દીયે સબ હી હથિયારા, જીત્યા મોહતણા દળ સારા ॥ નારી તજી શિવશું રંગ રાચો, રાજ તજ્યો પણુ સાહિબ સાચો ॥ ૬ ॥ મહા બળવંત કહીજે દેવા; કાયર કુંથુ એક હણેવા ॥ ઋદ્ધિ સબળ પ્રભુ પાસ લહીજે, ભિક્ષાઆહારી નામ કહીજે ॥ ૭ ॥ નિંદક પૂજકકું સમભાયક, પણુ સેવકહીકું સુખદાયક ॥ તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સવે સિદ્ધિ લાયક ॥ ૮ ॥ શત્રુ મિત્ર સમચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે ॥ સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહાપદ દીજે ॥ ૯ ॥ સાયર જેસા હોત ગંભીરા, દૂષણુ એક ન માંહે શરીરા ॥ મેરૂ અચળ જિમ અંતરજામી, પણુ ન રહે પ્રભુ એકણુ ઠામી ॥ ૧૦ ॥ લોક કહે જિનજી સબ દેખે, પણુ સુપનાંતર કબ હુ ન પેખે ॥ રીસ વિના બાવીશ પરીસા, સેના જીતી તે જગદીશા ॥૧૧॥ માન વિના જગ આણુ મનાઇ, માયા વિના શિવશું લય લાઇ ॥ લોભ વિના ગુણુરાશિ ગ્રહીજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવીજે ॥ ૧૨ ॥ નિર્ગંથપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણુ ચમર ઢળાવે ॥ અભયદાન દાતા સુખ કારણુ, આગળ ચક્ર ચાલે અરિદારણુ ॥ ૧૩ ॥ શ્રી જિનરાજ દયાળ ભણીજે, કર્મ સવેકો મૂળ ખણીજે ॥ ચઉવિહ સંઘહ તીરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે ॥ ૧૪ ॥ વિનયવંત ભગવંત કહાવે, નાંહી કીસીકું શીશ નમાવે ॥ અ કંચનકો બિરૂદ ધરાવે, પણુ સોવન પદ પંકજ ઠાવે ॥ ૧૫ ॥ રાગ નહી પણુ સેવક તારે, દ્વેષ નહી નિગુણા સંગ વારે ॥ તજી આરંભ નિજ અતામ ધ્યાવે, શિવરમણીકો સાથ ચલાવે ॥ ૧૬ ॥ તેરો મહિમા અદ્‌ભૂત કહીયે, તેરા ગુણુકો પાર ન લહીએ ॥ તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મનમોહન સેવક તેરા ॥ ૧૭ ॥ તૂં રે ત્રિલોકતણો પ્રતિપાળ, હું રે અનાથ ને તૂં રે દયાળ ॥ તું શરણાગત રાખત ધીરા, તું પ્રભુ તારક છે વડવીરા ॥ ૧૮ ॥ તૂંહિ સમોવડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડ્યો રે સવાયો ॥ કરજોડી પ્રભુ વીનવું તમશું, કરો કૃપા જિનવરજી અમશું ॥ ૧૯ ॥ જનમ મરણુના

ભય નિવારે, ભવસાગરથી પાર ઉતારે ॥ શ્રી હસ્તિણાપુર મંડણુ સોહે, ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે ॥ ૨૦ ॥ પદ્મસાગર ગુરૂરાજ પસાયા, શ્રી ગુણસાગર કહે મન ભાયા ॥ જે નર નારી એક ચિત્ત ગાવે, તે મનવાંછિત નિશ્ચે પાવે ॥ ૨૧ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી મહાવીરસ્વામીનો છંદ.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિ ક્રોધને મનથી દૂર વારો ॥ સંતોષવૃત્તિ ધરો ચિત્તમાંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિં ॥ ૧ ॥ પડ્યા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી ॥ મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો, જિનમાર્ગ છંડી ભૂલા કાં ભમો છો ॥ ૨ ॥ અલોભી અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો ॥ હરિ હરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મૂકી ગળીમા પડો છો ॥ ૩ ॥ કેઈ દેવ હાથે અસિ ચક્રધારા, કેઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા ॥ કેઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઇ દેવ સાથે રમે વૃંદ રામા ॥ ૪ ॥ કેઇ દેવ જપે લેઇ જપમાળા, કેઇ માંસભક્ષી મહા વીકરાળા ॥ કેઇ યોગિણી ભોગિણી ભોગ રાગે, કેઇ રૂદ્રાણી છાગનો હોમ માગે ॥ ૫ ॥ ઇશા દેવ દેવીતણી આશ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચાખે ॥ જદા લોભના થોકનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન્ન ભાવ્યો ॥ ૬ ॥ જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પિંડને મન્નશું લેય ચાખે ॥ દીનહીનની ભીડ તે કેમ ભાંજે, ફુટયો ઢોલ હોએ કહો કેમ વાજે ॥ ૭ ॥ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષદાતા, અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા ॥ રત્ન ચિંતામણિ સરિખો એહ સાચો, કલંકી કાચના પિંડશું મત રાચો ॥ ૮ ॥ મંદબુદ્ધિશું જેહ પ્રાણી કહે છે, સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે ॥ કિહાં સર્ષવાને કિહાં મેરૂધીરં, કિહાં કાયરાને કિહાં શૂરવીરં ॥૯॥ કિહાં સ્વર્ણથાળં કિહાં કુંભખંડં, કિહાં કોદ્રવાને કિહાં ખીરમંડં ॥ કિહાં ખીર સિંધુ કિહાં ક્ષારનીર, કિહાં કામધેનુ કિહાં છાગખીરં ॥૧૦॥ કિહાં સત્યવાચા કિહાં કૂડવાણી, કિહાં રંકનારી કિહાં રાયરાણી ॥ કિહાં નારકીને કિહાં દેવભોગી, કિહાં ઇંદ્રદેહી કિહાં કુષ્ટરોગી ॥૧૧॥ કિહાં કર્મઘાતી કિહાં કર્મધારી, નમો વીરસ્વામી ભજો અન્ય વારી ॥ જિસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી, રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી ॥૧૨॥ અથિર સુખ સંસારમાં મન્ન રાચે, તે જના મૂઢમાં શ્રેષ્ઠ શું

ઈષ્ટ છાજે ॥ તજો મોહ માયા હરે દંભ રોશી, સજો પુણ્ય પોષી ભજો તે અરોશી ॥ ૧૩ ॥ ગતિ ચાર સંસાર અસાર પામી, આવ્યો આશ ધારી પ્રભુ પાય સ્વામી ॥ તુહીં તુહીં તુહીં પ્રભુ પરમરાગી, ભવફેરની શૃંખલા મોહ ભાગી ॥ ૧૪ ॥ માનીયે વીરજી અરજ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી ॥ પુણ્ય ઉદય હુવો ગુરૂ આજ મેરો, વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો ॥ ૧૫ ॥

## અથ શ્રી ગૌતમસ્વામીનો છંદ.

વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશ દીશ ॥ જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામે ગિરિવર ચડે, મનવંછિત હેલા સંપડે ॥ ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ ॥ ૨ ॥ જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુકડા ॥ ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર ॥૪॥ શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ ॥ ઘર સુ ઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥ મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ ॥ ૬ ॥ ઘર મયંગળ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછિત કોડ ॥ મહિયલ માને મ્હોટા રાય, જો તુઠે ગૌતમના પાય ॥૭॥ ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે ॥ ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન ॥૮॥ પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તૂઠે સંપતિ કોડ ॥૯॥ ઇતિ.

## અથ શ્રી સોલસતીનો છંદ.

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજિયે એ ॥ પ્રભાતે ઉઠી મંગળિક કામે, સોળ સતીનાં નામ લીજીયે એ ॥૧॥ બાળકુમારી જગ હિતકારી, બ્રાહ્મી ભરતની બેનડી એ ॥ ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, શોળ સતીમા જે વડી એ ॥ ૨ ॥ બાહુબળ ભગિની સતીય શિરોમણી સુંદરી નામે રૂષભ સુતા એ ॥ અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનૂપમ ગુણ જુતા એ ॥૩॥ ચંદનબાળા

બાળપણેથી, શીયળવંતી શુદ્ધ શ્રાવિકા એ ।। અડદના બાકુળા વીર-
પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકા એ ।। ૪ ।। ઉગ્રસેન ધૂઆ
ધારિણી નંદની, રાજિમતી નેમ વલ્લભા એ ।। જોવન વેશે કામને જી-
ત્યો, સંજમ લેઇ દેવ દુલ્લભા એ ।।૫।। પંચ ભરતારી પાંડવ નારી,
દ્રુપદ તનયા વખાણીયે એ ।। એકસો આઠે ચીર પુરાણાં, શીયળ મ-
હિમા તસ જાણીયે એ ।।૬।। દશરથ નૃપની નારી નિરૂપમ, કૌ-
શલ્યા કુળ ચંદ્રિકા એ ।। શીયળ સલૂણી રામ જનેતા, પુણ્યતણી
પ્રનાળિકા એ ।।૭।। કોશંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ-
રાજીયો એ ।। તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુરભુવને જશ ગા-
જીયો એ ।। ૮ ।। સુળસા સાચી શીયળે ન કાચી, રાચી નહિ વિ-
ષયારસે એ ।। મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે
એ ।।૯।। રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા સતી
એ ।। જગ સહુ જાણે ધીજ કરંતાં, અનળ શીતળ થયો શીયળ-
થી એ ।। ૧૦ ।। સુર નર વંદિત શીયળ અખંડિત, શિવા શિવ-
પદ ગામિની એ ।। જેહને નામે નિર્મળ થઇયે, બલિહારી તસ
નામની એ ।।૧૧।। કાચે તાંતણે ચાલણી બાંધી, કૂપ થકી જળ
કાઢીયું એ ।। કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું
એ ।। ૧૨ ।। હસ્તિનાગપૂરે પાંડુરાયની, કુંતા નામે કામિની એ ।।
પાંડવ માતા દસે દસારની, બ્હેન પતિવૃતા પદ્મિની એ ।।૧૩।। શીળ-
વતી નામે શીળવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીયે એ ।। નામ
જપંતાં પાતક જાએ, દરિસણે દુરિત નિકંદીયે એ ।। ૧૪।। નિષધા
નગરી નળહ નરિંદની, દમયંતી તસ ગેહિની એ ।। સંકટ પડતાં
શીયળ જ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ ।। ૧૫ ।। અનંગ
અતીતા જગ જન પુજિતા, પુષ્ફચુળા ને પ્રભાવતી એ ।। વિશ્વ
વિખ્યાતા કામને દમતા, સોળમી સતી પદ્માવતી એ ।। ૧૬ ।।
વીરે ભાંખી શાસ્ત્રે સાખી, ઉદયરતન ભાંખે મુદા એ ।। વ્હાણું
વ્હાતાં જે નર ભણસે, તે લહેશે સુખ સંપદા એ ।।૧૭।। ઇતિ ।।

## અથ શ્રી ચોવીશજિન છંદ.

( છંદ ત્રિભંગી )

શ્રી આદિ જિણંદં સમરસ કંદં, અજીતજિણંદં ભજ પ્રાણી ।।
સંભવ જગ ત્રાતા શિવ મગ રાતા, શ્રો સુખશાતા હિત આણી ।।

અભિનંદન દેવા સુમતિ સુસેવા, કરે નિત મેવા રિપુ ઘાતા ॥ ચોવિશ જિનરાયા મન વચ કાયા, પ્રણમું પાયા દ્યો શાતા ॥૧॥ શ્રી પદ્મ સુપાસં ક્ષશિ ગુણ રાસં, સુવિધિ સુવાસં હિતકારી ॥ શ્રી શીતળસ્વામી, અંતરજામી, શિવગતિ ગામી ઉપકારી ॥ શ્રેયાંસ દયાળા પરમ કૃપાળા, ભવજનવાળા જગદાતા ॥ ચોવિશ૦ ॥૨॥ વાસુપૂજ્ય સુકંતં વિમળ અનંતં, ધર્મ શ્રી સંતં સંતકારી ॥ કુંથું અરનાથં તજ જગ સાથં, મલ્લિ સુંઆથં સંગ ધારી ॥ મુનિ સુવ્રત નમી આતમને દમી, દુર્મતિને વમી તપ રાતા ॥ ચોવિશ૦ ॥૩॥ ડરિષ્ટ-નેમિ વડાઇ નાર ન વ્યાહી, તોરણ જાઈ છટકાઈ ॥ નાગ નાગણ તાંઈ દિયા બચાઇ, પારસ સાંઈ સુખદાઇ ॥ જય જય વર્દ્ધમાનં ગુણનિધિ ખાનં, ત્રીજગ ભાનં શુદ્ધ આતા ॥ ચોવિશ૦ ॥૪॥ સંસારકા ફંદા દૂર નિકંદા, ધર્મકા છંદા જિણ લીના ॥ પ્રભુ કેવળ પાયા ધર્મ સુણાયા, ભવ સમજાયા મુનિ કીના ॥ કહે ઋષિ તિલોકં સદા તસ ધોકં, દ્યો સુખ થોકં ચિત્ત ચાતા ॥ ચોવિશ૦ ॥ ૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી અતિત, અનાગત અને વર્તમાન કાલના જિનનો છંદ.

( દેશી ચોપાઇની. )

પ્રણમું પરમેષ્ઠિ ગૌતમસ્વામ, જિનવાણી સરસતિ ગુણધામ ॥ ગુરૂ ચરણાંબુજ પ્રણમું ભાવ, કહું ત્રિકાળ ચોવીશી નાવ ॥ ૧ ॥ અતિત ચોવીશી ભઈ હે અનંત, તે વંદૂં મેં શિવપુર કંત ॥ પણ એક વર્ત્તમાનથી અતીત, નામ કહું તસ મન ધરિ પ્રીત ॥ ૨ ॥

પ્રથમ કેવળજ્ઞાની જિનરાજ, નિર્વાણી સાગર તારણિ આજ ॥ મહાજસ વિમળ જિણંદ સુખકાર, સર્વાનુભુતિ શ્રીધર ઉદ્ધાર ॥૩॥ દત્ત દામોદર જપું જિનદેવ, સુતેજસ્વામી હરિ કર્મ ખેવ ॥ મુનિસુવ્રત સુમતિ જિન ઈશ, શિવગતિ સ્વામી નમું નિશ દીશ ॥૪॥ અસ્તં-ગજી નેમીશ્વર જાણુ, અનળ નમ્યા હોય જન્મ પ્રમાણુ ॥ જશોધર કૃતારથ હોઇ જિનરાજ, જિનેશ્વરજી છો ગરિબ નિવાજ ॥૫॥ શુદ્ધ મતિજી શિવકર નમું, ભવ ભવ સંચિત પાતક ગમું ॥ સ્યંદન ચંદન જેમ સુભાવ, સંપ્રતિજી પ્રણમું ચિત ચાવ ॥ ૬ ॥ અતિત ચોવીશી નામ એ જાણુ, પ્રીતે નિજ જપજો ભવિયાણ ॥ અબ કહું વર્ત્તમાન જિન નામ, ઇણહિ જ ભરતક્ષેત્ર ભયે સ્વામ ॥ ૭ ॥

ઋષભ અજિત સંભવ આભિનંદ, સુમતિ કુમતિ કરી દૂર નિકંદ ।। પદમ સુપારસ જિન સુખકંદ, ચંદપ્રભ પરતખ જિમ ચંદ ।।૮।। સુવિધિ શીતળ શ્રેયાંસ સુધીર, વાસુપુજ્ય વિમળ જગ પીર ।। અનંત ધર્મ શાંતિ કુંથુ દયાળ, અર મલ્લિ મુનિસુવ્રત કૃપાળ ।।૯।। એકવિશમા નમિનાથ ઉદાર, રિષ્ટનેમિ તજિ રાજુલ નાર ।। પાર્શ્વ પ્રભુ વંદૂ વર્દ્ધમાન, વર્ત્તમાન ચોવીશી જાણુ ।। ૧૦ ।। કર્મ હણી કેવળ પદ પાય, ચોવિશ જિન પહોત્યા શિવ માંય ।। મહેર કરો મુજપર અરિહંત, રવિ શશિ સાગર ઉપમાવંત ।।૧૧।। તુમ દર્શનકી મુજ ચિત્ત ચાય, પળ પળ વંદૂ શીશ નમાય ।। અનાગત ચોવિશી ભરત મઝાર, તેહનાં નામ સુણો નર નાર ।। ૧૨ ।।

પદ્મનાભ સુરદેવ સુપાસ, સ્વયંપ્રભ શિવ કરશે વાસ ।। સર્વાનુભુતિ દેવશ્રુત જિણેશ, ઉદય કરમ નહી રાખશે રેશ ।।૧૩।। પેઢાળ પોટિલ સત્યકિરતી જાણુ, સુવ્રત અમમ હોશે જગ ભાણુ ।। તેરમા નિઃકષાય ખુલાસ, ચૌદમા જિનવર તો નિષ્પુલાક ।। ૧૪ ।। નિર્મમ ચિત્રગુપ્ત સમાધિ, તરશે ભવજળ જેહ અગાધ ।। સંવર જિનેશ અઢારમા જોય, યશોધર વિજય મલ્લિ જિન હોય ।।૧૫।। દેવજિન અનંતવિરજ સુચંગ, ભદ્રકૃત દ્રવ્ય ભાવ ઉત્તંગ ।। અનાગત હોશે દીન દયાળ, દયાધરમ ઉપદેશ રસાળ ।।૧૬।। તે પણ થાપશે તીર્થ ચાર, તરશે કઈ ભવિયણ નર નાર ।। અતિત અનાગત છે વર્ત્તમાન, બહોતેર તીર્થંકર પ્રમાણ ।।૧૭।। આગમ ગ્રંથતણે અનુસાર, સંવત ઓગણીશે ત્રીશ મઝાર ।। ભણતાં ગણતા સુખ સુવિશાળ, તિલોક ઋષિ કહે મંગળ માળ ।। ૧૮ ।। ઇતિ. ।।

---

# અથ શ્રી મહાવીરજિન છંદ.

## ( ત્રિભંગી છંદ. )

જિનશાસન સ્વામી, અંતરજામી, શિવગતિ ગામી, સુખકારી ।। જગમેં જસવંતા, શ્રી ભગવંતા, સુગુણ અનંતા, ઉપગારી ।। સિદ્ધારથ કુળ આયા, જગત સુહાયા, શુભ પળ જાયા, ગુણધારી ।। ધન ત્રિશલા નંદન, કુળધ્વજ સ્યંદન, જિન ચરણન કી બલિહારી ।। ૧ ।। આસન કંપાયા, સુરપતિ આયા, શીશ નમાયા, શુભ ભાવે ।। વૈક્રીયકી પાસે, મેલી ઉલાસે, લે જિન તાસેં, ગિરિ આવે ।। તિહાં પ્રભુજીનો,

મહોચ્છવ કીનો, ફિર મુક દીનો, જ્યાં મહત્તારી ॥ ધન ત્રિશલા૦ ॥ ૨ ॥ યુગ વંદણા કરકે, નિદ્રા હરકે, સ્તવન ઉચરકે, ઘર જાવે ॥ ભઈ રવિ ઉગાઈ, ભૂધવ તાંઈ, દાસી વધાઈ, હરસાવે ॥ નૃપ મહોચ્છવ કીનો, દાન જ દીનો, હર્ષંત હૈયો, નીહારી ॥ધન૦॥૩॥ યૌવન વય માંહી, નારી વ્યાહી, અવસર પાહી, જોગ ગ્રહે ॥ તપસ્યા તન તાવે, સમ- દમ ભાવે, ધ્યાન સુ ધ્વાવે, કષ્ટ શહે ॥ પ્રભુ ક્ષમાસાગર, જ્ઞાન ઉજા- ગર, ગુણ રત્નાગર, અઘ વારી ॥ ધન૦ ॥ ૪॥ શુદ્ધ સંયમ પાળે, દૂષણ ટાળે ॥ શિવમગ ચાલે, જગ ત્રાતા ॥ ક્રોધ માન ને માયા, લોભ હઠાયા, મોહ ભગાયા, અરિ ઘાતા ॥ શૂકળ મન ધ્યાયા, કર્મ ખપાયા કેવળ પાયા, જિણવારી ॥ ધન૦ ॥ ૫ ॥ સુણિ નાથ બડાઇ, મન અકડાઇ, આયા ચલાઈ, પ્રભુ પાસે ॥ વિસ્મય અતિ પાયા, ચિત્ત લજાયા, ગર્વ ગમાયા, વીમાસે ॥ પ્રભુ ભર્મ મિટાયા, જિન મગ આયા, સંજમ ઠાયા, તિણુ સારી ॥ ધન૦ ॥ ૬ ॥ પ્રથમ ઇંદ્રભૂતિ પૂરવધર શ્રુતિ, ત્રિપદિ સંયુતિ, ફરમાયા ॥ ગણધર પદ લીના, પરમ પ્રવીના, સમ દમ ભીના, તન તાયા ॥ ચુમ્માળીશે લારા, ગણધ ઈગ્યારા, ભયે અણગારા, વ્રતધારી ॥ ધન૦ ॥૭॥ ચાર તીરથ થાપ્ય પાપ ઉથાપ્યાં, સુવ્રત આપ્યાં, નર નારી ॥ કેઈ સ્વર્ગ સિધાયા,કે શિવ પાયા, શ્રી જિનરાયા, હિતકારી ॥ શૈલેશી ભાવે, પ્રભુ શિ પાવે, જગમે નાવે, અવિકારી ॥ ધન૦ ॥ ૮ ॥ પ્રભુ અલખ નિરંજ ભવદુઃખ ભંજન, ભવિજન રંજન, કિરપાળા ॥ જે શુદ્ધ મન ધ્યાં દુઃખ પુલાવે, સુખ ઉપાવે, પ્રતિપાળા ॥ કહે ઋષિ તિલોકા, ની ધોકા, દેજો શિવ થોકા, ભવ પારી ॥ ધન૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી ચિંતામણિપાર્શ્વનાથનો છંદ.

(દોહા)

કલ્પવેલ ચિંતામણિ, કામધેનુ ગુણ ખાણ ॥ અલખ અગોચર અ ગતિ, ચિદાનંદ ભગવાન ॥ ૧ ॥ પરમજ્યોતિ પરમાતમા, નિર કિરતાર ॥ નિર્ભય રૂપ જ્યોતિસરૂ, પૂરણ બ્રહ્મ અપાર ॥ અવિનાશી સાહીબધની,ચિંતામણિ શ્રી પાસ॥ અરજ કરૂં કરજોડકે વંછિત આશ ॥ ૩ ॥ મનચિંતિત આશા ફળે, સકળ સિદ્ધવે કા ચિંતામણિકો જાપ જપ,ચિંતાહર એ નામ ॥૪॥ તુમ સમ મેરેકો [illegible] ભગવાન ॥ ચેતનકી એહ વીનતી, દીજે અનુભવ જ્ઞાન

( ચોપાઈ )

પ્રાણુત દેવલોકથી આયે, જન્મ વાણુારશી નગરી પાયે ॥ અશ્વસેન કુળમંડન સ્વામી, ત્રિહું જગકે પ્રભુ અંતરજામી ॥ ૬ ॥ વામાદેવિ માતાકે જાયે, લંછન નાગ ફણુ મણિપાયે ॥ શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણુ તનુ નિર્મળ જાણો ॥ ૭ ॥ માનવ જક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતિ દેવી સુખદાય ॥ ઇંદ્ર ચંદ્ર પારસ ગુણુ ગાવે, કલ્પવૃક્ષ ચિંતામણિ પાવે ॥ ૮ ॥ નિત સમરો ચિંતામણિ સ્વામી, આશા પૂરે અંતરજામી ॥ ધન ધન પારસ પુરિસાદાણી, તુજ સમ જગમેં કો નહી નાણી ॥૯॥ તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુઃખ જાયવિસરી ॥ ચેતનકો મન તુમારે પાસ, મનવંછિત પૂરો પ્રભુઆશ॥૧૦॥

( દોહા )

ૐ ભગવંત ચિંતામણિ, પાર્શ્વ પ્રભુ જિનરાય ॥ નમો નમો તુમ નામસેં, રોગ શોગ મિટ જાય ॥ ૧૧ ॥ વાત પિત્ત દૂરે ટળે, કફનહી આવે પાસ ॥ ચિંતામણિકે નામસેં, મિટે શ્વાસ ઓર ખાસ ॥ ૧૨ ॥ પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથિયો જાય ॥ શૂળ બહોતેર દૂરે રહે, દાદ ખાજ ન રહાય, વીશકુટક ગડગુબડાં, કોઢ અઢારે દુર ॥ નેત્ર રોગ સબ પરી હરે, કંઠમાળ ચકચૂર ॥ ૧૪ ॥ ચિંતામણિકે, જાપસેં, રોગ શોગ મિટ જાય ॥ચેતન પારસ નામકો, સમરો મનચિતલાય ॥૧૫॥

( ચોપાઇ )

મન શુદ્ધે સમરો ભગવાન, ભયભંજન ચિંતામણિ ધ્યાન ॥ ભૂત પ્રેત ભય જાવે દૂર, જાપ જપે સુખ સંપતિ પૂર ॥ ૧૬ ॥ ડાકણુ શાકણુ વ્યંતર દેવ, ભય નહિ લાગે પારસ સેવ ॥ જળચર થળચર ઉરપર જીવ, ઇનકો ભય નહી સમરો પીવ ॥૧૭॥ વાઘ સિંહકો ભય નહી હોય, સર્પ ગોહ આવે નહિ કોય ॥ વાટ ઘાટમેં રક્ષા કરે, ચિંતામણિ ચિંતા સબ હરે ॥૧૮॥ ટોણાં ટામણુ જાદૂ કરે, તુમારો નામ લેતાં સબ ડરે ॥ ઠગ ફાંસીગર તસ્કર હોય, દ્વેષી દુસ્મન દુષ્ટજ કોય ॥૧૯॥ ભય સબ ભાગે તુમારે નામ, મનવંછિત પૂરો સબ કામ ॥ ભય નિવારણુ પૂરે આશ, ચેતન જપ ચિંતામણિ પાસ ॥ ૨૦ ॥

( દોહા )

ચિંતામણિકે નામસેં, સકળ સિદ્ધવે કામ ॥ રાજ ઋદ્ધિ રમણી મળે, સુખ સંપતિ બહુ દામ ॥ ૨૧ ॥ હય ગય રથ પાયક મળે, લક્ષ્મીકો નહી પાર ॥ પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર

॥૨૨॥ ચેતન ચિંતાહરણકો, જાપ જપે તિન કાળ ॥ કર આંબિલ ષટમાસકો, ઉપજે મંગળ માળ ॥ ૨૩ ॥ પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન ॥ મનવંછિત સુખ ઊપજે, નિત સમરો ભગવાન ॥ ૨૪ ॥ સંવત અઢારા ઉપરે, સાડત્રિશકો પરિમાણ ॥ પોષ શુકલ દિન પંચમી, વાર શનિશ્ચર જાણ ॥૨૫॥ પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિતલાય ॥ ચેતન સંપતિ બહુ મળે, સમરો મન વચ કાય ॥૨૬॥

## અથ શ્રી ચોત્રીશ અતિશયનો છંદ.

શ્રી સુમતિ દાયક દુરિત ધાયક, જ્ઞાન અનુભવ શ્રી વરી ॥ તસ સુગુરુકેરા ચરણ પ્રણમું, યુગમ કરજોડી કરી ॥ બહુ ભાવ ભકતે થુણું જિનવર, ચોત્રીશે અતિશય કરી ॥ જે સુગુરૂ મુખથી સુણ્યા તે કહું, આગમ શાસ્ત્રે અનુસરી ॥૧॥ તિહાં પ્રથમ અતિશય શ્રી જિનકેરા, રોમ નખ વાધે નહી ॥ નીરોગ નિર્મળ ગાત્ર જેહનું, દ્વિતીય અતિશય એ સહી ॥ ગોદૃધ સરખાં માંસ લોહી, તૃતિય એહ વખાણિયે ॥ ચોથો તે ઉત્પલ ગંધ સરખા, શ્વાસોશ્વાસ સો જાણિયે ॥૨॥ આહાર ને નિહાર પ્રચ્છન, એહ અતિશય પાંચમો ॥ આકાશગત ધર્મચક્ર છઠ્ઠો, ગગન છત્ર એ સાતમો ॥ રહ્યાં તે અંબર શ્વેત ચામર, યુગ્મ અષ્ટમ એ કહ્યો ॥ સ્ફટિક સિંહાસન સુનિર્મળ, નવમ અતિશય એ લહ્યો ॥ ૩ ॥ આકાશગત ધ્વજ સહસ મંડિત, ઇંદ્રધ્વજ આગળ ચલે ॥ એ દશમ અતિશય કહ્યો શ્રુતમાં, દેખી પરમત ખળભળે ॥ ઇગ્યારમે વળિ સ્વામી ઊભા, રહે વળી બેસે જિહાં ॥ સચ્છાય સધ્વજ દેવ તતક્ષણ, અશોકતરૂ વિરચે તિહાં ॥ ૪ ॥ દ્વાદશ અતિશય પ્રભા મંડળ, પૂંઠે રવિકર જીપીયે ॥ રમણીય સુંદર ભૂમિભાગ સો, તેરમો એ દીપિયે ॥ અધોમુખ હોય સર્વ કંટક, ચૌદમે અતિશય વરૂ ॥ અનુકૂળ થઇને પ્રણમે રૂતુ સબ, પંચદશમો સુખકરૂ ॥ ૫ ॥ સંવર્ત્ત પવને ભૂમિ પૂંજે, યોજન લગે એ સોળમે ॥ સુગંધ વર્ષોદ તિહાં વરસે, પ્રગટ અતિશય સતરમે ॥ જાનું પ્રમાણે બીંટ નીચાં, પંચવર્ણું સોહામણાં ॥ જળ અને સ્થળનાં ફૂલ વરસે, અઢારમે અતિશય ઘણાં ॥ ૬ ॥ અમનોજ્ઞ શબ્દાદિક હી નાસે, ઓગણીશમે અતિશય વળી ॥ વીશમે અતિશય સુભક્ષ થાયે, ઇમ કહે પ્રભુ કેવળી ॥ એકવીશમે પ્રભુ તણીય દેશના, યોજન લગે સવિ જન સુણે ॥ બાવીશમે વળી અર્દ્ધ માગધિ, ભાષાયે જિનજી ભણે ॥૭॥ ત્રેવીશમે જિનવાણિ

જનને, હેતુ શિવભણી પરિણમે ॥ ચોવીશમે પ્રભુ ચરણ મૂળે, વૈર જંતુનાં ઉપશમે ॥ અન્યલિંગી નમે જિનને, પંચવીંશતિ અતિશયે ॥ અન્યતીર્થિં મૌન થાયે, છવ્વીશમે પ્રભુ નિશ્ચયે ॥૮॥ પચવીશ જોજન લગે જિનથી, ઇતિ અને મારી નહી ॥ સ્વચક્ર ને પરચક્ર ન હોયે, ત્રીશ અતિશય એ સહી ॥ અતિવૃષ્ટિ દુર્ભિક્ષ અનાવૃષ્ટિ ત્રણ એ નવિ ઉપજે ॥ ચોત્રિશમે વળિ વ્યાધિ પીડા, આદિ દુઃખ ન સંપજે ॥૯॥ ચોત્રીશ અતિશય એહ કહિયા, સૂત્ર સમવાયાંગમાં ॥ તે ભણતાં ગુણતાં હૈયે ધરતાં, રહે આતમ રંગમાં ॥ નિજ શુદ્ધ આતમ રૂપ પ્રગટે, ભાવશું જો ધ્યાઇએ ॥ દર્શનાદિક રત્ન લહિયે, પરમ પદ સુખ પાઇએ ॥ ૧૦ ॥ અર્હંત ભગવંત તણા અતિશય, ભણો આણી આસતા ॥ બહુ પુણ્ય કરિયે ધ્યાન ધરિયે, સુખ લહિયે શાશ્વતાં ॥ શ્રી સૂરિ વિદ્યાઉદધિ સેવક, શિષ્ય ઇણિ પરે સંસ્તવે ॥ મુનિ જ્ઞાનસાગર કહે પ્રભુપદ, સેવા માગું ભવો ભવે ॥ ૧૧ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી મહાવીરસ્વામીનો છંદ.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર, ત્રિશલાદે સુત જગ આધાર ॥ શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન ॥૧॥ તુમ નામે લહિયે સંપદા, તુમ નામે મનવંછિત મુદા, ॥ તુમ નામે લહિયે સનમાન, શરણ૦ ॥૨॥ દુર્જન દુષ્ટ વૈરિ વિકરાળ, તુમ નામે નાસે તતકાળ ॥ તુમ નામે દિન દિન કલ્યાણ, શરણ૦ ॥૩॥ તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહિ કદા ॥ રોગ શોગ ચિંતા નવિ જાણ, શરણ૦ ॥૪॥ ગ્રહાદિક પીડા નવિ કરે. નામ તમારૂં જે અનુસરે ॥ ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન, શરણ૦ ॥ ૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી પાંસઠિયાયંત્રનો છંદ.

શ્રી નેમીશ્વર સંભવ શામ, સુવિધિ ધર્મ શાંતિ અભિરામ ॥ અનંત સુવ્રત નમિનાથ સુજાણ, શ્રી જિનવર મુજ કરો કલ્યાણ ॥૧॥ અજિતનાથ ચંદ્રપ્રભુ ધીર, આદીશ્વર સુપાસ ગંભીર ॥ વિમળ નાથ વિમળ જગ જાણ, શ્રી જિનવર૦ ॥૨॥ મલ્લિનાથ જિન મંગળ રૂપ, પચવીશ ધનુષ સુંદીર સ્વરૂપ ॥ શ્રી અરનાથ નમું વર્ધમાન, શ્રી જિનવર૦ ॥૩॥ સુમતિ પદ્મપ્રભુ અવતંસ, વાસુપૂજ્ય શીતળ શ્રેયાંસ ॥

કુંથુ પાર્શ્વ અભિનંદનભાણ, શ્રી જિનવર૦ ॥૪॥ ઇણિ પરે જિનવર સંભારીયે, દુઃખ દારિદ્ર વિઘ્ન નિવારીયે ॥ પચ્ચીશેપાંશઠપરિમાણ, શ્રી જિનવ૦ ॥પ॥ ઇમ ભણતાં દુઃખ નાવે કદા, નિજ પાસે જોશ ખો સદા ॥ ધરિયે પંચતાણું મન ધ્યાન, શ્રી જિનવર૦

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

॥૬॥ શ્રી જિનવર નામે વંછિત મળે, મનવંછિત સહુ આશાફળે ॥ ધર્મસિંહ મુનિ નામ નિધાન, શ્રી જિનવર૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી નવકારનો છંદ.

સુખ કારણ ભવિયણ, સમરો નિત નવકાર ॥ જિનશાસન આગમ, ચૌદ પુરવનો સાર ॥ ૧ ॥ એ મંત્રનો મહિમા, કહેતાં ન લહું પાર ॥ સુરતરૂ જિમ ચિંતિત, વંછિત ફળ દાતાર ॥૨॥ સુર દાનવ માનવ, સેવા કરે કરજોડ ॥ ભૂવિમંડળ વિચરે, તારે ભવિયણ કોડ ॥ ૩ ॥ સુરછંદે વિલસે,અતિશય જાસ અનંત ॥ પદ પહેલે નમિયે, અરિગંજન અરિહંત ॥ ૪ ॥ જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત ॥ પંચમિ ગતિ પહોત્યા; અષ્ટ કરમ કરિ અંત ॥ ૫ ॥ કળ અકળ સરૂપી, પંચાનંતક દેહ ॥ જિનવર પય પ્રણમું, બીજે પદ વળિ એહ ॥૬॥ ગચ્છ ભાર ધુરંધર, સુંદર શશિહર શોભ ॥ કરે સારણ વારણ, ગુણ છત્રીશે થોભ ॥૭॥ શ્રુત જાણ શિરોમણિ, સાગર જિમ ગંભીર ॥ ત્રીજે પદ નમિયે, આચારજ ગુણ ધીર ॥૮॥ શ્રુતધર ગુણ આગર, સૂત્ર ભણાવે સાર ॥ તપ વિધિ સંયોગે, ભાંખે અર્થ વિચાર ॥૯॥ મુનિવર ગુણ જુત્તા, કહિયે તે ઉવઝાય ॥ પદ ચોથે નમિયે, અહનિશિ તેહના પાય ॥૧૦॥ પંચાશ્રવ ટાળે, પાળે પંચાચાર ॥ તપસી ગુણધારી, વારે વિષય વિકાર ॥૧૧॥ ત્રસ થાવર પીયર, લોક માંહી જે સાધ ॥ ત્રિવિધે તે પ્રણમું, પરમારથ જિણે લાધ ॥૧૨॥ અરિકરિહરિ સાયણિ, ડાયણિ ભૂત વૈતાળ ॥ સવિ પાપ પણાસે, વાધે મંગળમાળ ॥૧૩॥ ઇણ સમરયાં સંકટ, દૂર ટળે તતકાળ ॥ ઇમ જંપે જિનપ્રભુ, સૂરિ શિષ્ય રસાળ ॥ ૧૪ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી તાવનો છંદ.

॥ દોહા ॥

નમો આનંદપુર નગર, અજયપાળ રાજાન ॥ માતા અજયા જનમિયો, જ્વર તું કૃપાનિધાન ॥૧॥ સાત રૂપ શક્તિ હુઓ, કરવા ખેલ જગત્ત ॥ નામ ધરાવે જૂજૂવાં, પ્રસર્યો તું ઈત ઉત્ત ॥૨॥ એકાંતરો બેયાંતરો, ત્રઇયો ચોથો તામ ॥ શીત ઉષ્ણ વિષમજ્વરો, એ સાતે તુજ નામ ॥ ૩ ॥

॥ છંદ. ॥

એ સાતે તુજ નામ સુરંગા, જપતાં પૂરે કોડિ ઉમંગા ॥ તેં નામ્યા જે જાલિમ જુંગા, જગમાં વ્યાપી તુજ જસ ગંગા ॥૪॥ તુજ આગે ભૂપતિ સબ રંકા, ત્રિભુવનમાં વાજે તુજ ડંકા ॥ માને નહિ તું કેહની શંકા, તૂઠ્યો આપે સોવન ટંકા ॥૫॥ સાધક સિદ્ધ તણા મદ મોડે, અસુર સુરા તુજ આગળ દોડે ॥ દુષ્ટ ધિઠ્ઠનાં કંધર તોડે, નમિ ચાલે તેહને તું છોડે ॥ ૬ ॥ આવંતો થરહર કંપાવે, ડાહ્યાને જિમ તિમ બહકાવે ॥ પહિલો તું કેડમાંથી આવે, સાત શિખર પણ શીત ન જાવે ॥ ૭ ॥ હીં હીં હું હુંકાર કરાવે, પાંસળિયાં હાડાં કડ ડાવે ॥ ઉનાળે પણ અમલ જગાવે, તાપે પહિરણમાં મુતરાવે ॥૮॥ આસો કાર્તિકમાં તુજ જોરો, હઠયો ન માને ધાગો દોરો ॥ દેશ વિદેશ પડાવે સોરો, કરે સબળ તું તાતો તોરો ॥૯॥ તું હાથીનાં હાડાં ભંજે, પાપીને તાડે કર પંજે ॥ ભક્ત વત્સળ ભાવે જો રંજે, તો સેવકને કોય ન ગંજે ॥ ૧૦ ॥ ફોઠક તોડક ડમરૂ ડાકં, સુરપતિ સરિખા માને હાકં ॥ ધમકે ધૂંસડ ધાસડ ધાકં, ચઢતો ચાલે ચંચળ ચાકં ॥૧૧॥ પિશુન પછાડણ નહી કો તોથી, તુજ જસ બોલ્યા જાય ન કોથી ॥ સી અણુખીલ કરો એ થોથી, મહેર કરી અળગા રહો મોથી ॥૧૨॥ ભક્ત થકી એવડી કાં ખેડો, અવલ અમિના છાંટા રેડો ॥ લાખા ભક્તનો એ નિવેડો, મહારાજ મૂકો મુજ કેડો ॥૧૩॥ લાજવશો મા અજયા રાણી; ગુરૂ આણ માનો ગુણખાણી ॥ ઘરે સિધાવો કરૂણા આણી, કહું છું નાકે લીટી તાણી ॥૧૪॥ મંત્ર સહિત એ છંદ જે પઢશે, તેહને તાવ કદી નવિ ચઢશે ॥ કાંતિ કળા દેહી નિરોગં, લહેશે લખમી લીલા ભોગં ॥ ૧૫ ॥

॥ કળશ છપ્પય ॥

ૐનમો ધરિ આદિ, બીજ ગુરૂ નામ વંદીજે ॥ આનંદપુર

અવનીશ, અજયપાળ આખીજે ॥ અજ્યા જાત અઢાર, વાંચિયે સાતે બેટા ॥ જપતાં એહિજ જાપ, ભક્તશું ન કરે મેટા ॥ ઉતરે ચઢિયો અંગ, પળમેં તુજ વયણે મુદ્દા ॥ કહે કાંતિ રાગ નાવે કદી, સાર મંત્ર ગહિયે સદ્દા ॥ ૧૬ ॥ ઈતિ. ॥ એ છંદ સાત વાર, ચૌદ વાર અથવા એકવીશ વાર સાંભળે અથવા ગણે, તો તાવ જતો રહે.

---

## અથ શ્રી વિરજિન છંદ.

શ્રી સિદ્ધારથ કુળ દીપક ચંદ, ત્રિશલાદે રાણીનો નંદ ॥ કોમળ કંચન વરણ શરીર, મનવંછિત પુરણ મહાવીર ॥ ૧ ॥ કૃપાનાથ કરિ કરૂણા ઘણી, મુજ સામું જુઓ શાસન ધણી ॥ ત્રિભુવનનાથ આયો અબ તીર, મન૦ ॥૨॥ અનંતબળી તપ દુક્કર કિયા, સવિ કર્મકું દાવાનળ દિયા ॥ ખમ દમ સમ ધીમાન ને ધીર, મન૦ ॥૩॥ ચુમ્માળીશેં ચેલા કિયા, એકજ દિનમેં મહાવ્રત દિયા ॥ ગૌતમ સરિખા હુઆ વજીર, મન૦ ॥૪॥ સમવસરણમાં સુણયો અધિકાર, અમૃત વાણીરૂપ દિદાર ॥ દીઠે હરખે હૈડું ધીર, મન૦ ॥૫॥ એક પળ ધરે પ્રભુજીનું ધ્યાન, પગ પગ પ્રગટે પુણ્ય નિધાન ॥ વચન મીઠાં જિમ મિસરી ખીર, મન૦ ॥૬॥ ચેન પામે ચિંતા ચકચૂર, દેખી દુશ્મન નાસે દૂર ॥ દિન દિન વાધે સંપતિ શીર, મન૦ ॥ ૭ ॥ તુમ નામે ભવ સાયર તરે, તુમ નામે સવિ કારજ સરે ॥ ઋદ્ધિ વૃદ્ધિ પામે હિર ચીર, મન૦ ॥૮॥ ચિંતામણિ જિમ જિનવર જાપ, ક્રોડ ભવોનાં કાપે પાપ ॥ રાગ શોગ નાસે પર પીઠ, મન૦ ॥૯॥ વૈશાખ શુદિ દશમ દિન જાણ, પ્રભુજી પામ્યા કેવળનાણ ॥ સાયર જેસા હોત ગંભીર, મન૦ ॥૧૦॥ સંવત અઢાર તેત્રીશમેં તામ, મેડત નગર કિયા ગુણગ્રામ ॥ ષટકાયાના પ્રભુજી પીર, મન૦ ॥૧૧॥ પ્રભુ પાવાપુરિમાં મુગતી ગયા, ઋષિ રાયચંદ કહે કરજ્યો મયા ॥ પહોંચાડો મુજ ભવજળ તીર, મન૦ ॥ ૧૨ ॥ ઈતિ. ॥

---

## અથ શ્રી જયજંજણ અરિહંતનો છંદ.

( ચોપાઇ. )

જય જય વિશ્વનાથ જશવંત, પ્રણમું શ્રી અરિહંત મહંત ॥ કુશળવેલિ જળ પુષ્કર ધાર, દુરિત તિમિર ભાનુ સંસાર ॥૧॥ ચિત્ર વેલ ચિંતામણિ પાસ, કલ્પવૃક્ષ જિમ પૂરણ આશ ॥ આરતિ હરણ

કરણ સુખ સંત, ચરણ શરણ ધારો મન ખંત ॥૨॥ ક્રોધ માન છળ લોભ નિવાર, ભયે કેવળ પદ તુમ સંસાર ॥ ઇંદ્રિ નરીંદ સુરાસુર દેવ, મન વચ કાય કરે તુમ સેવ ॥૩॥ નિપટે સર્પ ચંદનતરૂ ભાલ, ગરૂડ શબ્દ સુણિ નાસત વ્યાલ ॥ જંતુ વૃક્ષ કર્મ અહિ જાણ, તુમ સમરણસેં હોત પ્રયાણ ॥ ૪ ॥ કોટિ વૃંદ નારી જણે પૂત, તુમસો અવર ન પ્રસવે સૂત ॥ ઉગે નક્ષત્ર ચઉદશિ માંય, દિનકર પૂર્વ દિશિ પ્રગટાય ॥૫॥ તુમ નિર્મળ ગુણ આગર દેવ, ક્ષમાસાગર હિ આપ અછેવ ॥ ધર્મધુરંધર સારથવાહ, ધર્મચક્રી પ્રભુ ત્રિજગ નાહ ॥૬॥ અવિનાશી અવિકારી અરૂપ, નિર્ભય કરણ પરમસુખ ભૂપ ॥ જગગુરૂ જગબંધવ જગ ઈશ, ત્રિકરણ શુદ્ધ નમાવું શીશ ॥૭॥ જન્મ જરાને મરણ દુઃખ શોગ, એહ અનાદિ લગ્યો ભવ રોગ ॥ તુમ સમરણ ઔષધ જો લેત, ભવ ભય વ્યાધિ રંચ ન રેત ॥૮॥ તુમ જગવચ્છળ કરૂણાવંત, શાંતિકારક શ્રી ભગવંત ॥ મેં મતિ હીન અલ્પ મુજ બોધ, તુમ ગુણ કૈસેં વરણવું શોધ ॥૯॥ કેઇક હરિ હર જપત મહેશ, કેઈકિ સરસ્વતિ ગૌરી ગણેશ ॥ કેઇક રવિ શશિ નવગ્રહ દેવ, કેઈકિ જળ થળ અગની સેવ ॥૧૦॥ કેઇક ઇશા પેગંબર પીર, કેઇક દેવી ભૈરવ વીર ॥ મેં મન નિશ્ચે કિયો નિરધાર, તુમ સમ ઓર ન કો સંસાર ॥૧૧॥ કિહાં સરષવ કિહાં મેરૂ ઉત્તંગ, કિહાં કેસરી બળવંત કુરંગ ॥ રાધા મણિ વૈડુર્ય ફેર, જૈસેં અમૃત અંતર ઝેર ॥૧૨॥ જૈસેં વસ્તર કંબળ હીર, નિશિ દિન અંતર કાયર વીર ॥ આક દૂધ કિહાં ધેનુ ખીર, ખીરસાગર કિહાં ખારૂં નીર ॥૧૩॥ પુણ્ય પાપ ફળ રંકને રાય, પ્રગટ દ્રવ્ય સુપનકી માય ॥ સત્ય જૂઠ તસ્કર શાહુકાર, આગિયા તેજ રવિ ઝળકાર ॥૧૪॥ જૈસેં કર્મઘાતી કર્મવંત, પ્રત્યક્ષ અંતર ભાસે અનંત ॥ વિશ્વ વિખ્યાત સદા સુખકાર, જયું ઉદધિ મેં દ્વીપ આધાર ॥૧૫॥ ભૂખ્યાં ભોજન પ્યાસા નીર, રોગી ઔષધથી મન ધીર ॥ પંખી નભ નટ વંશ વિચાર, તિમ તુમ નામ તણો આધાર ॥૧૬॥ બાળક જનની ગૌ વચ્છ હેત, હંસ સરોવર આશરે રહેત ॥ જયૂં હસ્તી કજળ વન પ્રીત, અંબ કોયલ ચકવી આદિત ॥૧૭॥ સતિ ભરતાર બપૈયા મેહ, મધુકર માલતિ અધિક સ્નેહ ॥ લોભી મનમેં ધનકો જાપ, તૈસેં હું સમરૂં પ્રભુ આપ ॥૧૮॥ હિંસા જૂઠ ચોરી ઉન્માદ, સેવ્યો પરિગ્રહ ક્રોધ અનાદિ ॥ માન માયા તૃષ્ણા અતિ કીધ, રાગ દ્વેષ તેમ કલેશ પ્રસીદ્ધ ॥૧૯॥ આળ દિયાં કર ચાડી કૂડ, પર અપવાદ કિયા

ભરપૂર ॥ વિષય કષાય રતિ આરતિ આણુ, બાંધ્યાં નિકાચિત કર્મ અજાણ ॥ ૨૦ ॥ કપટ સહિત કહી મૃષાવાદ, મિથ્યામત કરણી આલ્હાદ ॥ કરણુ કરાવણુ કરી મેં મોહ, પાપ અઢારહ ધર્મ વિરોધ ॥૨૧॥ ઇણુ વિધ કરિયાં કર્મ કરૂર, પહોત્યો નરક સહ્યાં દુઃખ પૂર ॥ પરમાધામી દીધી ત્રાસ, નહી માની કીંચિત અરદાસ ॥૨૨॥ તિરિયંચ વેદન સાગર રૂપ, જંગમ થાવર પડિયો કૂપ ॥ છેદન ભેદન કષ્ટ મહંત, જનમ મરણ દુઃખ સહ્યાં અનંત ॥૨૩॥ નર ભવ નીચ જાતિ કુળ હીન, દુઃખી દરિદ્ર ભયો અતિ દીન ॥ જન જન આગેં જોડ્યા હાથ, પૂરણુ નહિ મિળિયો જળ ભાત ॥૨૪॥ પાપ ઉદય નાટકિયો દેવ, ભયો મેં તબ કરિ સુરની સેવ ॥ પાડયાં નાટક તોડી તાન, કર્મ ઉદય મેં ભયો હેરાન ॥૨૫॥ ચઉગતિ ભ્રમણુ મહા દુઃખ લીન, તુમ શરણાં બિણુ ભવ ભવ દીન ॥ કીધા મેં અપરાધ અપાર, ભરિયો હું અવગુણુ ભંડાર ॥૨૬॥ ખોય દિયો મેં નિર્થક કાળ, મોહનીકર્મ એ ભર્મ જંજાળ ॥ સર્પ અંધારે જેવડી જેમ, છીપખંડ રૂપુ ગ્રહે તેમ ॥૨૭॥ મૃગ મરીચિકા જાણુત તોય, પ્યાસ બુઝાવણુ હરિણાં સોય ॥ ધાવત ધાવત છોડે પ્રાણુ, તૈસેં મેં ભમિયો અજ્ઞાણુ ॥૨૮॥ જેસેં જ્વર તન પ્રબળતા હોય, અન્ન રૂચિ નહિ વ્યાપે સોય ॥ તૈસેં કુકર્મ ઉદયગત જીવ, ધર્મરૂચિ નહિ આવત ઇવ ॥૨૯॥ જબ તન જ્વરકો મિટત વિકાર, તબ સોઇ વંછ્યા કરત આહાર ॥ અશુભ કર્મ જબ હોત પ્રયાણુ, તબ તુમ શરણુ ગ્રહે ભવિયાણુ ॥ ૩૦ ॥ જાણી મેં આગમ અનુસાર, કીંચિત તુમ મારગકી કાર ॥ જ્ઞાન દર્શન પૂરણુ ચારિત્ર, પળે નહી મુજ શુદ્ધ પવિત્ર ॥૩૧॥ પણુ એક ચરણુ શરણુકી આશ, ધારી મેં અબ હિયે વિમાસ ॥ આશ નિરાશ કરણુ નહી રીત, તુમશું લાગી પૂરણુ પ્રીત ॥ ૩૨ ॥ તુમ સમ ઔર ન કોઈ કૃપાળ, અધમ ઉદ્ધારણુ દીન દયાળ ॥ તુમ વિણુ કોણુ મો હોત સહાય, તુમ વિણુ કોણુ ભવિક સુખ દાય ॥૩૩॥ ગજ મદવંત મહા વિકરાળ, સન્મુખ આવે ન નરકૂં ભાળ ॥ મારણુ આવે ભરતો ફાળ, તુમ જપતાં હરિ હોવે શિયાળ ॥૩૪॥ કલ્પાંતકાળ સમીર અદભ, જળે દાવા નળ ધૂમ્ર પ્રચંડ ॥ ઐસેં કષ્ટ ભજે જન કોય, તુમ કીરત જળ શીતળ સોય ॥૩૫॥ શ્યામ રંગ દગ લાલ કરાળ, ક્રોધ ઉદ્ધત ધ્યાવે વિકરાળ ॥ નાગદમન તુમ નામ વિશાળ, રટતાં વિઘ્ન કરે નહી વ્યાલ ॥૩૬॥ ભૂપશું ભૂપ કરે સંગ્રામ, રક્ત ખાળ વહે તિણુ ઠામ ॥ ઐસેં-

સંકટ ધ્યાવે આપ, લહે રણ વિજય ટળે સંતાપ ॥ ૩૭ ॥ અથાહ જળ વહે વાય કુવાય, ઉઠે કલ્લોલ વાહણ કંપાય ॥ ઐસી વિપત ધ્યાન કરનાર, સો સહિ પાવે સાગરપાર ॥૩૮॥ સાસ ખાસ જવર ગુંબડ દાહ, કુષ્ટ ભગંદર રોગ અગાહ ॥ જો તુમ પ્રણમે ભાવ નિઃશંક, તતક્ષણ પ્રલય હોત આતંક ॥૩૯॥ પાવન બેડી હથકડી હાથ, રોકે ભાખસી રૂંધે ભાત ॥ ઐસી આપદ સમરે આપ, બંધન છૂટે ટળે સંતાપ ॥૪૦॥ તુમ રણમોચન ગરિબ નિવાજ, બંધન છોડે શ્રી જિનરાજ ॥ તુમ ત્રિહુંલોકમેં તિલક સમાન, તુમ નામે દિન દિન કલ્યાણ ॥૪૧॥ ૐ હ્રીં શ્રીં નમો નમો અરિહંત, ઋદ્ધિ સિદ્ધિ વૃદ્ધિ સુખ સંત ॥ દેજયો દીનદયાળ નિધિ મોય, ભવ ભવ શરણું વંછું-તોય ॥૪૨॥ હય ગય રથ દળ પ્રબળતા પૂર, વૈરી દુશ્મન નાસે દૂર ॥ પૂત સપૂત કલત્ર ગુણવંત, મળે સંજોગ રહે સુખ જંત ॥૪૩॥ દુશ્મન બળ નહિ લાગે દાવ, વૈર મિટિ હોય સજ્જન ભાવ ॥ જિહાં જાવે તિહાં આદર હોય, મોહનીમંત્ર નામ તુમ જોય ॥૪૪॥ જડ મૂર્ખ નર જે મતિ હીન, પણ તુમ સમરણ મેં રહે લીન ॥ બુદ્ધિ પ્રબળ સો પંડિત થાય, જગમેં પૂજા હોત સવાય ॥ ૪૫ ॥ આભકો કાગદ મશિ સબ નીર, લેખણી લેવે સુદર્શન ગીર ॥ જો લિખે સરસ્વતિ ગુણ વિસ્તાર, સાગર કોડી લહે નહિ પાર ॥૪૬॥ અલ્પમતિ હું પ્રમાદી જીવ, કૈસેં તુમ ગુણ કહું અતીવ ॥ તુમ વાલેશર જીવન પ્રાણ, રાજ રાજેશ્વર ગુણનિધિ ખાણ ॥૪૭॥ તિલોક-ઋષિ કરે અરદાસ, અંતરજામી તુમ ગુણ રાસ ॥ આપકે પાસ ન માગું લેશ, મોય બતાવો નિજ પ્રદેશ ॥ ૪૮ ॥ એલિક અરજી લીજયો માન, કબ હું ન ભુલું તુમ એસાન ॥ નીઠ નીઠ જાણ્યા તુમ દેવ, ભવ ભવ દેજયો તાહરી સેવ ॥ ૪૯ ॥ સંવત ઓગણીસ બત્રીશ માન, જયેષ્ટ કૃષ્ણ તિથિ બીજ પ્રમાન ॥ વાર શની સિદ્ધિ જોગ વિચાર, ભયભંજન સ્તવ કિયો ઉચ્ચાર ॥૫૦॥ શેહેર શાહ-જાપુર માળવ દેશ, સુખશાતા ચઉ તીર્થ હમેશ ॥ ભણે ગણે સુણે નર નાર, તસ ઘરે વર્ત્તે મંગળ ચાર ॥ ૫૧ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી ઓગણત્રીશીભાવના છંદ.

(દોહા)

અવિચળ પદ મન થિર કરી, જિહાં છે સુખ અપાર ॥ પ્રતિ

બોધિશ મન આપણું, જિમ પામું ભવ પાર ॥૧॥ રે મન તેં અસ્થિરપણે, કીધાં કુકર્મ કોડ ॥ રાગ તણે રંગે કરી, જીવહ આણી ખોડ ॥૨॥ પચેંદ્રિય પરવશ પણે, જે મેં કીધાં પાપ ॥ તે મુખ કહિએ કેટલાં, હુઓ સંસારહ વ્યાપ ॥૩॥ જ્ઞાનદૃષ્ટિ જીવ જોઈ તું, મોહતણી મતિ મુક ॥ વળીય વળી પામીશ નહી, નર ભવ એળે મ ચૂક ॥૪॥ જે દિશિયે ગ્રહ ઉગમે, તે સંધ્યા નવિ હોય ॥ ધન ધાન્ય પરિવારની, મમતા મ કરો કોય ॥૫॥ નાહણ ભોયણ આભરણ, જે પામીયે અપાર ॥ એકે જાતાં જીવને, તે દેહિ કીજે છાર ॥૬॥ મંદિર માંહે ધન ધરણિ, સીમે રહ્યો પરિવાર ॥ કાયા અગ્નિ પ્રજાળિયે, જીવ જાય નિરધાર ॥૭॥ જાવજીવ ધન મેળિયું, એ તુજ આવ્યું ભાગ ॥ શકટ એક કાઠી ભર્યું, ભાગે ભાજને આગ ॥૮॥ મનુષ્યતણે પામે મરણ, સોચે સગા અપાર ॥ આપણપેં જાશું સહી, ઈમ ન ગણે ગમાર ॥૯॥ ઇંદ્રાદિક સેવે સદા, જેહને ત્રિગડે વાસ ॥ તે હું જિન થીર નવિ રહ્યા, અવરાની કુણ આશ ॥૧૦॥ ઇંદ્રાદિકને ચક્રી ગણ, રાય રાણા અવલોક ॥ ગજ રથ તુરંગમ પરિવરયા, તે હુ ગયા પરલોક ॥૧૧॥ માય તાય બંધવ બહિન, ભાર્યા સુત ભંડાર ॥ માહરૂં કરતાં માનવી, ગયા સવે નિરધાર ॥ ૧૨ ॥ વસ્ત્ર હીન તું જનમિયો, જાઇશ તેણે રૂપ ॥ પાપે પિંડ જો પોખિયો, પડિયો સંસાર હ કૂપ ॥૧૩॥ ગામ ગયા આવે વળી, હરખે મળે સહુ કોય ॥ ઇણ પંથે પંથી હુવા, તેહને ન મળે કોય ॥૧૪॥ પરભવ જાતાં જીવને, આડો કો નવિ થાય ॥ પ્રમદા ચોશઠ સહસનો, પતિ પરલોકે જાય ॥ ૧૫ ॥ લક્ષ બત્રીશ વિમાનનો, પતિ જેહને સેવંત ॥ કાજ કરે મનશું સદા, તે હું ઇંદ્ર ચ્યવંત ॥૧૬॥ માય તાય બંધવ કવણ, કુણ વૈરી કુણ મિત્ત ॥ એ ત્હારે સહુ કૌ સગું, સાંભળ તું એક ચિત્ત ॥૧૭॥ સૂઇ અગ્રે ભૂંઇ ચાંપિયે, ચૌદહરાજ પ્રમાણ ॥ તેં સઘળી ફરસી સહી, સરસી ચારે ખાણ ॥૧૮॥ તેં નિગોદ ભવ પૂરિયા, સાત નરક કિયો વાસ ॥ બંધન બાંધિયું કર્મને, કીધો કૂડ અભ્યાસ ॥ ૧૯ ॥ સાયર સલિલ થકી અધીક, તેં પીધાં માય થાન ॥ બહુ પર્વત પ્રાચે અધિક, તેં આરોગ્યાં ધાન ॥૨૦॥ સમુદ્ર નદી દ્રહથી ઘણું, જીવ તેં પાણી પીધ ॥ ભૂરિ ભવાંતર પૂરતાં, તો હિ તૃપતિ ન લીધ ॥૨૧॥ ઇમ ભમતાં સહુએ સગું, શત્રુ ન કો સંસાર ॥ સમતાશું મન સંવરી, મૈત્રી ભાવ વિચાર ॥૨૨॥ કુશ અગ્રે જળબિંદુ જિમ, જળ બુદબુદ જિન

હોય ॥ ઈંદ્રધનુષ ગજ કન્ન પરે, જીવિય ચંચળ જોય ॥૨૩॥ સુહણા સમોવડ જાણીયે, એ સઘળો સંયોગ ॥ ધર્મ મ છંડીશ મન થકી, તેહનો લહિય વિયોગ ॥૨૪॥ આપ સવારથ આવિયા, એ સહુએ તું જાણ ॥ મોહતણે મદ મોહિયો, મ કરીશ પરતણી હામ ॥૨૫॥ દશ દ્રષ્ટાંતે દોહિલું, શ્રાવકનું કુળ લદ્ધ ॥ શીળવ્રત સાચું વહે, પાળી સમકિત શુદ્ધ ॥૨૬॥ જરા ન આવે જ્યાં લગે, પચેંદ્રિય સમરત્થ ॥ વ્યાધિ ન આવે દેહને, ત્યાં સાધે પરમત્થ ॥૨૭॥ ગણીયા આઉખા દીહડા, જે ગયા તે ન વિલંત ॥ ઈમ જાણી આદર સહિત, ધર્મ કરો દઢ ચિત્ત ॥૨૮॥ એ ભવ ચિંતામણિ સમો, આળે તું મ મ હાર ॥ જિનશાસન મન થિર કરી, જીવ જતન સંભાર ॥૨૯॥ ભોગ ભલા જે નર લહે, હરખે જે દીએ દાન ॥ સમકિત વિણ શિવપદ નહી, જે અનંત સુખ ઠાણ ॥૩૦॥ એ ઓગણત્રીસી ભાવના, તેહનો શુદ્ધ વિચાર ॥ જે મનમાંહે સમરશે, તે તરશે સંસાર ॥૩૧॥ ઈતિ ॥

---

## અથ શ્રી શાંતિનાથસ્વામીનો છંદ.

શાંતિનાથકો કીજે જાપ, ક્રોડ ભવોનાં કાપે પાપ ॥ શાંતિનાથજી મ્હોટા દેવ, સુર નર સારે જેહની સેવ ॥૧॥ દુઃખ દારિદ્ર જાવે દૂર, સુખ સંપતિ હોવે ભરપૂર ॥ ઠગ ફાંસીગર જાવે ભાગ, બળતી હોવે શીતળ આગ ॥૨॥ રાજલોકમાં કીર્તિ ઘણી, શાંતિ જિનેશ્વર માથે ધણી ॥ જો ધ્યાવે પ્રભુજીનું ધ્યાન, રાજા દેવે અધિકું માન ॥૩॥ ગડ ગુંબડ પીડા મિટ જાય, દેખી દુશ્મન લાગે પાય ॥ સઘળો ભાગ્યો મનનો ભર્મ, પામ્યો સમકિત કાટયાં કર્મ ॥૪॥ સુણો પ્રભુ મોરી અરદાશ, હું સેવક તમે પૂરો આશ ॥ મુજ મન ચિંતિત કારજ કરો, ચિંતા આરતિ વિઘ્ન હરો ॥૫॥ મેટો મ્હારાં આળ જંજાળ, પ્રભુ મુજને તું નયણ નિહાળ ॥ આપની કીર્તિ ઠામો ઠામ, સૂધારો પ્રભુ મ્હારાં કામ ॥૬॥ જો નિત્ય નિત્ય પ્રભુજીને રટે, મોતીબંધા ફૂલા કટે ॥ ચેપ લાવણ દોનું જળ જાય, વિણ ઔષધ કટ જાવે છાય ॥૭॥ શાંતિનાથના નામથિ થાય, આંખે ટૂટ પડળ કટ જાય ॥ કમળો પીળો જળ જળ ઝરે, શાંતિ જિનેશ્વર શાતા કરે ॥૮॥ ગરમી વ્યાધિ મિટાવે રોગ, સયણ મિત્રનો મળે સંયોગ ॥ એહવો દેવ ન દીસે ઓર, નહિ ચાલે દુશ્મનકો જોર ॥ ૯ ॥ લુંટારા સબ જાવે નાસ, દુર્જન ફીટી હોવે દાસ ॥ શાંતિનાથની કીર્તિ ઘણી, કૃપા કરો તમે

ત્રિભુવન ધણી ॥૧૦॥ અરજ કરૂં છું જોડી હાથ, આપશું નહિ કોઇ છાની વાત ॥ દેખિ રહ્યા છો પોતે આપ, કાટો પ્રભુજી મ્હારાં પાપ ॥૧૧॥ મુજ મન ચિંતિત કરિયે કાજ, રાખો પ્રભુજી મ્હારી લાજ ॥ તુમ સમ જગમાંહિ નહી કોય, તુમ ભજવાથી શાતા હોય ॥૧૨॥ તુમ પાસ ચલે નહિ મરકી રોગ, તાવ તેજરો નાંખે તોડ ॥ મારિ મિટાઈ કીધી પ્રભુ સંત, તુજ ગુણનો નહિ આવે અંત ॥૧૩॥ તુમને સમરે સાધુ સતી, તુમને સમરે જોગી જતી ॥ કાટો સંકટ રાખો માન, અવિચળ પદનું આપો થાન ॥ ૧૪॥ સંવત અઢાર ચોરાણું જાણુ, દેશ માળવો અધિક વખાણુ ॥ શેહેર જાવરા ચૈતર માસ, હું પ્રભુ તુમ ચરણાંકો દાસ ॥૧૫॥ ઋષિ રૂગનાથજી કીધો છંદ, કાટો પ્રભુજી મ્હારા ફંદ ॥ હું જોઉં પ્રભુજીની વાટ, મુજ આરતિ ચિંતા સવિ કાટ ॥ ૧૬ ॥ ઇતિ ॥

## અથ શ્રી ગૌતમસ્વામીનો દ્વિતીય છંદ.

જયો જયો ગૌતમ ગણધાર, મ્હોટી લબ્ધિતણો ભંડાર ॥ સમરે વંછિત સુખ દાતાર, જયો જયો ગૌતમ ગણધાર ॥૧॥ વીર વજીર વડો અણગાર, ચૌદ હજાર મુનિ શિરદાર ॥ જપતાં નામ હુવે જયકાર, જયો૦ ॥૨॥ ગય ગમણી રમણી જગ સાર, પુત્ર કલત્ર સજ્જન પરિવાર ॥ આપે કનક કોડિ વિસ્તાર, જયો૦ ॥૩॥ ઘેર ઘોડા પાયક નહી પાર, સુખાસન પાલખી ઉદાર ॥ વૈરી વિકટ થાયે વિસરાળ, જયો૦ ॥૪॥ પ્રહ ઉઠી જપિયે ગણધાર, ઋધિ સિદ્ધિ કમળા દાતાર ॥ રૂપ રેખ મયણ અવતાર, જયો૦॥૫॥ કવિ રૂપચંદ ગુણ કેરો શિષ્ય, ગૌતમ ગુરૂ પ્રણમો નિશ દિશ ॥ કહે ચંદ એ સુમતાગાર, જયો૦ ॥૬॥

## અથ શ્રી મુનિગુણમંગલમાલા.

( આદર જીવ ક્ષમા ગુણ આદર, એ દેશી. )

સમરૂં શ્રી અરિહંત સિદ્ધ સાધુ, ધર્મ જિન આણા મઝાર જી ॥ ચારૂહિ મંગળ ઉત્તમ શરણો, હોજ્યો સદા સુખકારજી ॥૧॥ પ્રણમું તે ગુણવંત ત્રિકાળે, ત્રિકરણ મન વચ કાય જી ॥ ઋદ્ધિ સિદ્ધિ સુખ સંપતિ શાતા, નિત નિત દેવે સવાયજી ॥પ્ર૦॥૨॥ અતિત અનંત ચોવીશી વંદૂ, કેવળી અનંત અપાર જી ॥ વર્ત્તમાન ચોવીશી સાહેબ, નામ કહું સુવિચાર જી ॥ પ્ર૦ ॥ ૩ ॥ ઋષભ અજિત સંભવ અભિ-

નંદન, સુમતિ પદ્મ સુપાસ જી ॥ ચંદ્રપ્રભજી ને સુવિધિ જિનેશ્વર, શીતળ દ્યો શિવવાસ જી ॥ પ્ર૦ ॥ ૪ ॥ શ્રી શ્રેયાંસ વાસુપૂજ્ય વંદૂં, વિમળ અનંત ધર્મદેવ જી ॥ શાંતિ કુંથુ અરમલ્લિ મુનિસુવ્રત, નમિ નેમી કરૂં સેવ જી ॥ પ્ર૦ ॥ ૫ ॥ પારસ અને વર્દ્ધમાન જિનેશ્વર, એ ચોવિશ જિનરાય જી ॥ કર્મ ખપાઈ કેવળ પાઇ, મુક્તિ બીરાજ્યા જાય જી ॥ પ્ર૦ ॥ ૬ ॥ જયવંતા સીમંધરસ્વામી, યુગમંધર સુખકાર જી ॥ બાહુ સુબાહુ એ સઉ વિચરે, જંબૂદ્વી મઝાર જી ॥ પ્ર૦ ॥૭॥ સુજાત સ્વયંપ્રભ ને ઋષભાનન, અનંતવીરજ જગભાણુ જી ॥ શુરપ્રભ વિશાળ વજ્રધર, ચંદ્રાનન ગુણખાણુ જી ॥પ્ર૦॥૮॥ પૂરવ પશ્ચિમ ચાર ચાર જિન, ધાતકીખંડ મઝાર જી ॥ વિચરે ગામ નગર પુર પાટણ, કરતા પર ઉપગાર જી ॥ પ્ર૦ ॥૯॥ ચંદ્રબાહુ ભુજંગ ઇશ્વરજી, નેમીશ્વર શિવકંત જી ॥ વીરસેનને શ્રી મહાભદ્ર જી, દેવજશજી જશવંત જી ॥ પ્ર૦॥૧૦॥ વીશમા અજિતવિરજજગનાયક,ચાર ચાર જિનરાય જી ॥ પુષ્કરાર્દ્ધમેં વિચરે સાહિબ, નામે નવનિધિ થાય જી ॥પ્ર૦॥૧૧॥ઉત્કૃષ્ટ પદે એકસો શિત્તેર, જઘન્ય કેવળી ક્રોડિ હોયજી ॥ ઉત્કૃષ્ટપદે પૃથકત્વ-કોડિ તિનમેં, વર્ત્તમાન જે હોય જી ॥પ્ર૦॥૧૨॥ અષ્ટ ગુણાતમ પંદર ભેદે, સિદ્ધ સદા સુખકાર જી ॥ અલખ નિરંજન ભવદુઃખ ભંજન, સમરંતા સુખકાર જી ॥પ્ર૦॥૧૩॥ આચારજ અષ્ટ સંપદા ધારક, વારક મિથ્યા ભર્મ જી ॥ ગુણ છત્રીશ ઇશ ચઉ તીરથ, દીપાવે જિનધર્મ જી ॥પ્ર૦॥૧૪॥ ઇંદ્રભૂતિ અગ્નિભૂતિ વંદૂ, વાયુભૂતિ ગુણવંત જી ॥ ચોથા વ્યક્ત સુધર્માસ્વામી, પંડિતજી જશવંત જી ॥ પ્ર૦॥ ૧૫ ॥ મૌર્ય-પુત્ર અકંપિત અચળ જી, મેતારજ ગુણધાર જી ॥ ઇગ્યારમા પ્રભા·સજી વંદૂ, ચુમ્માળિશ શેં પરિવાર જી ॥પ્ર૦॥૧૬॥ ચોવિશ જિનના ગણધર વંદુ, ચૌદશે બાવન જાણ જી ॥ ચૌદ પુરવના ધારક સારા, પહોત્યા સહુ નિર્વાણ જી ॥ પ્ર૦ ॥ ૧૭ ॥ ઋષભસેનાદિક સહસ્ર ચોરાશી, મુનિવર ગુણ ભંડાર જી ॥ ધીર વીર ગંભીર ગુણાતમ, નમતાં જય જયકાર જી ॥પ્ર૦॥૧૮॥ આરિસા ભવનમેં શ્રી ભરતેશ્વર, પાયા કેવળનાણ જી ॥ અનુક્રમે આઠ પટોધર ઇણ વિધ, પાયા પણ નિરવાણ જી ॥પ્ર૦॥ ૧૯ ॥ બાહુબળિ મુનિવર મહાબળિયા, બારમાસી તપ ધ્યાન જી ॥ માન મેલિને પગ ઊઠાયો, પાયો કેવળજ્ઞાન જી ॥ પ્ર૦ ॥ ૨૦ ॥ જૂઝ કરતાં પુત્ર અઠ્ઠાણું, શ્રી આદીશ્વરસ્વામિ જી ॥ સમજાઇ દિયો સંયમ તેહને, પહોત્યા તે શિવધામ જી ॥પ્ર૦॥૨૧॥

સગર મઘવા ષટખંડ ત્યાગી, ચક્રી સનતકુમાર જી ॥ રૂપ દેખવા સુરછળ કીધો, લીધો સંયમ ભાર જી ॥ પ્ર૦ ॥ ૨૨ ॥ પદ્મ હરિષેણુ જય નામે ઋષિ, ચક્રી દસ ઋદ્ધિ છોડ જી ॥ સમ દમ ઉપશમ ધીર ગુણાગર, કર્મબંધન દિયા તોડ જી ॥ પ્ર૦ ॥ ૨૩ ॥ અચળ વિજયભદ્ર ઋષિ વંદુ, સુભદ્ર મુનિ રૂષિરાય જી ॥ સુદર્શન આનંદન નંદન, રામ ગયા શિવ માંય જી ॥પ્ર૦॥૨૪॥ હળધરને બળભદ્રજી પહોત્યા, પંચમ સ્વર્ગ મઝાર જી ॥ ઉત્તમ પુરૂષ એ પુણ્ય પ્રતાપી, વળી કહું અંગઽનુસાર જી ॥ પ્ર૦ ॥૨૫॥ આર્દ્રકુમાર મહા બુદ્ધિવંતા, જીત્યા મહા પંચવાદ જી ॥ સંયમ પાળી શિવપદ પાયા, જિન આણા મરજાદ જી ॥પ્ર૦॥૨૬॥ ઉદયપેઢાળ પુત્રે કરિ ચર્ચા, ગૌતમસ્વામીશું જાય જી ॥ કુમારપુત્તિયા નામ લેઇને, સૂત્ર સૂયગઠાંગની માંય જી ॥ પ્ર૦ ॥૨૭॥ દશ દશાંગ ત્રીજે અંગ ચાલ્યા, કહ્યા તિહાં મુનિવર નામ જી ॥ તે સહુ શિવગામી ગુણધામી, કીધાં ઉત્તમ કામ જી ॥ પ્ર૦ ॥૨૮॥ સૂત્ર સમવાયાંગ માંહી પ્રકાશ્યાં, નામ કેઇ પ્રસિદ્ધ જી ॥ ગણધર મુનિવર ચૌદ પુરવધર, નામ લિયાં ઋદ્ધિ સિદ્ધિજી॥પ્ર૦॥૨૯॥ પિંગળ નામ નિયંઠે પૂછ્યાં, પ્રશ્ન જ પંચ રસાળ જી ॥ ખંધક સંન્યાસી સુણિ તતક્ષણ, વીર પાસે ગયા ચાલજી ॥ પ્ર૦ ॥૩૦॥ સંશય નિવર્ત્યો સંયમ લીધો, કીધો તપ શ્રીકાર જી ॥ અણસણધારી સ્વર્ગ બારમે, થયા એક અવતારિ જી ॥ પ્ર૦॥ ૩૧ ॥ વીર જિનેશ્વર તાત વખાણું, ઋષભદત્ત ગુણધાર જી ॥ શેઠ સુદર્શન રાજઋષીશ્વર, ધન્ય ગાંગેય અણગાર જી ॥ પ્ર૦ ॥૩૨॥ એ ચારે રૂષિ મુગતે પહોંત્યા,ધન ધન ભગવંત માતજી ॥ દેવાનંદા ધન સતિ જયંતી, પુછ્યાં પ્રશ્ન વિખ્યાતજી॥પ્ર૦॥૩૩॥વીર પ્રભુજીની નંદની વંદુ, સતિ સુદર્શના જાણ જી ॥ દીક્ષાધારી કર્મ નિવારી, પાઇ પદ નિર્વાણ જી ॥પ્ર૦॥ ૩૪ ॥ પંચમી પડિમા કાર્તિક શેઠે, ધારી તિણ સો વાર જી ॥ તાપસ ખીર જમ્યો મ્હોરા પર, જાણ્યો અથિર સંસાર જી ॥ પ્ર૦॥ ૩૫॥ સહસ્ર અષ્ટોત્તર ગુમાસ્થા સાથે, આદર્યો સંયમભાર જી ॥ શેઠ થયા શક્રેંદ્ર સૌધર્મે, જાશે મોક્ષ મઝાર જી ॥ પ્ર૦ ॥ ૩૬ ॥ સોળા દેશ તજિ સંયમ લીધો, દિયો ભાણેજને રાજજી ॥ કરી ક્ષમા ધન્ય રાય ઉદાઇ, સાર્યાં આતમ કાજ જી॥ પ્ર૦॥૩૭॥ ગંગદત્ત આણંદ કોસળઋષિ રોહા, સુનક્ષત્ર નામ અણગારજી॥ સર્વાનુભૂતિ આરાધક થઇને,પહોત્યા સ્વર્ગ મઝાર જી॥પ્ર૦॥૩૮॥ તિહાંથી ચવિને મુક્તિ સિધાશે, ઇત્યાદિક અણગાર જી ॥ નામ ઠામ-

તપ જપનો વર્ણન, વિવાહપન્નતિ મઝારજી ॥ પ્ર૦ ॥ ૩૯ ॥ ધારણી સુત શ્રેણિક નૃપ નંદન, ધન ધન મેઘકુમાર જી ॥ આઠ અંતેઉરિ છિનમેં છોડી, ત્યાગ દિયો સંસાર જી ॥ પ્ર૦ ॥૪૦॥ ગુણરત્ન ભિક્ષુ-પડિમા તપ, અંતે અણુસણુ કીધ જી ॥ વિજય વિમાનમેં જાઈ બિરાજ્યા, હોશે વિદેહ મેં સિદ્ધ જી ॥ પ્ર૦ ॥ ૪૧ ॥ બત્રીશ નારિ તજી રંભાશી, ધન થાવચ્ચો કુમાર જી ॥ નેમિ પ્રભુપેં સંયમ લીધો, સહસ્ત્ર પુરૂષ પરિવાર જી ॥ પ્ર૦ ॥ ૪૨ ॥ થાવચ્ચા મુનિશું ચર્ચા કીધી, શુકદેવ સંન્યાસી જાણુ જી ॥ એક સહસ શિષ્ય સાથે સંયમ, લીધો ગુણનિધિ ખાણુ જી ॥ પ્ર૦ ॥ ૪૩ ॥ પંથકાદિક પરધાન પાંચશે, શેલક રાયની લાર જી ॥ અઢાઇ સહસ્ત્ર પુંડરગિરિ સિદ્ધા, ધન્ય જેહના અવતાર જી ॥ પ્ર૦ ॥ ૪૪ ॥ રયણાદેવીની શીખ ન માની, રત્નદ્વીપશું આય જી ॥ સંયમ લીધો ચંપા નગરી, જિનપાલિ-ત મુનિરાય જી ॥ પ્ર૦ ॥ ૪૫ ॥ તીન ધન્નાયે ધારચો સંયમ, સુગુરૂ સ્થિવરની પાસ જી ॥ તીનું પ્રથમ સ્વર્ગે સિધાયા, મહાવિદેહ શિવવાસજી ॥ પ્ર૦ ॥ ૪૬ ॥ છએ મિત્ર મલ્લિ જિનવરના, મહાબ-ળાદિક ગુણવંત જી ॥ ગણધર પદ ગ્રહી મુક્તિ બિરાજ્યા, થયા સિદ્ધ ભગવંત જી ॥ પ્ર૦ ॥ ૪૭ ॥ સુબુદ્ધિ પ્રધાનજીયે ભલિ વિધે, પાણી પરચો બતાય જી ॥ જિતશત્રુ નૃપનો ભર્મ મિટાયો, દોઇ ગયા શિવ માંય જી ॥ પ્ર૦ ॥ ૪૮ ॥ તેતળી મુનિવર ગુણના દરિયા, પોટિલા દિયો પ્રતિ બોધ જી ॥ કેવળ પામી મુક્તિ બિરાજ્યા, તજિયો સકળ વિરોધ જી ॥ પ્ર૦ ॥ ૪૯ ॥ યુધિષ્ટિર અર્જુન ને ભીમજી, સહદેવ નકુલ અણગાર જી ॥ માસ માસ તપ અભિગ્રહ કીધો, નેમિ વંદન સુવિચાર જી ॥ પ્ર૦ ॥ ૫૦ ॥ હસ્તિનાપુર ગોચરી કર તાં નેમિતણું નિર્વાણ જી ॥ સુણિને પાંડવ પાંચ શત્રુંજે, સંથારો કિયો જાણુ જી ॥ પ્ર૦ ॥ ૫૧ ॥ દોય માસ સંલેપણા સિદ્ધા, શ્રમણી દ્રૌપદી સોય જી ॥ સંયમ પાળી સ્વર્ગ પંચમે, એકાવતારી હોયજી ॥ પ્ર૦ ॥ ૫૨ ॥ ધર્મઘોષ શિષ્ય ધર્મરૂચિ જી, કિડિયો પર કરૂણા આણુ જી ॥ કડવા તુંબાનો આહારજ કીધો, ખીર ખાંડ સમ જાણુ જી ॥ પ્ર૦ ॥ ૫૩ ॥ ક્ષણુ અંતરમે વેદના પ્રગટી, ઋષિ સમતા મન ધાર જી ॥ સર્વાર્થસિદ્ધમેં જાય બિરાજ્યા, ચ્યવિ ગયા મુક્તિ મઝાર જી ॥ પ્ર૦ ॥ ૫૪ ॥ કુંડરિક ભાઇને ડગિયો જાણી, પુંડરિક સંયમધાર જી ॥ સર્વાર્થસિદ્ધ લિયો તીન દિવસમેં, ધન્ય જેહનો અવતાર જી ॥ પ્ર૦

॥ ૫૫ ॥ સુવ્રતાદિક શ્રમણી મહાસતિયો, પાળી પ્રભુની આણુ જી ॥ તે વર્ણન ભિન્ન ભિન્ન કરિ દેખો, જ્ઞાતા અંગ પ્રમાણુ જી ॥ પ્ર૦ ॥ ૫૬ ॥ ગૌતમ સમુદ્ર સાગર અને ગંભીર, થિમિતને અચળકુમાર જી ॥ કપિલ અક્ષોભ પ્રશ્નસેન ને વિષ્ણુ, અક્ષોભ સાગર જશ ધાર જી ॥ પ્ર૦ ॥ ૫૭ ॥ સાગર સમુદ્ર હેમવંત નામે, અચળ ધરણુ ગુણુવંત જી ॥ પૂરણુ અભિચંદ્ર એહ અઢારા, ભ્રાતા જાણો સંત જી ॥ પ્ર૦ ॥ ૫૮ ॥ અંધકવિશ્નુ સુત ધારણી અંગજ, આઠ અંતેઉરિ મેલ જી ॥ નેમિ સમીપે લીધો સંયમ, કરિ મુગતિમેં શેહેલ જી ॥ ॥ પ્ર૦ ॥ ૫૯ ॥ વસુદેવ સુત દેવકી જાયા, અનેકસેન અનંતસેન જી ॥ અજિતસેન અણિહયરિપુ નામે, દેવસેન શત્રુસેન જી ॥પ્ર૦ ॥ ૬૦ ॥ સુળસા ઘર વધિયા છ બંધવ, બત્રીશ બત્રીશ નારિ જી ॥ તજિને નેમિ પ્રભુપેં સંયમ, લેઇને છઠ છઠ ધાર જી ॥ પ્ર૦ ॥ ૬૧ ॥ પૂરવધારી કર્મ નિવારી, પહોત્યા મોક્ષ મઝાર જી ॥ વસુદેવ સુત ધારણી અંગજ, સારણુ થયા અવિકાર જી ॥ પ્ર૦ ॥ ૬૨ ॥ ગજતાળવ જિમ કોમળ કાયા, ધન ધન ગજસુકુમાળ જી ॥ વસુદેવ સુત દેવકી અંગજ, છોડયો જગ જંજાળ જી ॥ પ્ર૦ ॥ ૬૩ ॥ એકાકી શમશાનમાં જાઈ, ઊભા ધ્યાન લગાય જી ॥ સસરો દેખી રીસે ભરાણો, માટીની પાળ બનાય જી ॥ પ્ર૦ ॥ ૬૪ ॥ ધગધગતા બહુ ખેરના ખીરા, મેલ્યા ઋષિને શીશ જી ॥ મહા વેદના સહિ સમ પરિણામે, મુક્તિ ગયા તજિ રીશ જી ॥ પ્ર૦ ॥ ૬૫ ॥ સુમુખ દુમુખ વળી ઉવયકુમર, દારૂણુ અનાદૃષ્ટિ જાણુ જી ॥ જાળી મયાળી ઉવયાળી ઋષિ, પુરૂષસેન વખાણુજી ॥ પ્ર૦ ॥ ૬૬ ॥ વારિષેણુ પ્રદ્યુમ્ન ઋષિશાંબ, અનિરૂદ્ધ વૈદર્ભિ નંદ જી ॥ સત્યનેમી દૃઢનેમી એ સબ, પામ્યા શિવસુખ કંદ જી ॥ પ્ર૦ ॥ ૬૭ ॥ પદ્માવતી ગૌરી ગંધારી, લક્ષ્મણા સુસુમા નાર જી ॥ જાંબુવતી સત્યભામા રૂકિમણી, કૃષ્ણુ રામા સુવિચાર જી ॥ પ્ર૦ ॥ ૬૮ ॥ મૂળસિરિ મૂળદત્તા શ્રમણી, શાંબકુમારી નાર જી ॥ દશે સંયમ કેવળ લેઈ, પહોત્યાં મુક્તિ મઝાર જી ॥ પ્ર૦ ॥ ૬૯ ॥ મક્કાઈ કિંકમ ઋષિ મ્હોટા, ધન્ય અર્જુન અણુગાર જી ॥ સંયમ લેઇ ક્ષમા હદ ધારી, છઠ છઠ તપ લિયો ધાર જી ॥ પ્ર૦ ॥ ૭૦ ॥ છ માસામેં કર્મ ખપાઇ, મુક્તિ ગયા ગુણુવંતજી ॥ કાસવ ક્ષેમ ધિતિધર હિતકર, કૈલાસ હરિચંદ સંત જી ॥ પ્ર૦ ॥૭૧॥ વારત સુદંસણુ પરણુભદ્ર, સુમનભદ્ર સુપ્રતિષ્ટ જી ॥ મેઘ અઈમુત્તા

અલખ એ સોળા, પાયા પદવી શ્રેષ્ટ જી ॥પ્ર૦॥૭૨॥ નંદાદિક તેરે-
પટરાણી, વીર જિણંદ ઉપદેશ જી ॥ કેવળ પાઇ મુક્તિ સિધાઇ,
પાઇ અવિચળ યશ જી ॥પ્ર૦॥૭૩॥ કાળિયાદિક દશ શ્રેણિક રાણી,
સુણિયો પુત્ર વિયોગ જી ॥ મહા તપધારી કર્મ નિવારી, મેટ દિયા-
સબ રોગ જી ॥પ્ર૦॥૭૪॥ એ નેવુ સહુ અંતગડ સિદ્ધા, અંતસમે
કેવળ પાય જી ॥ અંતગડ સૂત્રમેં વર્ણન જાણો, જપતાં સુખ
સવાય જી ॥પ્ર૦॥૭૫॥ શ્રેણિક સુત ધન જાળી મયાળી, ઉવયાળી
પુરુષસેન જી ॥ વારિષેણ દીર્ઘષેણ લઠ્ઠદંત ગૂઢદંત સબ જગસેનજી
॥પ્ર૦॥૭૬॥ વિહલકુમર અભયાદિક ત્રેવિશ, શ્રેણિક સુત ગુણધામ
જી ॥ અનુત્તર વિમાન ગયા સહુ ઋષિ જી, ચવિ જાશે શિવઠામ
જી ॥ પ્ર૦ ॥ ૭૭ ॥ બત્રીશ રંભા તજિ ધન કોડી, ધન ધન્નો
અણગાર જી ॥ છઠ્ઠ છઠ્ઠ તપ નિરંતર કરણી, આયંબિલ ઉજ્ઝિત
આહાર જી ॥ પ્ર૦ ॥ ૭૮ ॥ ચૌદ સહસ્ર મુનીશ્વર માંહી, શ્રેણિક
આગેં સ્વામિ જી ॥ કહે દુક્કર દુક્કર તપધારી, શમ દમ ઉપસમ
ધામજી ॥પ્ર૦॥ ૭૯॥ સુનક્ષત્ર ઋષિદાસજી પેઢગ, રામપુત ચંદિમા
નામ જી ॥ મૂઢમાઈ પેઢાળપુત્ર ઋષિ, પોટિલ વિહલ અભિરામ જી
॥પ્ર૦॥૮૦॥ ધન્નાની રીતે એ નવ હી, કરિ કરણી શ્રીકાર જી ॥
અનુત્તરવવાઈ સૂત્રને માંહી, દાખ્યો છે વિસ્તાર જી ॥પ્ર૦॥ ૮૧ ॥
ધન્ય સુબાહુ ભદ્રનંદી ઋષિ, સુજાત સુવાસવ ધીર જી ॥ જિનદાસ
ધનપતિ મહાબળ જી, ભદ્રનંદી ગંભીરજી ॥પ્ર૦॥ ૮૨ ॥ મહચંદ
વરદત્ત એ દશ મુનિવર, પૂરવ દાન પ્રભાવજી ॥ ઋદ્ધિ સંપતિ પાયા
અતિ સુંદર, સંયમ લિયો ચિત્ત ચાવ જી ॥પ્ર૦॥૮૩॥ કેઇક તિણ-
ભવ મુગતિ સિધાયા, કેઇ પંદર ભવ ધારજી ॥ મુગતિસિરિ વરશે
વડભાગી, સુખવિપાક અધિકારજી ॥પ્ર૦॥૮૪॥ પઉમાદિક દશ શ્રેણિક
પૌત્રા, વીર જિનેશ્વર પાસ જી ॥ દીક્ષા લેઇ સ્વર્ગસિધાયા, પામશે
અવિચળ વાસ જી ॥ પ્ર૦ ॥ ૮૫ ॥ નિષધાદિક બળભદ્રના નંદન,
બારે હી ગુણવંત જી ॥ પચાસ પચાસ ત્યાગી અંતેઉરિ, સર્વાર્થ-
સિદ્ધ પહુંત જી ॥ પ્ર૦ ॥ ૮૬ ॥ સૂત્ર નિરયાવળિકાની માંહી,
ભાંખ્યા ભાવ જિણંદ જી ॥ એકાવતારી છે ઋષિ સારા, ટાળશે
ભવ દુઃખ ફંદ જી ॥ પ્ર૦ ॥ ૮૭ ॥ દો માસા સુવર્ણકી ઇચ્છા, આઈ
તૃષ્ણા અપાર જી॥ સમતાથી કેવળ પદ પાયા, ધન્ય કપિલ અણ-
ગારજી ॥ પ્ર૦ ॥ ૮૮ ॥ ધન્ય વળિ નમિરાજ ઋષીશ્વર, ત્યાગી

રમણી હજાર જી ॥ ઇંદ્રશું પ્રતિઉત્તર કીધા, પાયા ભવજળ પારજી ॥પ્ર૦॥ ૮૯ ॥ હરિકેશી ચિત્તમુનિ ગુણસાગર, સંજયતિ ઋષિરાય જી ॥ ગર્દભાળી ક્ષત્રીરાજઋષી ધન્ય, દશાર્ણભદ્ર કહાય જી ॥ ॥પ્ર૦॥૯૦॥ કરકંડુ દુમુહ નમિરાજા, નિગ્ગઇ રાય એહ ચાર જી ॥ એક સમય ચઉ સંયમ ધારયો, એક સમય ભવ પાર જી ॥ પ્ર૦ ॥૯૧॥ મહાબળ મૃગાપુત્ર મુનીશ્વર, મુનિ અનાથી જાણુ જી ॥ સમુદ્રપાળ પ્રતિપાળ દયાનિધિ, રહનેમી ઉજમાળજી ॥પ્ર૦॥૯૨॥ કેસી ગૌતમ ચર્ચા કીધી, જય વિજયઘોષ રસાળ જી ॥ ગર્ગાચારજ ઉત્તરાધ્યયને, મેટયો શિષ્ય જંજાળ જી ॥પ્ર૦॥૯૩॥ ધન્ના શાળિભદ્ર ઋષિ જોડી, તડાકે તોડયો નેહ જી ॥ માસ માસ તપ ધારણુ કીધો, ત્યાગી મમતા દેહ જી ॥ પ્ર૦ ॥૯૪॥ આઠ અંતેઉરિ રાતે પરણ્યા, સોનૈયા નવાણુ ક્રોડ જી ॥ દિન ઉગ્યા લિયો સંયમ ભાવે, પાંચશે સત્યાવીશ જોડ જી॥ પ્ર૦॥૯૫॥ ઢંઢણઋષિ લિયો અભિગ્રહ દુક્કર, ચૂરયાં કર્મ કરૂર જી ॥ ખંધક ઋષિની ખાલ ઉતારી, ક્ષમા કરી ભરપૂર જી ॥ પ્ર૦ ॥ ૯૬ ॥ ખંધક રુષિના શિષ્ય પાંચશે, પીલ્યા ઘાણી માંય જી ॥ ક્ષમા કરિ કેવળ પદ પાયા, મુગતિ ગયા મુનિરાય જી ॥પ્ર૦॥૯૭॥ થુળીભદ્ર અરણિક સિજ્જંભવ, શ્રી જિન આજ્ઞા માંય જી ॥ વરત્યા વરતે તે સહુ મુનિવર, ગુણતાં પાતક જાય જી ॥પ્ર૦॥૯૮॥ મરૂદેવી ગજ હોદે પામ્યાં, નિર્મળ કેવળજ્ઞાન જી॥ બ્રાહ્મી સુંદરી ચંદનબાળા, ધ્યાયું શુકળ ધ્યાન જી ॥ પ્ર૦ ॥૯૯॥ રાજેમતી દ્રૌપદી સુભદ્રા, સીતા કૌશલ્યા જાણુ જી ॥ મૃગાવતી અંજના મૃગલેખા, મલયા શીળની ખાણુ જી ॥ પ્ર૦ ॥ ૧૦૦॥ ચેલણા સુજયેષ્ઠા શિવા કુંતી, મયણરેહાદિક જેહ જી ॥ સંકટ પડતાં શીળ જ રાખ્યું, આણ્યો સંયમ નેહ જી॥ પ્ર૦॥ ૧૦૧ ॥ઇણ ચોવીશી માંહી જિનના, મુનિવર નો પરિવાર જી ॥ લાખ અઠ્ઠાવિશ ઉપર જાણો, અડતાળીશ હજાર જી॥ પ્ર૦॥ ૧૦૨ ॥ શ્રી જિનવરના શાસન માંહી, કેવળી થયા અપાર જી॥ સાધુ સાધવી થયા અસંખ્યા, નામ થકી જયકાર જી ॥ પ્ર૦ ॥ ૧૦૩ ॥ જઘન્ય પદે હોય સહસ્ત્ર કોડી, ઉત્કૃષ્ટ પૃથક્ સહસ્ત્ર કોડ જી॥ વર્ત્તમાન જે વર્ત્તે મુનિવર, જગ માયા સબ છોડ જી॥ પ્ર૦॥ ૧૦૪॥ પંચ ભરત પંચ ઐરવત જાણો, પંચ મહાવિદેહ મઝાર જી॥ અઢીદ્વીપ માંહી જે વર્ત્તે, સત્તાવિશ ગુણ વારજી॥ પ્ર૦ ॥ ૧૦૫ ॥ તપ જપ સાધે કર્મ આરાધે

બાળક, વળિ વૃદ્ધ સંત જી ॥ મમતા ટાળે સમતા ઝાલે, પાળે સંયમ ખંત જી ॥ પ્ર૦॥ ૧૦૬ ॥ એહવા મુનિના જે ગુણ ગાવે, મુખ જયણા સુવિચાર જી ॥ પાપ પલાવે સંપતિ આવે, કાટે કર્મનો ખાર જી ॥ પ્ર૦ ॥ ૧૦૭ ॥ ઇમ જાણી ભવિયણ નિત ભણજ્યો, થાવે શુદ્ધ પરિણામ જી ॥ ઓગણીશે સાડત્રિશ મહા વદિ આઠમ, તિલોકઋષિ કિયા ગુણ ગ્રામ જી ॥ પ્ર૦ ॥ ૧૦૮ ॥ અધિકો ઓછો જે જોડાણો, મિચ્છામિદુક્કડં મોય જી ॥ પંચ પરમેષ્ટી શરણો મુજને, મનવંછિત ફળ જોય જી ॥ પ્ર૦ ॥ ૧૦૯ ॥

॥ कलश ॥

અરિહંત સિદ્ધ આચાર્ય ત્રીજા, ઉપાધ્યાય અણગાર એ ॥ મતિ શ્રુત ઋષિ અવધિજ્ઞાની, મનપર્યવ સુખકાર એ ॥ કેવળજ્ઞાની લબ્ધિધારક, ચારિત્ર પંચ પ્રકાર એ ॥ તિલોકઋષિ કહે વર્ત્યા વર્ત્તે, વંદું વારંવાર એ ॥ સદા દેજ્યો શિવસુખ સાર એ ॥૧૧૦॥ઇતિ॥

---

# અથ શ્રી આત્મહિત વિનંતી છંદ.

( ભુજંગપ્રયાત વૃત્તમ. )

પ્રભુ પાય લાગી કરૂં સેવ ત્હારી, તમે સાંભળો શ્રી જિનરાવ મ્હારી ॥ મને મોહ વૈરી પરાભવ કરે છે, ચિહું ગતિ તણાં દુઃખ નહિ વીસરે છે ॥૧॥ હું તો લક્ષ ચોરાશી જિવ જોનિ માંહે, ભમ્યો જન્મ મરણ કેરે પ્રભાવે ॥ ઘણાં મેં કીધાં કર્મ જે ધર્મ છાંડી, કહું સ્વામિ તે સાંભળો સર્વ માંડી ॥૨॥ મેં તો લોભે લંપટ થઈ કર્મ કીધાં, ઘણાં ભોળવી પરતણાં દ્રવ્ય લીધાં ॥ મેં તો પિંડ પોખ્યો કરી જીવહિંસા, કરી પારકી કૂથલી સ્વ પ્રશંસા ॥૩॥ મેં તો બોલિયા પરતણા મર્મ મોસા, નહિ ભાંખીયા આપણા પાપ દોષા ॥ સદા સંગ કીધો પરનારિ કેરો, નહી પાળિયો ધર્મ જિનરાજ તેરો ॥૪॥ પડયો ઘર તણે પાપ આશા વિલુદ્ધો, નહિ સાંભળ્યો જિન ઉપદેશ શુદ્ધો ॥ હું તો પુત્ર પરિવારશું રંગ રાતો, નહી જાણિયો જિનવર કાળ જાતો ॥૫॥ ઘણું આરંભનું પાપ કરી પિંડ ભારયો, મેં મૂરખે નર ભવ ફોક હાર્યો ॥ ગયો કાળ સંસાર એળે ભમતાં, સહ્યાં તેહથી દુર્ગતિ દુઃખ અનંતાં ॥૬॥ ઘણે કષ્ટે જિનરાજ હવે દેવ પામ્યો, ત્યારે સર્વ સંસારનાં દુઃખ વામ્યો ॥ જ્યારે શ્રી જિનરાજનું રૂપ દીઠું, મ્હારે લોચને રૂયડું અમીય વૂઠયું ॥ ૭ ॥

આવી કામધેનુ ઘર માંહિ ચાલી, ભરી રત્નચિંતામણિ હેમ થાળી ॥ મ્હારા ઘર તણે આંગણે કલ્પવૃક્ષ, ફળ્યો આપવા વંછિત દાન દક્ષ ॥૮॥ ગયો રોગ સંતાપ તે સર્વ માઠો, જરા જન્મ મરણાં તણો ત્રાસ નાઠો ॥ તોરે શરણ આવ્યા તણી લાજ કીજે, કરયા અપરાધ તે સર્વે ખમીજે ॥૯॥ ઘણું વીનવું છું જિનરાજ દેવા, મને આપજ્યો ભવોભવ સ્વામિ સેવા ॥ યહ વીનતી ભાવથી જેહ ભણશે, સકળચંદનો સ્વામિ સદા સુખ કરશે ॥ ૧૦ ॥ ઇતિ ॥

## अथ श्री पार्श्वनाथस्वामीनो तृतीय छंद.

( ત્રોટકવૃત્તમ. )

પ્રણુમામિ સદા જિન પાર્શ્વ જિનં, જિનનાયક દાયક સૂખ ધનં ॥ ધનચારૂ મનોહર દેહધરં, ધરણીપતિ નિત્ય સુસેવ કરં ॥ ૧ ॥ કરૂણારસ રંજિત ભવ્ય ફણી, ફણિ સપ્ત સુશોભિત મૌલિમણિ ॥ મણિ કંચન રૂપ ત્રિકોટ ઘટં, ઘટિતાસુર કિન્નર પાર્શ્વ તટં ॥ ૨॥ તટિનીપતિ ઘોષ ગંભીર સ્વરં, સરણાગત વિશ્વ અશેષ નરં ॥ નર નારિ નમસ્કૃત નિત્ય મુદા, પદ્માવતિ ગાવતિ ગીત સદા ॥૩॥ સતતેંદ્રિય ગોપિ યથા કમઠં, કમઠાસુર વારુણ મુક્ત હઠં ॥ હઠ હેલિત કર્મ કૃતાંત બળં, બળધામ દરંદર પંકજળં ॥૪॥ જળજદ્વય પત્ર પ્રભાનયનં, નયનંદિત ભવ્યતરી શમનં ॥ મનમથ મહીરૂહ વન્હિ સમં, સમતાગુણ રત્નમયં પરમં ॥ ૫ ॥ પરમાર્થ વિચાર સદા કુશળં, કુશળં કુરૂ મે જિનનાથ અલં ॥ અલિની નલિનિ નળ નીલતનં, તનુતા પ્રભુ પાર્શ્વજિનં સુધનં ॥૬॥

॥ કળશ. ॥ ( દ્રુતવિલંબિતમ વૃત્તમ. )

સુધન ધાન્યકરં કરૂણાપરં, પરમસિદ્ધિકરં દદદાધરં ॥ વરતરં અશ્વસેન કુળોદ્ભવં, ભવભૃતાં પ્રભુ પાર્શ્વજિનં શિવં ॥૭॥ ઇતિ.॥

## अथ श्री पार्श्वनाथ स्वामीनो चतुर्थ छंद.

( ત્રોટકવૃત્તમ. )

સુખ સંપતિ દાયક દેવ સદા, પ્રણમું પ્રભુ પાર્શ્વજિણંદ મુદા ॥ નમતાં ધરિ નેહ સુરેશ પદા, દુઃખ દોહગ સંકટ નાંહિ કદા ॥ ૧ ॥ શરણાધર દેવ ભુજંગ પરે, ધરણીધર સાહિબ એહ કરે ॥ મનમોહન ધીર ગિરિંદ ખરો, નિત્ય વાસર ઉગમતે સમરો ॥૨॥ નવનિધિ લહે

જિનને નમતાં, મળિયો મુજને ભવમાં ભમતાં ॥ રમતાં રળિયો મણિ ચિંતવિયો, મુજ સાહિબ દેવ હવે થુવિયો ॥ ૩ ॥ સુણુ સાહિબ તું હિલડે વસિયો, તુજ નામતણા ગુણનો રસિયો ॥ મનવંછિત પૂર સદા મનનાં, દુઃખ દૂર કરો સઘળાં તનનાં ॥ ૪ ॥ વૈરી વળિ જાવત હે મુજથી, જગમાં શરણો જિનજી તુજથી ॥ હરિ શંકર નામ કહે અમથી, બળિયો તુજથી જગ દેવ નથી ॥ ૫ ॥ સહુ દેવ સરાગપણે ભરિયા, વનિતા વિષથી રસના દરિયા ॥ જિનદેવ નિરાગ રસે રમતા, મદ મોહ ફરે ભયથી ભમતા ॥ ૬ ॥ સુખ પાવત સાહિબ નામ થકી, દરતા રહેતા રિપુ તેહ થકી ॥ ગડ ગુંબડ રોગ જિકે સબળા, તુજ નામ થકી સહુ તે નબળા ॥ ૮ ॥ વળિ ડાકણ શાકણ દૂર રહે, નર જેહ જિણંદનું નામ લહે ॥ જગમાં જશ તેહ તણો પ્રસરે, મનવંછિત ચિંતિત કાજ સરે ॥૮॥ કરિ સિંહ દાવાનળ નાગતણા, રણ સાગર બંધ મહોદરના ॥ મળિ આઠ મહા ભય તૂંહિ હરે, ભવિ જેહ સદા તુજ ધ્યાન ધરે ॥૯॥ મહિમા તુજ પાર ન કોય મવે, સમરયાં ઘર સંપદ હોય હવે ॥ સમરૂં સમયે તુંહિ આવિ મળે, મુજ ઇચ્છિત મોહન વેલિ ફળે ॥૧૦॥ મુખ ચંદ્ર સમોકજ આંખડલી, વળિ ભ્રૂંહ ધનુ સમ વાંકલડી ॥ શિર ઉપર નાગ કિરીટ ધરે, મુખ દેખત દોલત હોય ઘરે ॥ ૧૧ ॥ ઘર થોટક જોટક કંચનના, લખમી લહિયે લખ કોટિકનાં ॥ નહિ ખોટ કિસી તુજ ઓટ ખરી, થુણિયો તુજ ત્રોટક છંદ કરી ॥ ૧૨ ॥ આસિસા વરશે સુ અઢાર તણે, તપ માસતણી દશમી સુદને ॥ શુભ મુહૂરત બીજ ખુશાલતણે, કવિ ઉત્તમ છંદ અખંડ ભણે ॥ ૧૩ ॥ ઇતિ ॥

---

## અથ શ્રી શીખામણનો છંદ.

( ત્રોટકવૃત્તમ. )

વરદાયક માય સલામ કરી, કહું સાર શિખામણ એક ખરી ॥ નર નારિ સહુ હેડે ધરિયે, જિમ આપદ સંકટ ઉદ્ધરિએ ॥૧॥ પરભાત શમે ગુરૂ દેવ નમો, જિમ દારિદ્ર દોહગ દૂર ગમો ॥ ભગવંત સદા ચરણાં ભજિયે, કુળ રીતિ કહ્યુ કખુ ના તજિયે ॥ ૨ ॥ લડિયે નહિ માયને બાપ થકી, વઢિયે નહિ કોયથી બાંધિ જકી ॥ વિશવાસ ન કીજે નારિતણો, ગુરૂરાજ શમીપથી જ્ઞાન ભણો ॥ ૩ ॥ દરબાર અલીકન ના ભખિયે, ઘરભીંતર સાક્ષી નહિ લિખિએ ॥

રાખિએ નહિ ચાડ પડોશ સદા, તરિયે નહિ નીર સજોર કદા ॥ ૪ ॥ વ્યવસાય સહુ વિધિસેં કરિયે, ઠગ દાવ રમી ધન ના ભરિયે ॥ પરદેશમાં ગાફલ ના ફરિયે, નરપતિ થકી ડરતા રહિએ ॥ ૫ ॥ જુગટા વ્યસની પરિ ના રમિએ, ઋષિ સાધ અનાથકું ના દમિએ ॥ કરિયે નહિ આળ અગન્ની તણી, વળિ દીજિયે શીખ સુંમિત્ત ભણી ॥ ૬ ॥ ગુરૂ આસન ઉપર ના ધસિયે, દુર્જનની સંગતે ના વસિયે ॥ વળિ ધીજ ન કીજિયે જૂઠ કિસી, ઘણિ વાર ન કીજિયે વાત હસી ॥ ૭ ॥ વયણાં મુખ બોલહ તે પાળિયે, સજ્જનથી સ્નેહ ધરી મળિયે ॥ પરનારિની સંગત દૂર તજો, પરમારથ કારજ નિત્ય ભજો ॥ ૮ ॥ સુખકાર શિખામણ એમ કહે, કવિ ઉત્તમ તે જયમાળ લહે ॥ ગુરૂ ચાર લહુ અઠ દીહ ધરો, ઈમ ત્રોટક નામહ છંદ ખરો ॥ ૯ ॥ ઇતિ ॥

---

# અથ શ્રી પરમેષ્ઠિપરમાનંદસ્તવ છંદ.

### ( દોહા )

ૐ નમો અરિહતાણું, ઇમ પાંચે પદ માંય ॥ ૐ -હીં -હીં શ્રીં -હીં સ્વાહા, જપતાં -હીં શ્રીં થાય ॥ ૧૦૮ ॥ ૧ ॥ અ સિ આ ઉ સા ૦ ॥

### (છંદ. ત્રિભંગી)

પ્રણમું સરસતી હોય વર મતિ, ચિત્ત ઉલ્લસે અતિ, ગુણ થુણવા ॥ શુદ્ધ ભાવે ધ્યાવે, સો સુખ પાવે, એક ચિત્ત ચાવે, યશ સુણવા ॥ જય જય પરમેષ્ટી, જગમેં શ્રેષ્ટી, દે પદ જેષ્ટી, જગધારં ॥ ત્રીજગ મઝારં, નામ ઉદારં, જય સુખ કારં, નવકારં ॥ ૧ ॥ એ આંકણી ॥ બારે ગુણવંતા, શ્રી અરિહંતા, લોક મહંતા, ગુણ ગહેરા ॥ ઘનઘાતિ કર્મ, મિથ્યાભર્મ, ત્યાગ અધર્મ, વિષ લહેરા ॥ શુકળ મન ધ્યાયા, કેવળ પાયા, ઇંદર આયા, તિણ વારં ॥ ત્રી૦ ॥ ૨ ॥ વર પર્ષદા બારે, હર્ષ અપારે, સુણિ અવધારે, જિનવાણી ॥ અમૃતશું પ્યારી, જગ હિતકારી, સુર નર નારી, પહેચાણી ॥ કેઈ સંયમ ધારે, કેઇ વ્રત બારે, કર્મ વિદારે, શિવ ત્યારી ॥ ત્રી૦ ॥ ૩ ॥ દ્વીતીય પદ ધ્યાવો, સિદ્ધ ગુણ ગાવો, ફિર નહિ આવો, જિહાં જાઈ ॥ જે અલખ નિરંજન, ભવિ મન રંજન, કર્મકે અંજન, શિવ સાંઇ ॥ પુદ્દગળકા ફંદા, દૂર નિકંદા, પરમાનંદા, અવિકારં ॥ ત્રી૦ ॥ ૪ ॥ અષ્ટગુણકે ધારે, જગત નિહારે, કાળ ન મારે, ઉન તાંઇ ॥ જિહાં સૂખ અનંતા, કેવળવંતા, ગુણ ઉચરંતા, છે નાઈ ॥ નિજ વાસ બતાઈ, ઘો મુજતાંઈ,

તુમસા નાઇ, દાતારં ॥ ત્રી૦ ॥ ૫ ॥ ગણિવર પદ ત્રીજે, નિત્ય નમીજે, સેવા કીજે, હર્ષ ધરી ॥ પંચ મહાવ્રત પાળે, દૂષણ ટાળે, ગજ જિમ મહાલે, શૂર હરી ॥ પાંચે વશ કરતે, પંચ ઉતરતે, પાંચુઈ હરતે, દુઃખકારં ॥ ત્રી૦ ॥ ૬ ॥ શીતળ જિમ ચંદા, અચળ ગિરિંદા, ગણપતિ ઈંદા, શિરદારં ॥ સાગર જિમ ગહેરા, જ્ઞાન લહેરા, મિથ્યા અંધેરા, પરિહારં ॥ સંપદ વસુ પાવે, ન્યાય બઢાવે, પાળે પળાવે, આચારં ॥ ત્રી૦ ॥ ૭ ॥ ગુરૂ સેવા સાધી, વિનય આરાધી, ચિત્ત સમાધી, જ્ઞાન ભણે ॥ બારે અંગ વાણી, પેટી સમાણી, પૂરવ-નાણી, સંશય હણે ॥ નિરવદ્ય સત્ય ભાંખે, શાસ્તર સાખે, ગુણ અભિલાખે, નિજ સારં ॥ ત્રી૦ ॥ ૮ ॥ ઉવઝાયા સ્વામી, અંતરજામી, શિવગતિ ગામી, હિતકારી ॥ શીખણને આવે, જોગ શીખાવે, ન્યાય બતાવે, ઉપકારી ॥ દુર્ગતિમાં પડતો, કાદવ ગડતો, ચિત ફરે ચડતો, તિણ વારં ॥ ત્રી૦ ॥ ૯ ॥ કંચુક અહિ ત્યાગે, દૂરે ભાગે, તિમ વૈરાગે, પાપ હરે ॥ જૂઠા પરછંદા, મોહની ફંદા, પ્રભુકા બંદા, જોગ ધરે ॥ સબ માલ ખજીના, ત્યાગ ન કીના, મહાવ્રત લીના, અણગારં ॥ ત્રી૦ ॥ ૧૦ ॥ પાળે શુદ્ધ કરણી, ભવજળ તરણી, આપદ હરણી, દૃષ્ટિ રખે ॥ બોલે સત્ય વાણી, ગુપ્તિ ઠાણી, જગકા પ્રાણી, સમ લેખે ॥ શિવમારગ ધ્યાવે, પાપ હઠાવે, ધર્મ બતાવે, સત્ય સારં ॥ ત્રી૦ ॥ ૧૧ ॥ એ પ્રણમે ભાવે, વિઘ્ન હઠાવે, અરિ હરિ જાવે, દૂર સહી ॥ જે તપ તેજારી, દુઃખ બિમારી, શોગ સવારી, આત નહી ॥ ગ્રહ પીડા ભાગે, દૃષ્ટિ ન લાગે, શત્રુ ન જાગે, લીગારં ॥ ત્રી૦ ॥ ૧૨ ॥ એહ મંત્ર જ નીકો, તારક જીકો ॥ ત્રીજગ ટીકો, સુખદાતા ॥ એ મંત્ર કરારી, મહિમા ભારી ॥ લહે નર નારી, સુખશાતા ॥ સરજી વન-વેલી, દે ધન ઠેલી, ભવે ભવે કેલી, યહ સારં ॥ ત્રી૦ ॥ ૧૩ ॥ પદ્મા-સન વાળી, રંગ નિહાળી, આરતિ ટાળી, ધ્યાન ધરે ॥ ત્રિલોક પયંપે, ભાવશું જંપે, ઋદ્ધિ સિદ્ધિ સંપે, જેહ ધરે ॥ એહ છંદ ત્રીભંગી, ગાવે ઉમંગી, ભવ ભવ સંગી, જયકારં ॥ ત્રી૦ ॥૧૪॥ ઇતિ. ॥

---

## અથ શ્રી પ્રભાતિ સ્તવન.

અબ તું ચેતન ચેત લે, ક્ષણ લાખેણા જાહી ॥ યા જુગમેં તેરા કો નહી, તું કિનકો નાંહી ॥ અબ૦ ॥ ૧ ॥ જનની કામિની ને પિતા, બેટા બેટીને ભાઈ ॥ જ્યું પંખી ટોળે મિલે, પીછે ઉડી તે જાઇ ॥

અબ૦ ॥ ૨ ॥ અંજળી જળ સમ આઉખું, ઝરત કહ્યું જગદીસે ॥ સંધ્યા રંગ સમ યૌવન વય, અનિત્ય એ વિસવા વીસે ॥ અબ૦ ॥ ૩ ॥ જિનદાસ કહે ઉન કારણે, છોડો મોહકો સંગ ॥ અનુભવકું ચિત્ત આદરી, કર લ્યો સદગુરૂ સંગ ॥ અબ૦ ॥ ૪ ॥ ઇતિ. ॥

---

# अथ श्री प्रभाति स्तवन.

જબ જિનરાજ કૃપા કરે, તબ શિવસુખ પાવે ॥ અક્ષય અનુપમ સંપદા, નવનિધિ ઘર આવે ॥ જબ૦ ॥ ૧ ॥ ઐસી વસ્તુ ન જગતમેં, દિલ શાતા આવે ॥ સુરતરૂ રવિ શશિ પ્રમુખ જે, જિન તેજે છિપાવે ॥ જ૦ ॥ ૨ ॥ જનમ જરા મરણાંતણાં, દુઃખ દૂર ગમાવે ॥ મન વનમાં જિન ધ્યાનનો, જળધર વરસાવે ॥ જ૦ ॥૩॥ ચિંતામણિ રયણે કરી, કોણ કાગ ઉડાવે ॥ તિમ મૂરખ જિન છોડીને, અવરાંકૂં ધ્યાવે ॥ જ૦ ॥૪॥ ઇલી ભમરી સંગથી, ભમરી પદ પાવે ॥ જ્ઞાનવિમળ પ્રભુ ધ્યાનથી, જિન ઉપમા આવે ॥ જ૦ ॥ ૫ ॥ ઇતિ. ॥

---

# अथ श्री प्रज्ञाति स्तवन.

વિષયવાસના ત્યાગોરે ચેતન,સાચે મારગ લાગો રે ॥ એ આંકણી ॥ તપ જપ સંયમ દાનાદિક સહુ, ગિનતિ એક ન આવે રે ॥ ઇંદ્રિય સુખમાં જ્યાં લગેં એ મન, વક્રતુરંગ જિમ ધાવે રે ॥ વિષય૦ ॥૧॥ એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુઃખ પાવે રે ॥ તે તો પ્રગટ પણે જગદીસ, ઇણ વિધ ભાવ લખાવે રે ॥ વિષય૦ ॥૨॥ મન્મથ વશ માતંગ જગતમેં, પરવશતા દુઃખ પાવે રે ॥ રસના લુબ્ધ હોય ઝખ મૂરખ, જાળ પડયો પસ્તાવે રે ॥ વિ૦ ॥ ૩ ॥ ઘ્રાણ સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બંધાવે રે ॥ તે સરોજ સંપુટ સંયુત પુન, કરટીકે મુખ જાવે રે ॥ વિ૦ ॥ ૪ ॥ રૂપ મનોહર દેખ પતંગા,પડત દીપમાં જાઇ રે ॥ દેખો યાંકો દુઃખ કારનમેં, નયન ભયે હે સહાઇ રે ॥ વિ૦ ॥૫॥ શ્રોતેંદ્રિય આસક્ત મિરગલાં, છિનમેં શીશ કટાવે રે ॥ એક એક આસક્ત જાળ ઇમ, નાનાવિધ દુઃખ પાવે રે ॥ વિ૦ ॥૬ ॥ પંચ પ્રબળ વર્ત્તે નિત જાકું, તાકી ગતિ કયા કહિયે રે ॥ ચિદાનંદ એ વચન સુણીને,નિજ સ્વભાવમે રહીયેરે ॥વિ૦ ॥૭॥ ઇતિ. ॥

## અથ શ્રી પ્રભાતિ સ્તવન.

પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન, નીકા નરભવ પાયારે ॥ એ આંકણી ॥ દીનાનાથ દયાળ દયાનિધિ, દુર્લભ અધિક બતાયા રે ॥ દશ દ્રષ્ટાંતે દોહિલા જાકું, ઉત્તરાધ્યયને ગાયા રે ॥ પૂ૦ ॥ ૧ ॥ અવસર પાય વિષય રસ રાચત, તે તો મૂઢ કહાયા રે ॥ કાગ ઉડાવણ કાજ વિષ જિમ, ડાર મણિ પસ્તાયા રે ॥ પૂ૦ ॥ ૨ ॥ નદી ઘોળ પાષાણ ન્યાય કર, અર્ધ વાટ તું આયા રે ॥ અર્ધ સુગમ આગળ રહી તિનકું, જિન કછુ મોહ ઘટાયા રે ॥ પૂ૦ ॥ ૩ ॥ ચેતન ચાર ગતિમેં નિશ્ચે, મોક્ષદ્વાર એ કાયા રે ॥ કરત કામના સુરપતિ યાકું, જિનકું અનર્ગળ માયા રે ॥ પૂ૦ ॥ ૪ ॥ રોહણગિરિ જિમ રતન ખાણ તિમ, ગુણ સહુ યામેં સમાયા રે ॥ મહિમા મુખથી વર્ણત જાકી, સુરપતિ મન શંકાયા રે ॥ પૂ૦ ॥૫॥ કલ્પવૃક્ષ સમ સંયમ કેરી, અતિ શીતળ જિહાં છાયા રે ॥ ચરણ કરણ ગુણધાર મહામુનિ, મધુકર મન લોભાયા રે ॥પૂ૦॥૬॥ યા તન બિન તિહું કાળ કહો કિમ, સાચા સુખ નિપજાયા રો ॥ અવસર પાય ન ચૂક ચિદાનંદ, સદગુરૂ યોં દરસાયા રે॥ પૂ૦॥ ૭ ॥

---

## અથ શ્રી પ્રભાતિયું.

જબ લગેં સમકિત રત્નકું, પાયા નહિ પ્રાણિ ॥ તબ લગેં નિજ ગુણ નવિ વધે, તરૂ વિણ જિમ પાણી ॥ જ૦ ॥ ૧ ॥ તપ સંયમ કિરિયા કરો, ચિત્ત રાખો ઠામ ॥ દર્શન વિણ નિષ્ફળ હોયે, જિમ વ્યોમે ચિત્રામ ॥ જ૦ ॥ ૨ ॥ સમકિત વિરહિત જીવને, શિવસુખ હોયે કેમ ॥ વિણ હેતુ કાર્ય ન નીપજે, મૃદ વિણ ઘટ જેમ ॥ જ૦ ॥ ૩ ॥ પરંપર કારણ મોક્ષકો, એ છે સમકિત મૂળ ॥ શ્રેણિક પ્રમુખતણી પરે, હોય સિદ્ધિ અનુકૂળ ॥ જ૦ ॥ ૪ ॥ ચાર અનંતાનુબંધીયા, ત્રિક દર્શન મોહ ॥ જ્ઞાન કહે જે ક્ષય કરે, વંદુ તે જિતકોહ ॥ જ૦ ॥ ૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી દાન, શીલ, તપ અને ભાવનું પ્રભાતિયું.

રે જીવ જિનધર્મ કિજીએ, ધર્મના ચાર પ્રકાર ॥ દાન શીયળ તપ ભાવના, જગમાં એટલું સાર ॥ રે જીવ૦ ॥ ૧ ॥ વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર ॥ શેલડી રસ વહોરાવિયો, શ્રી શ્રેયાંસકુમાર ॥ રે જીવ૦ ॥ ૨ ॥ ચંપાપોળ ઉઘાડવા, ચારણીયે કાઢયાં નીર ॥ સતીય

સુભદ્રા જશ થયો, શિયળે સુર નર ધીર ॥ રે જીવ૦ ॥ ૩ ॥ તપ કરી કાયા શોષવી, અરસ નીરસ આહાર ॥ વીરજિણંદ વખાણિયો, ધન્ય ધન્નો અણગાર ॥ રે જીવ૦ ॥૪॥ અનિત્યભાવના ભાવતાં, ધરતાં નિર્મળ ધ્યાન ॥ ભરત આરીસાભુવનમાં, પામ્યા કેવળજ્ઞાન ॥ રે જીવ૦ ॥ ૫ ॥ જૈનધર્મ સુરતરૂ સમો, જેહની શીતળ છાંય ॥ સમ્યસુંદર કહે સેવતાં, વંછિત ફળ પાય ॥ રે જીવ૦ ॥ ૬ ॥ ઈતિ. ॥

## અથ શ્રી અરિહંતનીસ્તુતિનું પ્રભાતિયું.

શ્રી અરિહંત નમીજે ચતુર નર, શ્રી અરિહંત નમીજે ॥ એ આંકણી ॥ બારસ ગુણ શોભિત જગ મોહિત, સુર નર નમત કહીજે ॥ અતિશય ચાર પ્રથમ વળી આઠે, પ્રતિહાર જસ લહીજે ॥ ચ૦ ॥ શ્રી૦ ॥ ૧ ॥ ચાર સહજ એકાદશ ખાયિક, ઓગણીશ દૈવ્ય ગ્રહીજે ॥ ઉત્તર અતિશય ચોત્રીશ પાંત્રીશ, વાણી સમીપ રહીજે ॥ચ૦॥ શ્રી૦ ॥ ૨ ॥ તીર્થંકર પદ ભોગી સંયોગી, ગુણઠાણે પ્રણમીજે ॥ ભાવ સ્વરૂપ રમણ અભિલાષ્યો, તેહની આણ વહીજે ॥ ચ૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥

## અથ શ્રી પ્રભાતિયું.

જોવનિયાની મોજાં ફોજાં, જાય નગારાં દેતી રે ॥ ઘડિ ઘડિનાં ઘડિયાળાં વાગે, તોય ન જાગે તેથી રે ॥ ૧ ॥ જરા રાક્ષસી જોર કરે છે, ફેલાવી ફજેતી રે ॥ આવી અવધે ઉભશે જાશે, લખપતિને લેતી રે ॥ જો૦ ॥ ૨ ॥ માળે બેઠો મોજ કરે છે, ખાંતે જુએ ખેતી રે ॥ જમરો ભમરો તાણી લેશે, ગોફણ ગોળા સેંતી રે ॥ જો૦ ॥ ૩ ॥ જમ રાજાને શરણે જાવું, જોરાળો કોઇ જેહથી રે ॥ દુનિયાં ફરી દીસે નાંહિં, આખર તરશો તેહથી રે ॥ જો૦ ॥ ૪ ॥ દાંત પડયા ને ડોસો થયો, કાજ ન સરિયું કેથી રે ॥ ઉદયરતન કહે આપે સમજો, કહીયે વાતો કેતી રે ॥ જો૦ ॥ ૫ ॥ ઈતિ. ॥

## અથ શ્રી પ્રભાતિયું.

કહા રે અજ્ઞાની જીવકું, ગુરૂ જ્ઞાન બતાવે ॥ કબ હુ ન વિષધર વિષ તજે, કહા દૂધ પિલાવે ॥ કહા૦ ॥ ૧ ॥ ઊખર ઈખ ન નીપજે, કહા બોવન જાવે ॥ રાસભ છાર ન છાંડહી, કહા ગંગ જિલાવે ॥ કે૦ ॥ ૨ ॥ કાળી ઉન કુ માણુસાં, રંગ દૂજો ન આવે ॥ શ્રી જિનરાજ કહું કહા, વાંકો સહજ ન જાવે ॥ ક૦ ॥ ૩ ॥ ઈતિ. ॥

## અથ શ્રી પ્રભાતિયું.

દેવ નિરંજન ભવભય ભંજન, તત્વજ્ઞાનકા દરિયા રે ॥ મતિ-શ્રુત અવધિ ને મનપર્યંવ, કેવળજ્ઞાને ભરિયા રે ॥ દેવ૦ ॥૧॥ કામ ક્રોધ લોભ મચ્છર મારણ, અષ્ટ કરમકું હણીયા રે ॥ ચારે નારી દૂર નિવારી, પંચમી સુંદરી વરિયા રે ॥ દેવ૦ ॥૨॥ દરિશન જ્ઞાન એક-રસ જાકું, ક્ષીરોદધિ જ્યું ભરિયા રે ॥ રૂપચંદ પ્રભુ નામકી નાવા, જો બેઠા સો તરિયા રે ॥ દેવ૦ ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રી પ્રભાતિયું.

સ્વારથકી સબ હે રે સગાઇ, કુણ માતા કુણ બેનડ ભાઈ ॥ સ્વા૦ ॥૧॥ સ્વારથ ભોજન મુક્ત સગાઇ, સ્વારથ બિન કોઈ પાણી ન પાઈ ॥ સ્વા૦ ॥૨॥ સ્વારથ મા બાપ શેઠ બડાઇ, સ્વારથ બિન ન હુ હોત સહાઇ ॥ સ્વા૦ ॥૩॥ સ્વાર્થ નારી દાસી કહાઇ, સ્વાર્થ બિન લાઠી લે ધાઇ ॥ સ્વા૦ ॥ ૪ ॥ સ્વાર્થ ચેલા ગુરૂ ગુરૂભાઇ, સ્વાર્થ બિન નિત હોત લડાઇ ॥ સ્વા૦ ॥૫॥ સમયસુંદર કહે સુણો રે લોકાઈ, સ્વાર્થ હે ભલિ પરમ સગાઇ ॥ સ્વા૦ ॥ ૬ ॥ ઇતિ. ॥

## અથ શ્રી પ્રભાતિયું.

ચૂંપ કરી તમે ચેતો રે પ્રાણી, આ અવસર બહુ રૂડો રે ॥ પછી તમે ઘણી ઝુરણા કરશો, જિમ પિંજરમાં સૂડો રે ॥ ચૂંપ૦ ॥૧॥ સવેળાયે સંભારતા નથી, કાંઇ કરો ખોટાઇ રે ॥ કાળ આવીને કંઠ જ ઝાલશે, નગરી જાશે લુંટાઇ રે ॥ ચૂંપ૦ ॥૨॥ રત્નચિંતામણિ હાથમાં આવ્યો, પારખું કરિને જુઓ રે ॥ મ્હોટા પદનો મનખો પામી હાથે કરી કાંઇ ખુઓ રે ॥ ચૂંપ૦ ॥ ૩ ॥ દોહીલામાંહી દોહીલો પામ્યો, માનવનો અવતારો રે ॥ નવ ઘાંટી ઉલ્લંઘીને આવ્યો, ન-રહી મણા લગારો રે ॥ ચૂંપ૦ ॥૪॥ આળ પંપાળ સવિ છોદી દેજ્યો, એક પ્રભુ ધ્યાન રાખો રે ॥ કૂડી માયામાં શું લલચાઓ, વિષ મૂકી અમૃત ચાખો રે ॥ ચૂંપ ॥૫॥ ખોટી માયામાં ખોટી રે થાવું, શાને મરો છો દોડી રે ॥ અંત સમય કુછ કામ ન આવે, સાથ ન આવે કોડી રે ॥ ચૂંપ૦ ॥૬॥ માલમતા જે મિલી છે અધિકી, તે સવિ રહેશે આંહી રે ॥ કહે રામજી આંહીથી ભૂલ્યો, તેનું ઠેકાણું નથી ક્યાંહી રે ॥ ચૂંપ૦ ॥૭॥ ઇતિ. ॥

# અથ શ્રીઉપદેશી લાવણી.

સુગુરૂ બડા હે ઉપગારી રે, *(૨) દેવ ગુરૂ શુદ્ધ ધર્મ બતાવે શીખ દેત સારી ॥ પંચેંદ્રિય નિરોગ દેહ હોઇ રે. (૨) આર્યક્ષેત્ર ઉત્તમ કુળ મળિયો, આયુ દીર્ઘ જોઈ ॥ મનુષ્ય ભવ દુર્લભ યો પામી રે, (૨) ઇણુ અવસરમેં સુકૃત કરતાં. મત રાખો ખામી ॥ સેવો તમે સુગુરૂકા ચરણુા રે, (૨) "અમરાપુરિકો પંથ સદા શ્રી જૈનધર્મ કરણા" ॥૧॥ એ આંકણી. મેરા મેરા કરે જગમેં ઘેલો રે, (૨) માતપિતા સુત ભ્રાત ત્રિયા, સ્નેહી હુઓ ભેળો ॥ સબે જુગ સ્વાર્થને દાવે રે, (૨) સ્વાર્થ ન સરે તબ હિ સજ્જન, કોય ન બોલાવે ॥ કુટુંભ કાજ માયા તેં જોડી રે, (૨) પાપ કરીને પરભવ જીવે, પાયાં દુઃખ કોડી ॥ ધર્મ બિન કોય નહી શરણુા રે, (૨) અમરાપુરિકો૦ ॥૨॥ જાણે તું ધન સંપત મેરી રે, (૨) ગામ નગર પુર પાટણ દેશ, વિલાયત ઘર શેરી ॥ રથ હય હાથી સૈન્ય મેળી રે, (૨) પણ પાયક અરૂ રાજ્ય ઋદ્ધિ, રતી ન ચલે ભેળી ॥ વાસુદેવ ચક્રિ ઇંદ્ર જેવા રે, (૨) દેવ દાનવ માનવ ધન પામી, છંડિ ગયા તેવા ॥ જીવ અબ લોભ પરીહરણુા રે, (૨) અમરાપુરિકો૦ ॥૩॥ મિથ્યામત માંહી મત રાચો રે, (૨) કુગુરૂ કુદેવ કુધર્મ તજી, જિનમત જાણો રાચો ॥ શ્રદ્ધા બિન અનંત કાળ ભટકયો રે. (૨) દ્રવ્ય સંયમસેં ગ્રૈવેક પાયો, ફેર નિચો પટકયો ॥ સમક્તિસેં સંયમ ગુણ ભાવે રે, (૨) સંયમસેંતી જનમ મરણ દુઃખ કર્મ પરાં જાવે ॥ સમક્તિ ગુણ આતમમેં ભરણા રે, (૨) અમરા પુરિકો૦ ॥૪॥ હિંસા સબ દુઃખનકી ખાણી રે, (૨) હિંસાહીથી પાવે પ્રાણી, નરકકી ઠાણી ॥ હિંસા સમ અનર્થ નહીં જગમેં રે, (૨) સબ જંતુને વલ્લભ જીવન, ઇમ ધારી મનમેં ॥ દયા સમ અવર નહી કરણી રે, (૨) ભવસાગર તારેવા ભવ્યને, એહ ઉત્તમ તરણી ॥ દયાસેં ભવસાગર તરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૫ ॥ સંતોષ કર તૃષ્ણાને ગાળી રે, (૨) તૃષ્ણા અનંતી એક જીવને, નવિ ટળે હી ટાળી ॥ સબે જુગ તૃષ્ણાયે વ્યાપ્યો રે, (૨) ધન્ય

---

* જ્યાં (૨) આવી નિશાની કરી છે, તેનું પાછલું પદ ફરીને બે વાર બોલવું, પરંતુ 'રે' તો એક જ વાર બોલવો.

કપિલ મુનિ કેવળ પાયો, સંતોષ ચિત્ત થાપ્યો ॥ સંતોષી સુખીયાહી બાજે રે, (૨) બહુળા જીવ દુઃખિયા ચિહું ગતિમેં, વિષયસુખ કાજે ॥ શંતોષસેં ચિહું ગતિ દુઃખ ખરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥૬॥ ક્ષમા ક્રોધ ટાળીને ધરજ્યો રે, (૨) વૈર વિરોધ દુશ્મન સવિ જાયે, સમતા ગુણ વરજ્યો ॥ ગજસુકુમાળ ક્ષમા કીની રે, (૨) સમ પરિણામે પરિસહ ખમીને, સિદ્ધપુરી લીની ॥ રાય પરદેશી ધન્ય કહીએ રે, (૨) પામ્યા સ્વર્ગ ક્ષમાયે એક હિ, અવતારી લહીએ ॥ ક્ષમાસેં સબ દુઃખ દુર ટળણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૭ ॥ દાનસે દારિદ્રપણું જાએ રે (૨) સુખ સંપદની કોડિ મિળે, વળિ જશ કીરતિ થાએ ॥ દાનસે વ્યાધિ નહી આવે રે, (૨) શુભ પરિણામે સુપાત્ર દિયાથી, ભવ છેડો પાવે ॥ શેઠાણીયે રત્નકંબળ દીનો રે, (૨) મરૂદેવી હુઇને મુગતેં પહોંતી, મુનિને સુખ કીનો ॥ દાનસેં ભવમેં નહી ફિરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૮ ॥ શીળ વ્રત સબ વ્રતમેં મ્હોટો રે, (૨) ઉદધિમાંહી જેમ સ્વયંભુ,-રમણ નહિ છોટો ॥ દાનમાં અભયદાન દાખ્યો રે, (૨) મુનિ ૧૨ કેવળી પરષદ માંહી, જિનવરજી ભાંખ્યો ॥ શિયળ સવિ સંકટને ટાળે રે, (૨) ધન ધન તે નર નારી, જે કોઈ શીયળકું પાળે ॥ શીયળસેં શિવરમણી વરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૯ ॥ તપસ્યા સુલભ નહી કરવી રે, (૨) કર્મ રૂપ વન બાળેવાને, પાવક સમ ગણવી ॥ તપહિસે વંછિત ફળ ગાયો રે, (૨) દ્રઢપ્રહારી અરજુનમાળી, તપસેં શિવ પાયો ॥ મુનીશ્વર ધન્નો ગુણે પૂરા રે, (૨) વીરે વખાણ્યા દુક્કર તપ કરિ, હુવા અનુત્તર સૂરા ॥ તપહીસેં કર્મ દૂર ઝરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૧૦ ॥ ભાવ હે સબ ગુણમેં સારો રે, (૨) દાન શિયળ તપ સંયમ સેવન, ભાવે ભવ પારો ॥ ભાવ બિન સબ વ્રત હે ફીકો રે, (૨) ભાવે ચક્રી ભરતેશ્વરજી, પાયો કેવળ નીકો ॥ ભાવ હે મુક્તિકો દાતા રે, (૨) હસ્તિ બેઠાં કેવળ પાયા, મરૂદેવી માતા ॥ સદા શુભ ભાવ ચિત્ત ધરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૧૧ ॥ જિનેશ્વર વાણી એ ધારો રે, (૨) આળસ નીદ્રા વિકથા તજીને, મમતા દુર ડારો ॥ ધર્મ દુર્લભ હે ચૈતનકુ રે, (૨) ગુરૂભક્તિ જિન આણા સેવી, પાવન કર તનકું ॥ કાળ જબ લગે નાંહિ આયો રે, (૨) તબ લગ દયાધર્મ આરાધી, નિશ્ચળ પદ લાઓ ॥ ઇણ વિધ મિટે જન્મ મરણા રે, (૨) અમરાપુરિકો૦ ॥ ૧૨ ॥

*શશી નગ ગજ નયન લીધો રે, (૨) સંવત માસ આશ્વિન પક્ષ કૃષ્ણ, વિધુ વાસર સીધો ॥ યોગ શિવ તિથિ પંચમિ ઠાઈ રે (૨) નક્ષત્ર મૃગશર ટંકશાળી, યા લાવણી ગાઇ ॥ પિચુમંદાભિધપુરિ માંહે રે, ( ૨ ) અમરાભિધજી ઋષિ પૂજ્ય પ્રતાપે, ભાંખે ઉચ્છા-હે ॥ મેરો મન સિદ્ધપદમેં ઠરણા રે, (૨) અમરાપુરિકો૦॥૧૩॥ઈતિ॥

## અથ શ્રી સોલસ્વપ્નાંનો લાવણી.

॥ દોહા ॥

શાસન નાયક સુરતરૂ, ભયભંજન ભગવંત ॥ ત્રિશલાનંદ દિણુંદ સમ, પ્રણુમું મન ધરી ખંત ॥ ૧ ॥ વળી પ્રણુમું ગૌતમ ગુરૂ, તપ સંયમ દાતાર ॥ તાસ પ્રસાદે વર્ણવું, સુપન સોળ અધિકાર ॥ ૨ ॥ પાડલિપૂર નગર વિષે, ચંદ્રગુપ્ત રાજીંદ ॥ બારેવ્રત ધારક ગુણી, પરજાને સુખ કંદ ॥ ૩ ॥ ચઉદે પૂરવજ્ઞાન શુદ્ધ, ભદ્રબાહુ મુનિરાજ ॥ સમવસરયા ઉદ્યાનમેં, તારણુ તરણુ જિહાજ ॥ ૪ ॥ પાખી પોસાને વિષે, દેખ્યાં સ્વપનાં સોળ ॥ પૂછે નૃપ કરજોડિને, અર્થ કહો મુનિ ખોલ ॥ ૫ ॥

( અગડદમ બગડદમ બાજે એ દેશી. )

કલ્પવૃક્ષકી શાખા તુટી, અર્થ સુણો યહ સ્વરૂપને કા ॥ અબ જો રાજા હોવેગા કોઇ, સંયમ વો નહિ લેનેકા ॥ દુજે અસ્ત ભયા સૂર્ય અકાળે, ભેદ સુણો અબ ઈસકા સહી ॥ પંચમ આરે જન્મ લિયા હે, ઉનકું કેવળજ્ઞાન નહી ॥ નહિ મન પરજવ અવધિ પૂરણુ, એ અંધકાર ભયા ભારી ॥ ભદ્રબાહુ મુનિ કહે ભૂપશું, પંચમ આરો દુઃખકારી ॥૧॥ ચાંદ દેખા તુમે ચાલણી જેસા, તિસરે સુપનાકે માંઇ ॥ અલગ અલગ સમાચારી હોયગી, બોલ ફરક કુછ દરસાઇ ॥ ભૂત ભૂતણી નચતે હિલમિલ, દેખા ચોથે સુપન માંઇ ॥ દેવ ગુરૂ ધર્મ ખોટા જનકું, લોક માનેગા અધિકાઈ ॥ દયા ધરમપર બહોત જલેં-ગે, થોડે જૈન ધરમ ધારી ॥ભ૦॥૨॥ પાંચમે દેખા સર્પ ભયંકર, બારે ફણુકર ફુંકારે ॥ કિતિક સાલ પિછે કાળ પડેગા, બારે બરસ લગ ભયં-કારે ॥ ઉત્તમ સાધુ કરિ સંથારા, આતમ કાજ સારેગા ॥ કાયર સાધુ સો ઢીલે પડેંગે, હિંસાધર્મ વિસ્તારેગા ॥ ખોટા દે ઉપદેશ લોક કું, હોવેગા કેઇ ધરબારી ॥ ભ૦ ॥ ૩ ॥ છઠ્ઠે સ્વપને દેવ વિમાનકું,

* ( સંવત ૧૮૮૨ ના આસો વદિ ૫ ને સોમવારે. )

આતા સો દેખ્યા ફિરતા ॥ જિસકા અર્થ સુણો તુમ રાજિંદ, દિલ અંદર આણુ થિરતા ॥ જંઘાચારણુ લબ્ધિધારક, ઔર વિદ્યાચરણુ જાણો ॥ એ દો લબ્ધિ કે હે ધારક, ઐસે મુનિવરકી હાણો ॥ વૈક્રિય ઔર આહારક કી લબ્ધિ, એ બી વિચ્છેદેગા સારી ॥ ભ૦ ॥ ૪ ॥ વિકશા કમળ ઊકરડા ઊપર, જિસ્કા ભેદ સુનો ભાઇ ॥ ચાર વર્ણ મેં મહાજનકે ઘર, ધરમ રહેવેગા અધિકાઇ ॥ શાસ્તરકી રૂચિ રહેગી થોડી, સુણતાં નિદ્રા લેવેગા ॥ સ્તવન સઝાય ઓર ઢાળ ચોપાઇ, જિસ્મેં બહુત ખુશ રહેવેગા ॥ પ્રતિબોધ પણ ઈસ્મેં પાકે, હોવેગા સંયમધારી ॥ ભ૦ ॥ ૫ ॥ અગિયાકા ચમત્કાર આઠમે, ભેદ સુણો ઈસ્કા નીકા ॥ ઉદ્યોત હોયગા મિથ્યા મતકા, જૈનધર્મ હોયગા ફીકા ॥ સમુદર સૂકો તીન દિશાપર, દક્ષિણ દિશ ડોહોળો પાણી ॥ દક્ષિણ દિશાપર ધરમ રહેગા, તીન દિશા રહેગી હાણી ॥ પંચ કલ્યાણક ભયે જિણ પુરમેં, ધરમ હાનિ તિહાં ઉચ્ચારી ॥ ભ૦ ॥ ૬ ॥ દશમે સોનેકી થાળી જિસમેં, કુત્તા દેખા ખીર ખાતા ॥ ઉત્તમ કુળકી દોલત હે સો, જાવેગી મધ્યમહાથા ॥ નટ ખટ સોદા ચોર ઠગારા, ધૂરત હોયગા ધનવાળા ॥ શાહુકાર સો ઝુરેગા દિલમેં, કહિ ન શકે મનકી જ્વાળા ॥ ધન સંપત સજ્જનકી હાણી, સત્યવાદી કમ નર નારી ॥ ભ૦ ॥ ૭ ॥ હસ્તીકેપરઅગ્યારમે સ્વપને, દેખા બંદરકું બેઠા ॥ નીચ રાજા સો માલિક હોયગા, ઉંચ રાજા રહેગા હેઠા ॥ બારમે સ્વપને દેખા તુમને, દરિયે મરજાદા છોડી ॥ બેટા બેટી માત પીતાકી, મરજાદા રાખે થોડી ॥ વહુ સાસુકા ન કરેગી કહેણા, ઉલટી દુઃખ દેગી ભારી ॥ ભ૦ ॥ ૮ ॥ લાંચ આદી સો ક્ષત્રિ હોયગા, વચન દેકે નઠ જાવેગા ॥ દગાદાર વિશ્વાસઘાતિ, નર, સચ્ચે નરકું હઠાવેગા ॥ ભલા સખ્સકા આદર કમતી, પાપી આદર પાવેગા ॥ ગુરૂ ગુરાણીકી ચેલા ચેલી, સેવા ભક્તિ કમ લ્હાવેગા ॥ અપની બડાઈ કરેગા મુખસેં, ગુરૂકું હોયગા દુઃખકારી ॥ ભ૦ ॥ ૯ ॥ જોડયા દેખ્યા સ્વપને તેરમે, વાછરૂકે મહારથ માંઇ ॥ નાદાન ઉમરકા ધરમ કરેગા, સંયમ લેગા ઉલસાઈ ॥ લજ્યાશું તપ સંયમ પાળી, તપ જપમેં ચિત્ત દેવેગા ॥ બુઢાધિકુ હોયગા ધર્મમેં આળસ અધિકી રહેવેગા ॥ સરખા નહી સબ લડકા બુઢા, સમુચય ભાવ કહ્યા ભ્યારી ॥ ભ૦ ॥ ૧૦ ॥ રત્નકી કાંતિ મંદી દેખી, ચઉદમા સ્વપનામેં જાણો ॥ ભરતક્ષેત્રકા સંત સાધકે, હેત ઈકલાસ થોડો

માનો ॥ ક્રોધી કલેશી અરૂ અભિમાની, આપની બાત જમાવેગા ॥ ભલી શીખ જો દેગા કોઇ, ઉસ્કા ઓગુણ ગાવેગા ॥ અલ્પ હોયગા સંયમવંતા, હોયગા બહોત સાલિંગધારી ॥ ભ૦ ॥ ૧૧ ॥ રાજકુમર સો ચઢયા પોઠીપર, દેખા સ્વપને પંદરમે ॥ રાજા જૈનધર્મ તજ દેગા, રાચેગા મિથ્યાધરમે ॥ બાત કરે જો સચ્ચાવટકી, ઉસ્કી થોડા માનેગા ॥ જૂઠેકી પરતીત કરેગા, ખોટેકા પક્ષ તાણેગા ॥ ધર્મી પુરૂષકા કરેગા ઠઠ્ઠા, પાપીકા આદર ભારી ॥ ભ૦ ॥ ૧૨ ॥ હસ્તિ બાળક લઢતા દેખ્યા, બિન માવત આપસ માંહી ॥ વાર વાર દુષ્કાળ પડેગા, મનચ્હાયા વર્ષેગા નાંહી ॥ માત પિતા ગુરૂ બાતકે કરતા, બિચ બિચ બાત કરે છોટા ॥ ભાઇ ભાઇમેં સંપત ઓછી, બોલેગા નિર્થક ખોટા ॥ પિતા પક્ષકો આદર ઓછો, ત્રિય પક્ષકી કરેગા યારી ॥ ભ૦ ॥ ૧૩ ॥ કાયદાવાળા પ્રમાણિક ન્યાયી, ગુણીજન થોડા હોવેગા ॥ ઝઘડા ટંટા નિર્થક કરકે, રાજમાંહી ધન ખોવેગા ॥ કેણુ ન માને ભલા સખ્સકી, ફિર પાછા પરતાવેગા ॥ એકવિશ હજાર વરસ લગેં રાજિંદ, ઐસી રીતકર જાવેગા ॥ અરથ સુણી સોળે સ્વપનોકા, રાય ભયા સંયમધારી ॥ ભ૦ ॥ ૧૪ ॥ સંવત ઓગણીશે સાલ સેંતિસકી, ફાગણ ઇગ્યારસ આઇ ॥ તિલોક રૂષિ કહે સ્વપન લાવણી, ગામ કઢામેં બણાઇ ॥ પંચમ આરો દુઃખમ નામે, દુઃખ હે ઇણમે અધિકાઇ ॥ ધરમ ધ્યાન ઔર સમતારાખે, ઉનકું સુખ સમજો ભાઈ ॥ ઐસા જાણકે કરજો સુકૃત, ઉતરોગે ભવજળ પારી ॥ ભ૦ ॥ ૧૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી શીખામણની લાવણી.

તુમ ભજો જિનેસર દેવ,મુગતિ પદ પાઇ ॥ મુગતિ૦ ॥ અબ અચળ અખંડિત જયોત, સદા સુખદાઇ ॥ એ આંકણી ॥ મેં રૂલ્યો ચોરાશી માંહે, ભૂલ્યો મેં સરમ ॥ ભૂલ્યો૦ ॥ મ્હારે ઉદમે અનંતાં દુઃખ, બાંધ્યાં જબ કરમ ॥ મેં કહિ એક હુઓ રંક, ફિરયો તજિ શરમ ॥ ફિરયો૦ ॥ અરૂ કહિ એક રાજા ભયો, ગરથકો ગરમ ॥ જબ ગરવ આણકર બોલ્યો, પારકા મરમ ॥ પાર૦ ॥ પણ નિરમળ જુગમેં જૈન, કીયો નહી ધરમ ॥ અબ મનુષ જનમમેં ચેત, ઘડી શુભ આઇ ॥ ઘડી૦ ॥ અબ૦ ॥૧॥ મેં સુરનરકા સુખ વાર, અનંતી પાયા ॥ અનં૦ ॥ મ્હારે શિવ સમતાકા સૂખ, હાથ નહી આયા, મેં કુગુરૂને

કુદેવ, ભલા કર ધ્યાયા ॥ ભલા૦ ॥ મેં ઉલજ્યો અનાદિ અગ્યાન, વિષયભોગ ભાયા ॥ મેં પડયો લોભકે ફંદ, ભેડતો માયા ॥ભેડ૦॥ ખણુ લગ્યો અંત જબ આય, કાળ મુજ ખાયા ॥ અબ પરિહર સબ પરમાદ, ધર્મ કર ભાઇ ॥ ધર્મ૦ ॥ અબ૦ ॥૨॥ અબ દુર્લભ અવસર લહી, તું સુકૃત કર રે ॥ તું સુકૃ૦ ॥ અબ દાન શીયળ તપ ભાવ, હીયાંમેં ધર રે ॥ તું કરમકી માળા કાટ, પાપ પરિહર રે ॥ પા૦ ॥ અબ વાર વાર કહું તોહે, જગતસેં તર રે ॥ તું નિર્મળ નયણે દેખ, નર્ક શું ડર રે ॥નર૦॥ તું શીખ સુગુરૂકી માન, અગ્યાની નર રે॥ અબ પરત્રિયા કરિ જાન, બેનને માઇ ॥ બેન૦॥અબ૦॥૩॥ અબ જિનવર મુજ મન ભાયો, સદા ગુણ ગાઉં ॥સદા૦॥ અબ ઇતની કિરપા કરો, નરક નહી જાઊં ॥ અબ ભવ ભવમાંહી દેવ, જિનેસર પાઊં ॥ જિને૦॥ મેં મન વચ કાયા કરી, ચરણ ચિત્ત લાઉં ॥ એ દયાધરમ હિતકાર, સદા મેં ચાઉં ॥સદા૦ ॥ એ ચોરાશીકે માંહ, ફેર નહી આઉં ॥ યું અરજ કરે જિનદાસ, કીરત એ ગાઈ ॥કી૦અ૦ ॥૪॥

---

## અથ શ્રી શીખામણની લાવણી.

એક જિનવરકા નિજ નામ, હિયામેં લેના ॥ હિયા૦ ॥ અબ લગી લગન જિનવરસેં, આપ ખુશ રહેનાં ॥ સદા ખુશ રહેનાં ॥ એ આંકણી ॥ અબ નિરખું જિન દીદાર, દરસ કબ પાઊં ॥દર૦॥ જગમેં જિનવર નિજ નામ, નિરંજન ધ્યાઉં ॥ અબ રહે નયન લોભાય, હિયો નિત ફરકે ॥ હિયો૦ ॥ મોહે જિનદર્શનકી આશ, પાપ સબ સરકે ॥ અબ સુરપતિ નિરખત રૂપ, નજર ભર નેનાં ॥ નજર૦ ॥ અબ૦ ॥૧॥ અબ મિટયો મરણ ભવ ભવકો, આશ મુજ પૂરો ॥ આશ૦ ॥ મેં જપું જિણંદકો નામ, મેલું નહીં દૂરો ॥ એ ઘનઘાતિ ઘાલે ઘેર, કરમ સબ ચૂરો ॥ ક૨૦ ॥ મેં દુરગતિ ભમતાં આયો, આપ હજૂરો ॥ અબ શુભ નજરાં મુજ નિરખ, મુગતિપદ દેનાં ॥મુગ૦॥ અબ૦ ॥૨॥ અબ હે હીરાકી ખાન, ગ્યાન નિજ કરણી ॥ ગ્યા૦ ॥ એ મુગત્તિ પંથ દાતાર, સુમતિકી ધરણી ॥ અબ શુકળ ધ્યાનકી પેડી, ચઢો[illegible]સરણી ॥ચ૦ ॥ ઐસા જગમેં સંત સુજાન, મુક્તિપદ વરણી ॥ અબ આપો મયા કર કરકે, અમર સુખ ચેનાં ॥ અમર૦ ॥ અબ૦ ॥૩॥ અબ બેઠ કરે મેં મોજ, આનંદકે ઘરમેં ॥ આ૦ ॥ મેં પરખ્યા શ્રી જિનરાજ, જગત ફુણ ભરમે ॥ મેં દુઃખ

ભોગતાહું અનંત, કરે કુણુ લેખો ॥કરે૦॥ મેં અરજ કરૂં તન મનસેં, નજર ભર દેખો ॥ અબ બોલત યું જિનદાસ, સરવ રસ બેનાં ॥ સ૦ ॥ અ૦ ॥ ૪ ॥

## અથ શ્રી ઉપદેશી લાવણી

ખબર નહી આ જગમેં પલકી રે ॥ ખબર૦ ॥ સુકૃત કરનાં હોય સો કર લે, કોણુ જાણે કલકી ॥ એ આંકણી ॥ યા દોસ્તિ હે જગતવાસકી, કાયા મંડલકી ॥કાયા૦॥ સાસ ઉસાસ સમર લે સાહિબ આયુ ઘટે પલકી ॥ ખબર૦ ॥૧॥ તારા મંડલ રવિ ચંદ્રમા, સબ હે ચલનેકી ॥ સબ૦ ॥ દિવસ ચારકા ગમત્કાર જ્યું, વીજલિ આભલકી ॥ ખબર૦ ॥૨॥ કૂડ કપટ કર માયા જોડી, કરિ બાતાં છલકી ॥ કરિ૦ ॥ પાપકી પોટલી બાંધી શિર પર, કૈસેં હોય હલકી ॥ ખબર૦ ॥૩॥ યા જુગ હે સુપનેકી માયા, જૈસેં બુંદ જલકી ॥ જૈસે૦ ॥ વિણસંતાં તો વાર ન લાગે, દુનિયાં જાય ખલકી ॥ ખબર૦ ॥૪॥ માત તાત ત્રિયા સુત બંધવ, સબ જગ મતલબકી ॥સબ૦॥ કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી ॥ ખબર૦ ॥૫॥ મન માનવ તન ચંચલ હસ્તિ, મસ્તિ હે બલકી ॥ મસ્તિ૦ ॥ સતગુરૂ અંકુશ ધરો શીશ પર, ચલ માર્ગ સતકી ॥ખ૦॥૬॥ જબ લગ હંસા રહે દેહમેં, ખુશીયાં મંગલકી ॥ ખુશી૦ ॥ હંસા છોડ ચલ્યા જબ દેહી, મટિયાં જંગલકી ॥ ખ૦ ॥૭॥ પર ઉપકાર સમો નહી સુકૃત, ધર સમતા સુખકી ॥ પાપ નહી પર પ્રાણી પીડન, હર હિંસા દુઃખકી ॥ખ૦॥૮॥ કોઇ ગોરા કોઈ કાલા પીલા, નયણે નિરખનકી ॥ એ દેખી મત રાચો પ્રાણી, રચના પુદ્ગલકી ॥ખ૦ ॥૯॥ અનુભવજ્ઞાને આતમ બૂઝી, કર બાતાં ઘરકી ॥ અમરપદ અરિહંતકું ધ્યાયાં, પદવી અવિચલકી ॥ખ૦॥૧૦॥ દયાધરમ સાહિબકો શમરન, એ બાતાં સતકી ॥ રાગ દ્વેષ ઉપજે નહી જિનકું, બિનતી અખપતકી ॥ખ૦॥ ૧૧ ॥

## અથ શ્રી સુમતિ કુમતિની લાવણી.

હાં રે તું કુમતિ કલેસણુ નાર, લગી કયું કેડે॥ લગી૦ ॥ ચલ સરક ખડી રહે દૂર, તુજે કુણુ છેડે॥ એ આંકણી ॥ હાં રે તું સુમતિકો ભરમાયો, મુજે કયું છોડી ॥મુજે૦॥ મેરી સદા શાશ્વતી પ્રીત, છીનકમેં તોડી ॥ તુજ બિન સૂની મેરી સેજ, કહું કરજોડી ॥ક૦॥ ઉઠ ચલો હમારે સંગ, સુખે રહો ખ્હોડી ॥ યું ઝુર ઝુર કુમતિ આંસુ,

આંખસેં રેડે ॥ આંખ૦ ॥ તું કુમતિ૦ ॥ ચલ૦ ॥૧॥ હાં રે તેરી નરક નિગોદકી સેજ, સેંતી મેં રૂઠયો ॥ સેંતિ૦ ॥ પકડયો સાચો જિનરાજ, સંગ તેરેઃ છૂટયો ॥ તેરી મુરખ માને બાત, હૈયાકો ફુટયો ॥હૈયા૦॥ મેં સહજ હુવો હું દૂર, તાર તેરો ત્રુટયો ॥ તું કર દૂરસેં બાત, આવ મત નેડે ॥ આ૦॥ ચલ૦ ॥ ૨ ॥ મેરી અનંતકાળકી પ્રીત, પલક નહી પાળી ॥ પલક૦ ॥ સુમતિકો લાગ્યો સંગ, મુજે કયોં ટાળી ॥ તું સુમતિકો સિરદાર, સુણાવે ગાળી ॥ સુ૦ ॥ તેરી હમ દોનું હે નાર, ગોરી ઓર કાળી ॥ તું હમકું ઠેલે દૂર, સુમતિકું તેડે॥ સુમ૦ ॥ ચલ૦ ॥ ૩ ॥ અબ કુમતિકો લલચાયો, રતિ નહી ડગીયો ॥ રતિ૦ સુનકર સૂત્રકી શીખ, સાચ હોય લગીયો ॥ ચેતન કુમતિકે સહજ, દૂરશું ભગીયો ॥ દૂર૦ ॥ જિનરાજ બચનકો ધ્યાન, હૈયેમેં જગીયો ॥ જિનદાસ કુમત તું બાત, ખોટી મત ખેડે ॥ ખો૦॥ ચ૦॥૪॥

---

# અથ શ્રી ઉપદેશી લાવણી.

તુમ તજો જગતકા ખ્યાલ, ઇશકકા ગાનાં ॥ ઈશ૦ ॥ તેરી અલ્પ ઉમર ખુટ જાય, નરક ઉઠ જાનાં ॥ તેં દિનાં ચાર જુગ બીચ, લિયા હે વાસા ॥ લિયા૦ ॥ તેરે શિરપર બેઠા કાળ, કરત હે હાંસા ॥ મેં બોલું સાચી બાત, જૂઠ નહી માસા ॥ જૂઠ૦ ॥ તું સૂતા હે કુણ નિંદ, કિસી કર આસા ॥ અબ સેવ દેવ જિનરાજ, ખલકમેં ખાસા ॥ ખલ૦ ॥ તેરા જોવન પતંગકા રંગ, જૂઠ સબ આસા ॥ અબ હૈયે ધરો મેરી શીખ, સમજ દીવાના ॥ સમ૦॥ તુમ૦ ॥૧॥ અબ બુરી ભલી સુણ બાત, મૌન કર રીજે ॥ મૌન૦ ॥ એ મુખમીઠા સંસાર, સેહ નહી દીજે ॥ કર વીતરાગ વિશવાસ, હૈયે ધર લીજે ॥હિયે૦॥ પણ નીચ નારકા સંગ, કબૂ નહી કીજે ॥ અબ સાત વ્યસનકો સંબ, પ્રીત મત કીજે ॥ પ્રીત૦ ॥ તોહે દુરગતદે પહોંચાય, તેરો તન છીજે ॥ તું સુખ દુઃખકા સિરદાર, રંક નહી રાણા ॥રંકા॥ તુમ૦॥૨॥ તું બિસર ગયા જુગ બીચ, નામ જિનવરકા ॥ નામ૦ ॥ પચ રહ્યા કુટુંબકે કાજ, કિયા ફંદ ઘરકા ॥ તેં દયાધરમ બિન ખોયા, જનમ સબ નરકા ॥ જનમ૦ ॥ તેં પહેલે બાંધ્યાં પાપ, કસાઈ સરખાં ॥ અબ લીયા નહી તેં લાભ, બખતરપર કરકા ॥ બખત૦ ॥ તેરી વીતિ બાત સબ જાય, જનમ જયું ખરકા ॥ અબ સુણો શીખં સૂતરકી, સુઘડ હોય શાણા ॥ સુઘ૦ ॥ તુમ૦ ॥ ૩ ॥ તેરી સરણ સેજપર પો-

દયા, આનંદ દિલ આયા ॥ આ૦ ॥ મેરી ભગી ભૂખ સબ પ્યાસ, સુધારસ પાયા ॥ મેરે શિરપર તુમ શિરદાર, જિનેસર રાયા ॥ જિને૦ ॥ મેં ચાહું ચરણુકી સેવ, સફળ કર કાયા ॥ અબ દ્યો દોલત દરશનકી, મેરે એહી માયા ॥મેરે૦॥ યું અરજ કરે જિનદાસ, અલ્પ ગુણુ ગાયા ॥ અબ બૂરા કુગુરૂ ઉપદેશ, ધરો મત કાના ॥ધરો૦॥તું૦॥૪॥

## અથ શ્રી ઉપદેશો લાવણી.

સુગુરૂકી શીખ હીયે ધરણા રે ॥ સુગુરૂ૦ ॥ અમરાપુરિકો પંથ સદા, શ્રી જૈનધર્મ કરણા ॥સુ૦॥ પરમ પરમાર્થ તેં ટાળ્યો રે ॥ પ૦ ॥ સાર જગતમેં જૈનધર્મ, જુગતિસેં નહી પાળ્યો ॥ પ્રભુકો નામ નહી લીનો રે ॥ પ્રભુ૦ ॥ મહા હળાહળ વિષય વિકટ, મિથ્યામતિસેં ભીનો ॥ ચેતન યું બહુવિધ દુઃખ પાવે રે ॥ચેત૦॥ લપટયો લાલચ માંહે, પંચઇંદ્રીકે સુખ ચાવે ॥ જીવ અબ પાપ પરિહરણુ રે ॥ જીવ૦॥ અમરા૦ ॥૧॥ દયા ચૈતનકું સુખકારી રે ॥ દયા૦ ॥ શ્રી જિનરાજપ્રરૂપી જૈસી કેસરકી કયારી ॥ જગતમેં તીરથ હે ચારી રે ॥ જગ૦ ॥ સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા, હૂઆ વ્રતધારી ॥ ઇનકું કહિયે બ્રહ્મચારી રે ॥ ઇન સમતા સંયમ સાર કરીને, કર્મ હણ્યાં ભારી ॥ ઇનુંને મેટયા જન્મ મરણુ રે ॥ ઇનું૦ ॥ અમરા૦ ॥૨॥ પંચ ઇંદ્રિયસેં લપટાયો રે ॥ પંચ૦ ॥ દુઃખ અનંતાં સહ્યાંરે બહુળાં, પ્રાણી પસતાયો ॥ બહુ દુરગતિમેં ભમિ આયો રે ॥ બહુ૦॥ શુભ મંત્ર નવકાર સાર, દુર્લભ અબ મેં પાયો ॥ મેરો મન જિનવરશું ભાયો રે ॥ મેરો૦ ॥ કુગુરૂ કેરો સંગ મિથ્યામત, સબ હી છટકાયો ॥ ઇણુ વિધ ભવજળસેં તરણુ રે ॥ ઇણુ૦ ॥ અમરા૦ ॥૩॥ રહો જિનવાણીમેં રાતા રે ॥ રહો૦ ॥ અનંત સુખોકી ખાણુ, સદાશિવ મંગળકી દાતા ॥ સદા જિનવર ભક્તિ કરજો રે ॥સદા૦ ॥ શુદ્ધ સમક્તિ ચિત્ત ધાર હૈયામેં, પાપ પરાં હરજો ॥ અલ્પ જિનવરકા ગુણુ ગાયા રે ॥અલ્પ૦॥ કરજોડિ જિનદાસ કહે, જિન ભક્તિસેં ન્હાયા ॥ સદા મેં ચાહું જિન શરણુ રે ॥ સદા૦॥ અમરા૦ ॥૪॥

## અથ શ્રી ઉપદેશો લાવણી.

તું ઉલઝયો હે જંજાળ જગતમેં, વિકળ ભઇ સબ તેરી મતિ ॥ આપ મુવા અભિમાની જીવડા, આગેં કિણુ વિધ હોય ગતિ ॥તું૦॥

એ આંકણી ॥ સુલજ સીતાબિ સાગ સમકિતકું, સુગુરૂશીખ દિલ મેં આણો ॥ તજો સકળ મિથ્યાત બાતકું, કુગુરૂતણો પખ મત તાણો ॥ ખાયક સમકિત ખરા ખજાના, સો અપના કર કર જાણો ॥ કરણુ પુન્યસેં આય મિલ્યો તોહે, દુર્લભ નરભવકો ટાણો ॥ ધ્યાન નજર કર દેખ જીવડા, જીત ગયા હે સાધુ સતી ॥ તું ॥ ૧ ॥ એર બેર નરભવકો અવસૂર, ફિર ફિર હાથ નહી આવે ॥ બાત બીત ગઇ ખાલી મૂઠિ રહી, જબ પરભવમેં પસતાવે ॥ દાન શીયળ તપ ભાવ ભૂલકર, નહી પીત પાણી પાવે ॥ સતગુરૂકી સુણી શીખ માનવી, મનમેં રીશ અધિકી લાવે ॥ ઐસા કરમ કર દુરગતિ પહોંચે, વાંકી વખત જબ આન ખતી ॥ તું ॥ ૨ ॥ ઐસા જાનકર સમજ જીવડા, સમકિત અમૃત રસ પીજે ॥ નરભવ હે નિરવાણકો મારગ, નિષ્ફળ ઉનકું મત કીજે ॥ તુચ્છ જિંદગાનિ સુણ અભિમાની, જગત જાળમેં કયોં રીજે ॥ સુકૃત હે સરગકો મારગ, બનિ આવે તો કર લીજે ॥ તજ ભક્તિ સબ ઓર દેવકી, કર શિરપર જિનરાજ પતિ ॥ તું ॥ ૩ ॥ જિન આગમકી શીખ સુની તોહે, ગણુધર સૂતરમેં અટકે ॥ વાંકો વાંકો કયું ફિરે જીવડા, જુવાની જોવન કે મટકે ॥ પરખે નહી પરભવકું પ્રાણી, કાળ આન પલમેં ઘટકે ॥ શીખ દેત જિનદાસ ઔરકું, આપ પથરપર પગ પટકે ॥ મેં અપનો પિંડ ભરયો પાપસેં, પુણ્ય કિયો નહી એક રતિ ॥ તું ॥૪॥ ઇતિ. ॥

---

## અથ શ્રી ઉપદેશી લાવણી.

સુકૃતકી બાત તેરે હાથ, રતિ ના રહી રે ॥ રતિ૦ ॥ પુદગળમેં માન્યો સુખ, કલ્પના કહી રે ॥ સુકૃત૦ ॥ જુગમાં, હે જૈન જિનસાર, સંઘાથે આવે ॥ સંઘા૦ ॥ ઇનકું તજ કર કયું બેઠો, વિષય ગુણ ગાવે ॥ અમૃતકું અળગો ઢાળ, વ્યસન વિષ ખાવે ॥ વ્યસન૦ ॥ મુગતિકા મારગ મેટ, ઉવટમેં જાવે ॥ ત્હારી તુચ્છ જિંદગાની માંહે, વિકળ બુદ્ધિ ભઇ રે ॥ વિક૦ ॥ પુદ૦ ॥ ૧ ॥ ત્હારે ધન દોલત ભંડાર, ભરયા હે મોતી ॥ ભરયા૦ ॥ શત્રુ સજન સબ બને, જગત હોય ગોતી ॥ કોઇ મસળે તેલ ફુલેલ, ધોવે કોઇ ધોતી ॥ ॥ ધોવે૦ ॥ સન્મુખ ઉઠ આવે અબળા, તેરા મુખ જોતી ॥ અસી સંપત એક છિન માંહે, સરવ ક્ષય ભઇરે ॥ સ૦ ॥ પુદ૦ ॥ ૨ ॥ છે ખટરસ ખાયા ખૂબ, ખજાના ખોયા ॥ ખ૦ ॥ નિશિ દિન સુખભર સુંદરિકી, સેજમેં

સોયા ॥ સજિયા સોળ શણગાર, નારસેં મોહ્યા ॥ ના૦ ॥ તેં અંતર ઘટકા મેલ, રતિ નહિ ધોયા ॥ યા નરક નિગોદકી વાટ, પકઠ કર લહી રે ॥ પકડ૦ ॥ પુદ૦ ॥૩॥ મન માતો આઠ મદ માંહે, ગરવસે બોલે ॥ ગ૦ ॥ મેં સુખ સંપતકો નાથ, મેરી કુણુ તોલે ॥ દુર્બળ કરતા પોકાર, પલક નહી ખોલે ॥ પ૦ ॥ ચાકર હોઇ રહ્યા હજૂર, ચમ્મર શિર ઢોળે ॥ અબ અવસર આયો હાથ, ચેત તું સહી રે ॥ ચે૦ ॥ પુદ૦ ॥૪॥ કાયાસેં કીયો લાડ, બનાઇ ચંગી ॥ બ૦ ॥ પળભર પરવાર્યો પુન્યતણો તિહાં ભંગી ॥ પકડી પરભવકી વાટ, હોય કુણુ સંગી ॥ હો૦ ॥ તેરો હંસ ગયો આકાશ, કાયા પડિ નંગી ॥ જિનદાસ કહે કરમાંશું, જોર તેરો નહી રે ॥ જો૦ ॥ પુદ૦ ॥૫॥ઈતિ.॥

## અથ શ્રી ઉપદેશી લાવણી.

મન સુણ રે તેરી સફળ ઘડી શ્રાવકકી, હાથસેં જાવે ॥હા૦॥ સૂત્રકી ન માને શીખ, પીછે પસતાવે ॥ એ આંકણી ॥ તું પરભવકો ડર રાખ, પ્રાણ મત લૂંટે ॥ પ્રાણ૦ ॥ તું કુગુરૂસે કરે હેત્ત, સુગુરૂસેં રૂઠે ॥ ત્હારી જોવનીયાંકી છોલ, છીનક નહી છૂટે ॥ છી૦ ॥ ઇંદ્રિયશું લગાયા તાર, કહો કેમ ત્રૂટે ॥ ત્હારે હીયે વધિ વિષવેલ, નહી કુમળાવે ॥ નહી કુમ૦ ॥ સૂત્ર૦ ॥ ૧ ॥ તેં સુણી શીખ સૂતરકી, હિયે નહીં આણી ॥ હિ૦ ॥ ત્હારો ખરો ખજાનો ખાય, કુગુરૂકી વાણી ॥ ત્હારી કુમતિ કલેસણ નાર, લીયો તોહે તાણી ॥ લી૦ ॥ દુરગતિકી બિછાઇ સેજ, બની પટરાણી ॥ તું સુતો કુમતિકી સેજ, પાર નહી પાવે ॥ પા૦ ॥ સૂત્ર૦ ॥ ૨ ॥ ત્હારા ગફલતમેં દિન ગયા, ગરવ તેં રાખ્યો ॥ ગરવ તેં૦ ॥ કીધી જિન વાણી દૂર, વ્યસન રસ ચાખ્યો ॥ તેં ગ્યાન ગાંઠકો ખોયો, રતન કયું નાંખ્યો ॥ રતન૦ ॥ સત્ય વચન દીયો તેં છોડ, જુઠ મુખ ભાંખ્યો ॥ એસા વાર વાર નર ભવ, હાથ નહી આવે ॥ હા૦ ॥ સૂત્ર૦ ॥ ૩ ॥ પોશાક પારકી પેહેર, માનતો ખૂબી ॥ માન૦ ॥ ત્હારે મદ મોતિકી માળ, શીશપર લૂંબી ॥ ત્હારે હરામ હુરતમાં હસી, હજૂરી ઊભી ॥ હ૦ ॥ શિર બાંધ્યો મિથ્યા મોડ, બાત તેરી ડૂબી ॥ ત્હારે હિંસા હિયાકો હાર, ઝેર કયું ખાવે ॥ઝે૦ ॥ સૂત્ર૦ ॥૪॥ સુકૃત સંપત સુપનમેં, રતિ નહીં સૂઝે ॥ રતિ૦ ॥ મેરો ઠોણ ગતિકો જીવ, હાઝ કુણ બુઝે ॥ મેરે ઘર ખૂટે દૂરગતિ, કામ નહી દુજે ॥ કા૦ ॥ અલપ દુનિયા મહોબત મુજેકુંપજે ॥ જિનદાસ કપટકી ખાણ, માન નહી માવે ॥મા૦॥૪॥

## અથ શ્રી ઉપદેશી લાવણી.

આપ સમજકા ઘર નહી પાયા, દુજાકું કયા સમજાવે ॥ ભાંકા ફિરે જિનદાસ જગતમેં, હીયો હાથમેં નહી આવે ॥ એ આંકણી ॥ દરસ સવાદ ચાહનકી ચિત્તમેં, ચાનક અધિકી આય લગે ॥ ઈંદ્રિકા પરવશમેં પડિયો, ગ્યાન કળા કહો કૈસેં જગે ॥ તૃષ્ણાને જગ લૂંટ લીયો હે, કપટ કરી પરધનકું ઠગે ॥ ખાય ખાય લોહી માંસ વધાર્યાં, પ્રાણી કિસ વિધ ચાલે પગે ॥ વિષય વિપતકી કરે ચુંથણી, ચરચા શું ચિત્ત નહી લાવે ॥ આપ૦ ॥ ૧ ॥ અપને અવગુનકું નહી દેખે, દુજાકા અવગુણ ભાંખે ॥ હિંસાહીમેં હુઓ હજૂરી, દયા દૂર દિલસેં નાંખે ॥ ગુણવંતકા ગુણ લોપે મેરો મન, અવગુણકે રસકું ચાખે ॥ તિનુંહી પ્રણમે રાગધરામેં, શરણે જિનવર કિમ રાખે ॥ ઠગ ફાંસીગર ચોર અન્યાઇ, ધન મીસે ઇનકું ધ્યાવે ॥ આપ૦ ॥૨॥ અવગુણકી મેરી ખાન આતમા, અજાણ હોય સો મોહે પૂજે ॥ નહી ગામમેં રૂખ અંબકો, એરંડ અંબ સરિખો સૂજે ॥ પારખ નહી હે હીયે ગ્યાનકી, ગુણ અવગુણકું કુંણ બૂઝે ॥ ગાડર દેખ કહે મુજ ઘરમેં, કામધેનુ ઇતની દુઝે ॥ એસો મેરો અવિનીત આતમા, અવગુણ કિમ ગાયા જાવે ॥ આપ૦ ॥ ૩ ॥ ક્રોધ માન માયામેં માતો, લોભ માંહે લપટયો રહેતો ॥ ગરથ ગુમાની ગમકો ગરજી, પીડ પારકી નહી સહેતો ॥ ભગતિ નહી ગુરૂ દેવ ધરમકી, કઠણ વચન મુખસેં કહેતો ॥ અંતર આંટ ન ખુલે હીયાકી, પૂંઠ પરમપદકું દેતો ॥ સ્વાંગ સજી જિનદાસ જૈનકો, માલ મુલકકો ઠગ ખાવે ॥ આપ૦ ॥૪॥

## અથ શ્રી અરિહંતની લાવણી.

અરિહંત જીકે સમવસરણમેં, ચોસઠ ઇંદર આન ખડે ॥ ધર્મ ચક્રીકા દરસન દેખત, ચોરાશી મત છૂટ પડે ॥ કેવળ જડે ઘડે ગ્યાનસેં, દરસનસું દરસાવ પડે ॥ પરમ ધરમ સમકિત ગુણ દેખો, પંચરંગી નીશાન ચડે ॥ સુર નર મુનિવર સ્તુતિ કરત હે, પ્રભુ હે સબ દેવનમેં બડે ॥ અરિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સોના રૂપાકે ગઢજ બનાયા, રતન સિંઘાસણ કમળ જડે ॥ પૂરવ મુખસેં બૈઠે પ્રભુજી, કેવળ દરસન ગ્યાન ઝરે ॥ સુણકર દેવ માનવ ધરણીધર, ગણધર સાધુ ગ્યાન વડે ॥ સંઘ ચતુર્વિધ દેવિ દેવતા, ગ્યાન ક્રિયા શુદ્ધ ભાવ ચડે ॥ હાથ જોડ બિનતિ કરે તાકું, ભવિક જીવ ગુણઠાણે

ચડે ॥ અરિ૦ ॥ ૨ ॥ અશોકવૃક્ષકી છાયા મનોહર, યોજનમેં વિસ્તાર કરે ॥ ભૂમિ શુદ્ધ કરિ અબિર અરગજા, પાણીકા છંટકાવ કરે ॥ પંચરંગ બાદળ ફુલ સુગંધિત, ફુલનકે બરસાત કરે, જોજન ભૂમિ સુગંધ વેદિકા, તીર્થંકર પદ આપ વરે ॥ દેવ કોટિ કોટિ કરે પ્રદક્ષિણા, જય જય મંગળ મુખસેં પડે ॥ અરિ૦ ॥૩॥ ત્રણ્ય છત્ર મસ્તક પર સોહે, ભામંડળ મુખસેં તપતે ॥ ધર્મચક્ર જોજનગત ઉન્નત, દુંદભિ નાદ બાજાં જડતે ॥ સુર નર કિન્નર અસુર વિદ્યાધર, ચઉવિહ સંઘ પૂજા કરતે ॥ ચોસઠ ઇંદ્ર સબ કરે આરતિ, ગણધર વાણી મુખ પઢતે ॥ જૈનધર્મ પાયે નરભવમેં મુક્તિ નીસેણી તબ હી ચડે ॥ અરિ૦ ॥ ૪ ॥ ચાર પર્ષદા ધર્મસભામેં, ધર્મરાજકી સેવ કરે ॥ ઘાતી અઘાતી કરમ ખપાકર, શુદ્ધાતમ શુભ ભાવ ધરે ॥ લોકાલોક પ્રકાશ કરત હે, નય સાત નવ તત્વ ભાસે ॥ ઉત્પાદક વ્યય ધ્રવ સત્તામેં, નવપદ નિશ્ચે ગુણ ભાસે ॥ મનુગમ ઉદય જિનરાજ સભામેં, હાથ દોયમેં ચક્ર બડે ॥ અરિ૦ ॥ ૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી સુગુરુની લાવણી.

નમું નમું મેં ગુરૂ નિર્ગ્રંથકું, વે જિન મુદ્રા ધારી હે ॥ પુદગળ ઉપર પ્રેમ ન કરતા, મનકી મમતા મારી હે ॥ ન૦ ॥ ૧ ॥ ગરવ ગાળકર ગુપતિ ગોપવે, ગત નિર્ગ્રંથકી ન્યારી હે ॥ કનક કામિની કે નહિ ભોગી, વે પૂરા બ્રહ્મચારી હે ॥ ન૦ ॥ ૨ ॥ છકાયા કે જીવ અનાથી, ઉનકે વે હિતકારી હે ॥ કરમ કાટકર કેવળ પાવે, જ્ઞાન ગરથ ગુણ ભારી હે ॥ ન૦ ॥ ૩ ॥ શુદ્ધ શ્રદ્ધાસેં સુમતિ સેવી, નિજ આતમકું તારી હે ॥ જિનવરકું જિનદાસ વીનવે, ઉનકે ચરણ બલિહારી હે ॥ ન૦ ॥ ૪ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી કુગુરુની લાવણી.

તજું તજું મેં ઉન કુગુરૂકું, કનક કામિની ધારી હે ॥ જ્ઞાન ધ્યાનકી બાત ન જાને, અષ્ટ કરમસેં ભારી હે ॥ ત૦ ॥૧॥ કરી કપાળે ભભુત લપેટી, શિરપર જટા બધારી હે ॥ કાન ફાડકર મુદ્રા પહેરતા, ઉનકે ઘરમેં નારી હે ॥ ત૦ ॥ ૨ ॥ જોગ લેયકર જીવ વિણાસે, વે મદ્ય માંસ આહારી હે ॥ ફૂડાપંથી જગતકું કરતા, મુખસેં કહે આચારી હે ॥ ત૦ ॥ ૩ ॥ કહું ઓગુણ કુગુરૂકા કબ લગ, સાખ

નહી સંસારી હે ॥ આપ ડુબે ઔરકું ડુબાવે, દુર્ગતિકા અધિકારી હે ॥ ત૦ ॥ ૪ ॥ સમકિત શ્રદ્ધા જૈનધર્મકી, નહિ કુગુરૂકોં પ્યારી હે ॥ જિનવરકું જિનદાસ વીનવે, કુગુરૂ સંગ ખુવારી હે ॥ ત૦ ॥૫॥ઇતિ.॥

## અથ શ્રી પરસ્ત્રી નિરખવા ઉપર લાવણી.

ચતુર પરનારી મત નિરખો ॥ શ્રાવણકેરી રેન અંધેરી, બીજલિકો ચમકો ॥ રાવણ મ્હોટો રાય કહાવે, લંકાગઢ બંકો ॥ પાપ કરીને નરક પહોંચીયો, દુઃખ પાયો અધિકો ॥ ચ૦ ॥ ૧ ॥ ધાતકીખંડકો રાય પદ્મોત્તર, દ્રૌપદિને હરતો ॥ કૃષ્ણ નરેસરે કરી ખુવારી, જબ પુણ્ય હુવો હલકો ॥ ચ૦ ॥ ૨ ॥ કીચકરાયે મહાદુઃખ પાયો, ભીમે શું અધિકો ॥ નારી દ્રૌપદી નેહે બિચારી, ભવ ભવમેં ભટકયો ॥ ચ૦ ॥ ૩ ॥ પરનારીકો રંગ પતંગ હે, પોધળકો ઝળકો ॥ ઓસ બુંદ જબ લગે તાવડા, ઢળક જાય ઢળકો ॥ ચ૦ ॥૪॥ પરનારીકો સ્નેહજ કરતાં, ધન જાશે ઘરકો॥ દુજા દેખકર કરે ખુવારી,જબવનમેં ભટકયો ॥ચ૦॥૫॥

## અથ શ્રી સ્વાર્થવિષે લાવણી.

કોન જગતમેં ત્હારા ચેતન, કોન જગતમેં ત્હારા રે ॥ અપને અપને સ્વારથકે બસ, બિન સ્વારથ હોય ન્યારા રે ॥ કો૦ ॥ ૧ ॥ ॥ એ આંકણી ॥ સ્વારથે માત સપુત્ત બોલાવે, જી જી કરિ રહે દારા રે ॥ વીર કહે ભગિની નિજ સ્વારથે, લાગે પિતાકું પ્યારારે ॥ કો૦ ॥૨॥ હય ગય રથ પાયક ધન પરધન, કોઇ ન રાખણ હારા રે ॥ કાળ બેહાલ સબહીકું કરતે, કરતા મુખ પોકારા રે ॥ કો૦ ॥ ૩ ॥ ઇંદ્રજાળ સુપના સમ જાણો, જૂઠા જગત પસારા રે ॥ સેવો ચરણ કોઈ સંત જનોકે, જયું હોવે નિસ્તારા રે ॥ કો૦ ॥ ૪ ॥ ઇતિ. ॥

## અથ શ્રી મહાવીરસ્વામીની લાવણી.

ઉત્તમ જીવ જબ ઉદર આયે, હુવે સુપનાં ઉનકી માતાકું ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ચોવીશી તો હો ગઈ યારો, જિનશાસન જિનકા ચલતા ॥ કૌન પુરૂષકું યાદ કરે મેરે, રૈવે રૈવેમેં રમ રહેતા ॥ દેવાનંદા બ્રાહ્મણિકે ઘર, પ્રથમ ગરભ ઉનને લીયાથા ॥ મહા સુખમેં બેઠે ઇંદર, આસન ઉનકા કંપાથા ॥ ફિકર હુઈ ઇંદર રાજાકું, વિચાર દિલમેં કરતાથા ॥ અવધ છોડ કર

દેખા ઈંદ્રને, ઉનકું માલમ પડતાથા ॥ દેશી ફેંકની ॥ દેખા તીર્થંકર બ્રાહ્મણ ઘરકું, ફિકર હુઈ ઇંદર રાજાકું ॥ બોલાવે હરિણગમી દેવતાકું, લે જાઓ ગરભ ત્રિશલા ઘરકું ॥ અશુભ નિદ્રા ઢાળી ગરભ, હરણ ચલે ઉનકે ઘરકું ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ૧ ॥ ગરભ બદલ કર ચલે હરિણગમી, આય બેઠે ફિર આસનકું ॥ ચઉદ સુપન ફિર માતકું દેખે, જુદે જુદે કહેતે તુમકું ॥ પહેલે સુપને ગજવર દેખા, વૃષભ સિંહ કહેતા તુમકું ॥ ચોથે લખમી માતા આઇ, પાંચમે પુષ્પકી માલાકું ॥ છઠ્ઠે ચંદ્રમા સાતમે સૂરજ, આઠમે દેખી ધજાકું ॥ નવમે કળસ અમીય ભરેલા, પદમ સરોવર કહે તુમકું ॥ દેશી ફેંકની ॥ અગીયારમે ખીરસાગર દેખા, બારમે વિમાન તુમ કર લ્યો લેખા ॥ તેરમે રતનકી કરો પરીક્ષા, ચઉદમે અગ્નિશિખાકું દેખા ॥ સુપન દેખકર રાણી જાગી, કહેને લાગી સ્વામીકું ॥ તેજવંત નહિ છુપ કર રહેતા, માલમ પડતા હે સબકું ॥૨॥ બડી ફજર હુઈ ઉઠ સિદ્ધારથ, પૂછે સુપનપાઠકકું ॥ ધ્યાન ધ્યાનસેં બોલ્યા પાઠક, ઉત્તમ જીવ આયા ઉદરકું ॥ તીન ભુવનકે નાથ હિ ચક્રી, હોવેગા કહેતા તુમકું ॥ પુરણ માસે જનમ લિયાથા, સિદ્ધારથ રાજા ઘરકું ॥ ઓચ્છવ મહોચ્છવ કારણ ઈંદર, લેય ગયે ફિર મેરૂકું ॥ છોટી કાયા દેખી ઉનોકી, સંશય ઉપન્યા ઇંદરકું ॥ દેશી ફેંકની ॥ તીન જ્ઞાન ઉદરસેં આયે, પગકે અંગુઠે મેરૂ ડગાયે ॥ ફિર તીર્થંકરકું નવરાવે, પછી સિદ્ધારથ ઘરકું લાયે ॥ સાત હાથકી કાયા ઊંચી, ઉત્તરાફાલ્ગુણ નક્ષેતરકું ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ૩ ॥ સોવન વરણી કાયા જિનકી, જંઘ પર સિંહકા લંછન ॥ મહા પરાક્રમ અનંત બળવંત, લોહી દુધકા હે વરણા ॥ માગશર શુદિ દશમીકે દિન, સંયમ લિયા મહાવીરને ॥ બાર વરસ લગે મૌન રહે ફિર, કરમ ઉઠા દીયા ભગવાને ॥ વૈશાખ શુદિ દશમીકે દીન, ભયાથા કેવળજ્ઞાને ॥ ઉસ દિન દેશના ખાલી ગઈ જબ, કોઇ ન લિયે વ્રત પચ્ચખ્ખાણે ॥ દેશી ફેંકની ॥ અગિઆર ગણધર સંગ જિનુંકે, ચઉદ હજાર સાધુ હે ઉનકે ॥ છત્રીસ હજાર સાધવી સબ મિલકે, સાથે દાખલે હે સિદ્ધાંતકે ॥ કવિ ગિરધરલાલ કહત સુરતમેં, હુઇ સદગુરૂકી મહેર હમકું ॥ તેજવંત નહિ છુપકર રહેતા, માલમ પડતા હે સબકું ॥ ૪ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી ઉપદેશી લાવણી.

ચેત ચતુર નર કહત સદ્ગુરુ, કીસિ વિધસેં લલચાના હે ॥ તન ધન જોવન સયળ કુટુંબા, એક દિવસ તુજ જાના હે ॥ એ આંકણી ॥ મોહ માયાકી બડી જાળમેં, જિસમેં તું ઉલજાણા હે ॥ કાળ આહેડી ચોટ આકરી, તાક રહ્યા નીશાના હે ॥ ચેત૦ ॥ ૧ ॥ ચિહું ગતિમેં તો ભટકત ભટકત, તો હિ અંત ન આના હે ॥ ચાર દિનો કી દેખ ચાંદની,, તાહીમેં લોભાણા હે ॥ ચેત૦ ॥ ૨ ॥ પૂરવ ભવકે પુણ્ય સંયોગસેં, નરકી દેહી પાના હે ॥ નવ મહિના તું રહ્યો ઉદરમેં, દુઃખ દેખ્યા અસમાના હે ॥ ચેત૦ ॥ ૩ ॥ મળ મૂત્રકી અશુભ કોથળી, તે માંહે સંકટ ભીના હે ॥ રૂધિર સુકાયા આહાર જ કીના, પ્રથમપણે તો લીના હે ॥ ચેત૦ ॥ ૪ ॥ જનમ સમય તો ક્રોડ ગુણેરી, વેદન તેં દેખાણા હે ॥ અબ તો ભુલ ગયો તું પ્રાણી, એસા મુઢ અજાના હે ॥ ચેત૦ ॥ ૫ ॥ ઉઠ કોડ તે સુઇયાં સરખી, નાતિ કર ચોબાણા હે ॥ તેથી વેદન અનંત ગુણેરી, ઊંધે મુખ જુલાણા હે ॥ ચેત ॥ ૬ ॥ બાળપણો તેં ખેલ ગમાયો, જોવનમેં ગરવાણા હે ॥ આઠ પહોર કીની મદ મસ્તી, ખોટી લગન લગાના હે ॥ ચેત૦ ॥ ૭ ॥ રંગી ચંગી દેહ રાખે, ટેઢીડી ચાલ ચલાના હે ॥ આઠ પહોર કીયો ઘર ધંધો, લગ રહ્યા આરતરધ્યાના હે ॥ ચેત૦ ॥ ૮ ॥ સાધુ સંતકી સુની નહી બાની, દાન સુપાત્ર ન દીના હે ॥ તપ જપ કરણી કછુ અ ન કીની, નર ભવ સફળ ન કીના હે ॥ ચેત૦ ॥ ૯ ॥ માત પિતા સુત બેન ભાનેજી, ત્રિયાશું બહુ લલચાના હે ॥ તું નહિ ઇસકા એ નહી તેરા, સ્વારથ લગેં આધીના હે ॥ ચેત૦ ॥ ૧૦ ॥ કૃત અકૃત કર ધનકું મેળ્યા, ઘણાશું વેર બંધાના હે ॥ માયા તો કુછ લાર ન ચાલે, જહાંકી જહા રહાના હે ॥ ચેત૦ ॥ ૧૧ ॥ ઊંચા ઊંચાં મંદિર ચણાયાં, કીયાં બણાં કારખાનાં હે ॥ ઘડી એક નહી રાખત ઘરમેં, જાલત જાઇ મસાના હે ॥ ચેત૦ ॥ ૧૨ ॥ છિન છિન માંહે આયુ છીજે, અંજળી જેસા જળના હે ॥ કોડ જતન કર એહ જીવકા, તો પણ આખર મરના હે ॥ ચેત૦ ॥ ૧૩ ॥ ચક્રી કેશવ મંડળિક રાજા, ઇંદ્ર ચંદ્ર સુર દાના હે ॥ કાળ આહેડી હે સરવ જગતકો, તો કુયું ધરે ગુમાના હે ॥ ચેત૦ ॥ ૧૪ ॥ ક્રોધ માન માયા મદમાતો, પારકી પીડા ન જાના હે ॥ આશા તૃષ્ણા ચડત ચઉગણી, કરતા જન્મ મરાના હે ॥ ચેત૦ ॥ ૧૫ ॥ જોવન ગમાયા બુઢો હોઇ

બેઠા, તો હી સમજ ન લીના હે ॥ ધરમ રતન કછુ હાથ ન લીનો, પરભવમેં પસ્તાના હે ॥ ચેત૦ ॥ ૧૬ ॥ સુખાનંદજી સુખકે દાતા, હીરાનંદ ગુનઠાના હે ॥ રામકૃષ્ણ ઉપદેશ સુનાયા. ભવ્ય જીવ સમજાના હે ॥ ચેત૦ ॥ ૧૭ ॥ સંવત અઠાર વરસ અડસઠે, સાદડી શેહેર સુહાના હે ॥ ફાગુન શુદિ તેરસકે દિવસે, એ ઉપદેશ સુનાના હે ॥

---

## અથ શ્રી પાર્શ્વનાથસ્વામીની લાવણી.

પારસનાથ વિખ્યાત જગતમેં, જિનશાસન મેં જયકારી ॥ જંસ ગુણ મહિમા અપરંપાર હે, ધ્યાન ધરે સુર નર નારી ॥ એ આંકણી ॥ નાથ નિરંજન ભવદુઃખ ભંજન, તત્વજ્ઞાનકે દરિયા હે ॥ જ્યોતિ સ્વરૂપી જગદાનંદન, જગ જસ કીરતિ વરિયા હે ॥ પા૦ ॥ ૧ ॥ નગર બનારસી વરતે જગમેં, અશ્વસેન નૃપ અધિકારી ॥ વામા કુખે કુળ અજવાળણ, પ્રગટયા પારસ પટધારી ॥ પા૦ ॥ ૨ ॥ નરક નિગોદ ભયા અજુવાળા, આસન કંપ્યા સુરપતિકા ॥ છપ્પન દિગ કુમારી કરવા આઈ, જનમ મહોત્સવ જગપતિકા ॥ પા૦ ॥ ૩ ॥ ચોસઠ સુરપતિ પ્રણમી પ્રભુને, મેરૂ ગિરિ લઇ ન્હવરાવે ॥ કરી મહોચ્છવ માત પાસે, મૂકી સરગે સુર જાવે ॥ પા૦ ॥ ૪ ॥ અનુક્રમે જોવન પાયા જિનજી, વિષયા રસમે વરણાવે ॥ માત પિતા કરિ હરખે મહોચ્છવ, રાણી પ્રભાવતિ પરણાવે ॥ પા૦ ॥ ૫ ॥ અદ્‌ભૂત રૂપ અનુપમ જોડી, દંપતિ વિલસે સુખ સારા ॥ મહેલ મનોહર મનકી મોજાં, પ્રેમ પુરાતન ધરી પ્યારા ॥ પા૦ ॥ ૬ ॥ એક દિન ગોખે રમતાં રસભર, સારી પાસા સુખકારી ॥ લોક કુળાહળ કૌતુક કરતાં, જાતાં દેખ્યાં નર નારી ॥ પા૦ ॥ ૭ ॥ પાસકુમર તબ પૂછત પ્રેમે, કહાં ચલત હે જન સારે ॥ લોક કહે એક આયે તાપસ, કઠોરકે હે ખમનારે ॥ પા૦ ॥ ૮ ॥ ખલક ચાલે દુનિયાં દરશનકું, લેઇ પૂજાકી પતરાળી ॥ મિષ્ટાન્નદિક મોદક મેવા, ખાન પાનકું ઘૃત શાળી ॥ પા૦ ॥ ૯ ॥ સુંનકે પાસકુમાર પણ જોવા, આવે આશ્રમ કાન ન મેં ॥ દીઠા જોગી તપ હી તપતા, તમક તેજસે તાનમમેં ॥ પા૦ ॥ ॥ ૧૦ ॥ પંચ કુંડ પાવક પરજળતા, અધબીચ બેઠા આસનસે ॥ ઊર્ધ્વ ભુજા કરી ગ્રહી જપમાળા, ધ્યાન ધરંતા નાસનસેં ॥ પા૦ ॥ ૧૧ ॥ ભૂયે લુઠંતી જહારો લેઈ, હઠમુદ્રિત કરી દુનિયાસેં ॥ લાલ સિંદૂર લપેટા ભાલે, અંગ વિભૂતિ ભુંસિયાસેં ॥ પા૦ ॥ ૧૨ ॥ નાગ જલંતા દેખી

દયાળા, અવધિજ્ઞાન ધરી માનનસેં ॥ કહે જોગીકું કયા તન જાળે, જીવદયા બિન જાનનસેં ॥ પા૦ ॥ ૧૩ ॥ તબ જોગી કહે સુણો નૃપનંદન, મત છેડો તુમ મુનિયનકોં ॥ ગજ ઘોડા રથ ખેલ ખેલાઓ, જાગો ડરાવો દુનિયનકોં ॥ પા૦ ॥ ૧૪ ॥ હમ જોગી અવધુત એકિલા, વનવાસી વિચરંદા હે ॥ ગુરૂકે જ્ઞાન સહી ઘટ ભીંતર, જોગી જિહાં શંકરંદા હે ॥ પા૦ ॥૧૫॥ કૌન ગુરૂ તુજ ભેખ ધરાયા, નવિ ઓળખાયા ધરમનકું ॥ દીક્ષા ભરમ ભરાયા તુજકું, કાયા કષ્ટ જ કરનનકું ॥ પા૦ ॥ ૧૬ ॥ હમ ગુરૂ ધરમ પિછાના ઐસેં, માંયા મમતા નવિ ધરતા ॥ કંચન કામિની સંગ ન કરતા, અવિનાશી પદ અનુસરતા ॥ પા૦ ॥ ૧૭ ॥ કાષ્ટ ચિતાસેં નાગ નિકાલા, કાન સુનાયા નવપદકું ॥ પ્રભુ દરસેં પરમેષ્ટી ધ્યાને, લઈ અવતાર અસુર ઇંદરકું ॥ પા૦ ॥૧૮॥ પાસકુમરકી થઇ પરશંસા, કમઠ લજાણા લોકનમેં ॥ દ્વેષ ધરંતો પાસ પ્રભુપર, રહેતો અહોનિશ શોકનમેં ॥ પા૦ ॥૧૯॥ કષ્ટ ક્રિયા અજ્ઞાન કરીને, દેવ થયો સુન ગરજનકો ॥ અવધિ પ્રયુંજી વૈર સુભાવે, પુરવ પારસ તર્જનકો ॥ પા૦ ॥ ૨૦ ॥ નિજ ઘર આવી નાથ નિહાળે, ચિત્રમાં રાજુલ નેમીને ॥ સુખ સંસાર તજી તન મનથી, વરશીદાને વ્રત લીને ॥ પા૦ ॥ ૨૧ ॥ તપ જપ સંયમ સમતા સંગે, રહેતા અહનિશિ ધ્યાનનમેં ॥ વડતળે ઊભા કાઉસ્સગ્ગે, તવ ઝડ લાગી તાનનમેં ॥ પા૦ ॥૨૨॥ જિન નાસા લગેં નીર ભરાણાં, તો ભી ન ચળિયા ધ્યાનનસેં ॥ આસન કંપિત દેખત અપના, ધરણીધર જુવે જ્ઞાનનસેં ॥ પા૦ ॥ ૨૩ ॥ દમતા દેખી અપના સાહિબ, કમઠાસુર મદ હારણકું ॥ ધરણીધર પદમાવતી આવે, શ્રીજિન કષ્ટ નિવારણકું ॥ પા૦ ॥ ૨૪ ॥ સહશ ફણા શિર છત્ર બનાવી, ધરણીધર રહે કરજોડી ॥ પદમાવતીકું લહિ શિર સાહી, કમઠ હકારચો જઇ દોડી ॥ પા૦ ॥ ૨૫ ॥ દુંદુભિનાદ બજાયા દેવે, રંગ રાગ ગુણ ઉચ્ચરંતા ॥ ધરણીધર પદમાવતી નાચે, ઠમકે પાયલ પગ ધરતા ॥ પા૦ ॥ ૨૬ ॥ ઝાંઝર ઝણકે નેપુર રણકે, ધમકે ઘુઘરી પાયનમેં ॥ ઘુમરી દેતા લુંછન લેતા, તત થઇ તાન મચાવનમેં ॥પા૦ ॥૨૭॥ નવ નવિ ભાંતે નચતી નાટક, લળિ લળિ નાક નમાવત હે ॥ અષ્ટકરમ દળ દુર હઠાવી, શુકલધ્યાન પ્રભુ ધ્યાવત હે ॥પા૦ ॥૨૮॥ નાથકે ચરણે શીશ નમાવી, અમર ગયા નિજ આવાસેં ॥ પ્રગટયા કેવળજ્ઞાન પ્રભુકું, પહોત્યા શિવપુર સહવાસેં ॥ પા૦ ॥૨૯॥ જ્ઞાન

ધ્યાનસેં ગોઠ મચાવો, રંગ મચાવો અનુભવકો ॥ જિન ગુણ ગાવો ભાવના ભાવો, તાપ સમાવો ભવ દવકો ॥ પા૦ ॥ ૩૦ ॥ અધિક માસ ઓગણીશેં એકે, શ્રાવણ માસે શુદ્ધિ શાળી ॥ રંગવિજય રહી રાજનગરમેં, કહી લાવણી લટકાળી ॥ પા૦ ॥ ૩૧ ॥ ઇતિ. ॥

# અથ શ્રી રાવણને ઉપદેશની લાવણી.

કેહે બીભીષણ સુણ ભાઈ રાવણ, અરજ કરૂંછું હિતકારી ॥ તીન ખંડકો નાથ કહીજે, પાછી આપો પરનારી ॥ એ આંકણી ॥ રાજા જનકની પુત્રી કહીજે, મિથિલા નગરી અધિકારી ॥ ભામંડળકી બેહેન કહીજે, વિદ્યાધરમેં શિરદારી કહે૦ ॥ ૧ ॥ રામચંદ્રજીએ ધનુષ્ય ચડાયા, સીતા કીધી ઘર નારી ॥ વિદ્યાધરકું જોર દિખાયા, જબ સિતાકી છોડ લારી ॥ કહે૦ ॥૨॥ રામચંદ્રકા છોટા ભાઈ, કોટીશિલાને ઉઠાવી ॥ સીતાના તે દેવર કહિએ, લક્ષ્મણ નામ જે કહેવાવી ॥ કહે૦ ॥૩॥ તે ઘરની છે એહ સુંદરી, સતીયો માંહે સિરદારી ॥ ઓર પુરૂષકું નહી આદરે, જો હોય ઇંદર અવતારી ॥ કહે૦ ॥ ૪ ॥ સુપનામાં નહિ વંછે સુંદર, કિસી ગણુતીમેં સબિતેરી ॥ તું તો રાજા અન્નનો કીડો, છોડ દિયો ઉનકી નારી ॥ કહે૦ ॥૫॥ જો તું ઇનકો સંગ ન છોડે, આંખ મીચકર અંધકારી ॥ કામ ગૃદ્ધિકો કયોંકર સૂઝે, ફોજ દળ હુવા તૈયારી ॥ કહે૦ ॥૬॥ રામચંદ્રે સુગ્રીવ નમાયે, વિદ્યાધરકો શિરદારી ॥ વિદ્યાધર દળ સહુ જગાયા, રામચંદ્ર હુવા તૈયારી ॥ કહે૦ ॥૭॥ કહ્યુ માની મેલી દે સીતા, નીકર લંકા લે ઘેરી ॥ ઘણા સુભટ તુજ હારયા જાશે, કરશે તે લંકા ઢેરી ॥કહે૦ ॥ ૮ ॥ તોરા જોરા કાંઇ ન ચાલે, પર ત્રિયકી કીધી ચોરી ॥ સા પુરૂષાંકો પડે પાધરી, અરજ લિયો હૈડે ધારી ॥ કહે૦ ॥ ૯ ॥ તું જાણે હું ઘણો જોરાવર, તીન ખંડકો શિરદારે ॥ સીતા પાછી નહિ મેલે તો, રામચંદ્રજી નહી હારે ॥ કહે૦ ॥૧૦॥ એ નારીના સંગ કરતાં, હોશે ખરાબી ઘણી ત્હારી ॥ દુનિયામેં ફજેતી હોવે, નરભવ જનમાંતર હારી ॥ કહે૦ ॥ ૧૧ ॥ એહ મંદિરને એહ માળિયાં, સહસ અઢારશે તુજ નારી ॥ એક સીતાને કારણ ભાઈ, હોવે નરકકા અધિકારી ॥ કહે૦ ॥ ૧૨ ॥ કહ્યું માની મેલી દે સીતા, તો કરશું સેવા ત્હારી ॥ નહિ તો ઊઠીને અમે જાશું, રામચંદ્ર શરણા ધારી ॥ કહે૦ ॥ ૧૩ ॥ રીશ કરી તવ બોલ્યો રાવણ, કિસી ગિણુતી

રાખું ત્હારી ।। સીતાને પાછી નહિ મેલું, કરશું મ્હારી પટ નારી ।। કહે૦ ।। ૧૪ ।। બીભીષણ ઊઠીને ચાલ્યો, તીસ અક્ષોહિણી લઈ સારી ।। રામચંદ્ર કહે આવો લંકેસર, આદર માન દિયો ભારી ।। કહે૦।।૧૫।। હીત શીખ નહી માની દુષ્ટે, નરક મેલ પહોચ્યો જાઇ ।। કહે જિનદાસ સમજ જા ચેતન, સુગુરૂ વચન ચિત્ત સુખદાઇ ।। કહે૦ ।।૧૬।।

## અથ શ્રી અજિતનાથસ્વામીની લાવણી.

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ, જરૂર જિનવરજી ।। સેવક શિરનામે તને, ઉચ્ચારે સ્વરજી ।। કરી માફી મ્હારા વાંક, રઝળિયો રાંક, અનંતા ભવમેં (૨) આવ્યો છું ત્હારે શરણ, બળી દુઃખ દવમેં ।। ક્રોધાદિક ધૂકતા ચાર, ખરેખર ખાર, લાગ્યા મુજ કેડે (૨) વળી પાપી મ્હારો નાથ, છેક છંછેડે ।। આ મુજરો મુજ ભગવાન, કરૂં ગુનગાન, ધ્યાનમાં ધરજી (૨) સેવક૦ ।। ૧ ।। મેં પૂર્ણ કરયાં છે પાપ, સુણજો આપ, કહું કરજોડી (૨) મુજ ભૂંડામાં ભગવાન, ભૂલ નહી થોડી ।। જીવહિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું (૨) જુઠું બહુ બોલી નાથ, સાચને શું હરવું ।। તુજ ખોળામાં મુજ શીશ, જાણુ જગદીશ, ગમે તે કરજી (૨) સેવક૦।।૨।। મેં કરયાં બહુ કુ કર્મ, ધરી નહી ધર્મ, પૂર્ણ હું પાપી (૨) અવળો થઈ ત્હારી આણ, મેં જ ઉત્થાપી ।। મેં મૂરખ નિંદા ઘણી, મુનિવર તણી, કરી હરખાયો (૨) પરદારા દેખી લબાડ, હું તો લલચાયો ।। કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલ, દુઃખ તું હરજી (૨) સેવક૦।।૩।।

## અથ શ્રી મિથ્યાત્વવર્ણન લાવણી.

કંકરકું શંકર કરિ માને, એ કુમતિકી બાતાં હૈ, આક ધતુરા વેલ પાંતશું, પૂજત શિવ રંગ રાતા હૈ ।। અંગદાન દેતા શિવમતિયે, નર નારીકા નાતા હૈ ।। કં૦ ।। ૧ ।। ચડી જીવકા ગળા કટાવે, લોક કહે એ માતા હૈ ।। તાકું પૂજ મગન મનમોહન, સો નર નરકે જાતા હૈ ।। કં૦ ।।૨।। કુગુરૂ શું પરભવ દુઃખ પામે, નહિ તિલભર એક શાતા હૈ ।। કુદેવકું ચેતન મું સેવત, હિંસાધર્મ દુઃખ દાતા હૈ ।। કં૦ ।।૩।। કુગુરૂ ત્યાગ સુગુરૂ નિજ સેવે, નિત્ય નિર્ગ્રંથ ગુણ ગાતા હૈ ।। જિનવર ગુણ જિનદાસ બખાને, એ મુક્તિકા ખાતા હૈ ।। કં૦ ।।૪।।ઇતિ।।

ભુખસેં, લોહી માંસ સબ સૂકાણો ।। કાચા તુંબાસો શીશ મુનિકો, નેત્ર પ્રાંત તારા જાણો ।। ઊંડા કડેવા સો પેટ જ્યું દીખે, રસના પાન જ્યે સૂકાયા ।। ધ૦ ।। ૧૪ ।। અંબ પેશી જ્યું નાસિકા ફિકી, કાથરી છાલ જ્યું કાન કયા ।। ઢંકપંખી જ્યું જંઘાદરસે, સૂકા સર જ્યોં બદન ભયા ।। કાગ પાવ જ્યું પાવકી પિંડી, આંગળી સૂકી જ્યોં મુગફળી ।। ન્યારા ન્યારા હાડ દીસે સબ, અલગ અલગ સોળે પસળી ।। સકળ ખુલાસા હે શાસ્તરમેં, શ્રીમુખ સાહેબ ફર માયા ।। ધ૦ ।। ૧૫ ।। કોયલાતિક ઓર એરંડ લકડકો, ચલતો ગાડો બજે જૈસેં ।। ઉઠતાં બેસતાં હાલતાં ચલતાં, મુનિકે હાડ બજે તૈસેં ।। તપ તેજસેં પુષ્ટ ભયા મુનિ, નિર્બળ બહુત ભયે તનમેં ।। ફિરતે ફિરતે શબ્દ બોલતે, સુણતે ખેદ પાવે મનમેં ।। આયુષ્ય બળસેં કામ કરે સબ, ભાવ સંયમ નિશ્ચળ ઠાયા ।। ધ૦ ।। ૧૬ ।। શ્રેણિક સુણી હવાલ મુનિકા, પ્રભુકું વંદે શિર નામી ।। ખજા મુનિકે પાસ જાયકેં, કહે તુમ ધન અંતરજામી ।। સફળ કિયો તુમ મનુષ્ય જનમકોં, કરણીમેં કુછ નહિ ખામી ।। છતા ભોગ છટકાય દિયા સબ, દુક્કર તપ કીરિયા કામી ।। તુમ હો ગરિબ નિવાંજ દયાનિધિ, ચરણ શરણ તુજ મન ભાયા ।। ધ૦ ।। ૧૭ ।। મુનિકા કરી ગુણગ્રામ ભૂપતિ, પ્રભુ પ્રણમી ગયે નિજ ઠામે ।। દિન કેતા રહિ વિહાર કિયો પ્રભુ, વિચરે પુર પાટણ ગ્રામે ।। કોઇ દિન રાજગૃહી નગરીમેં સમોસર્યો ફિર જિનરાયા ।। ધર્મ જાગરણામેં મુનિ ચિંત્યો, શક્તિ નહિં કિંચિત કાયા ।। દિન ઉગ્યા પ્રભુ આજ્ઞા લે કર, સાધુ સાધવી ખમાયા ।। ધ૦ ।। ૧૮ ।। વિપુલગિરિ પર્વત પર ચઢકે, પાદોપગમ અણુશણ કીના ।। એક માસ સંથારો આરાધિ, ઋષિ સરવારથ સિદ્ધ લીના ।। અરથ પાઠ પઢે અંગ ઇગ્યારા, નવ મહિના દીક્ષા પાળી ।। આદિ અંત ચઢતે પરિણામે, બહોત કરમ દિયા પરજાળી ।। સાત લવકા રહ્યા કમતિ આઉખા, એકાવતારી સો પદ પાયા ।। ધ૦ ।। ૧૯ ।। કોડી તિન પંચ લાખકે ઊપર, સહસ્ર એકસઠ તિનસેં જાણો ।। મારા નવકા શ્વાસ બતાયા, સુકૃત કરણીકે માનો ।। એકશો છિત્તેર કોડીકે ઊપર, લાખ સત્તાણું પળ કહીયે ।। સહસ્ર અઠ્ઠાણુ નવસેં છન્નુ, ત્રીજે ભાગ અધિક લહીયે ।। એક એક દમ પર ઇતની પળકોં, સર્વાર્થસિદ્ધમેં સુખ પાયા ।। ધ૦ ।। ૨૦ ।। સંવત ઓગણીસે અઠવીસ સાલે, ચૈત્ર શુકલ ઇગ્યારસ આઇ ।। વાર ચંદ્ર દિન પૈંઠ

આંબેરી, ઠાઇ દેશ દક્ષિણ માંઈ ॥ મહારાજ અચવંતાઋષિજી પ્રસાદે, તિલોકઋષિ લાવણી ગાઇ ॥ ગુણીજનની તારીફ કરી યહ, અશુભ કર્મકે ક્ષય તાંઇ ॥ ઐસી સમજ સબ ગાનાં ગુણી ગુણ, કામ સિદ્ધિ સુખ સવાયા ॥ ૫૦ ॥ ૨૧ ॥ ઇતિ. ॥



## અથ શ્રી કર્મપચ્ચીશીની લાવણી.

( સુગુરૂ બડા હે ઉપગારી રે. એ દેશી )

કરમકું મત બાંધે ભાઇ રે ॥ ક૦ ॥ કરમ રેખ ના ટળે કરો કોઈ, લાખો ચતુરાઇ ॥ એ ટેક ॥ શ્રી આદીશ્વર અંતરાયશું, વરસે આહાર પાયા ॥ વર્દ્ધમાન પ્રભુ કર્મજોગશું, બ્રાહ્મણી કુખ આયા ॥ બાત યા ઇંદર જબ જાની રે ॥ બા૦ ॥ હરણ કરાઈ મેલ્યા ક્ષત્રિકુળમેં, ત્રિશલાદે રાણી ॥ ભયો એ અચરિજ જગમાંઇ રે ॥ ભ૦ ॥ ક૦ ॥ ૧ ॥ બારા બરસ છ માસ સંયમમેં, કરિ દુક્કર કરણી ॥ નર સુર તિરયંચ દિયા પારીસા, વેદના દ્દઢ વરણી ॥ ઉપસર્ગ ગોશાળક દિયા રે ॥ ઉ૦ ॥ લોહીઠાણ છ માસ પ્રભુકે, કેવળ માંય રીયા ॥ ખુલાસા સૂતરકે માંઈ રે ॥ ખુ૦ ॥ ક૦ ॥ ૨ ॥ કપટ પ્રભાવ મહિ જિનેશ્વર વેદ ધરયો નારી ॥ સગર ચક્રકે સાઠ સહસ્ત્ર સુત, ગંગા લાવણ ધારી ॥ કાંઠા દેવીને તોડ નાખ્યો રે ॥ કા૦ ॥ સબ હી મરણ પાયા એક સાથે, બાકી નહી રાખ્યો ॥ નૃપ સુણી ચિંતા અતિ આઇરે ॥ નૃ૦ ॥ ક૦ ॥ ૩ ॥ સનતકુમાર ચક્રીકે તનમેં, રગતપીત્ત છાઈ ॥ સંયમ લે કિયો માસ માસ તપ, સાતસેં વર્ષ તાંહી ॥ આઠમો ચક્રી માન લાયો રે ॥ આ૦ ॥ સાતમો ખંડ સાધેવા ચડિયો, કરમ ઉદય આયો ॥ મરયો સો સૌગરમેં જાઇ રે ॥ મ૦ ॥ ક૦ ॥ ૪ ॥ રામ લક્ષમણ સીતા સતિ સંગે, વિપત સહી વનમેં ॥ સંબૂક સૂર્ય હંસ ખડ્ગ સાધ્યો, મારયો ગયો છિનમેં ॥ બાપ ચઢ આયો હરિ સામે રે ॥ બા૦ ॥ ખર દૂષણ ત્રિશિર રણ લડતાં, તિનું મરણ પામે ॥ કુમત મતિ ઐસી બણ આઈ રે ॥ કુ૦ ॥ ક૦ ॥ ૫ ॥ સાહસક્ત તારાશું મૂરછ્યો વિદ્યા મોત લીવી ॥ લંકપતિ મહાબંક કર્મસેં, સીતા હરણ કીવી ॥ રામજી લંકા ચઢ આયા રે ॥ રા૦ ॥ લક્ષ્મણ વીર મહા બળવંતા, દસ મસ્તક ધાયા ॥ બિભીષણ રાજગાદિ પાઈ રે ॥ બિ૦ ॥ ક૦ ॥ ૬ ॥ શ્રી મુનિસુવ્રત શિક્ષા આગ્યા બિન, ખંધકા દિક જાણી ॥ પાંચસે ઋષિ ગયા દંડક દેશમેં, પીલાણા ઘાણી ॥ ખંધકજીને આયો ક્રોધ

ભારી રે ા ખં૦ ા દંડકી દેશકે બાળ્યો અસુર ભવ, વિરાધિક પદ ધારી ા બારમો ચક્રી નરક જાઈ રે ા બા૦ ા ૭ ા પાંડવ પાંચ મહા બળવંતા, હારી દ્રૌપદી નારી ા બારે બરસ લગ વન વન ભટકયા, વિપતી સહિ ભારી ા ા કિચકકો કીચો કર નાંખ્યો રે ા કિ૦ ા કૌરવશું કિયો જુદ્ધ જોરાવર, આપણો રાજ રાખ્યો ા દ્રૌપદી લે ગયો સુર આઇ રે ા દ્રૌ૦ ા ક૦ ા ૭ ા પાંડવ કૃષ્ણ ગયા ખંઠ ધાતકી, પદ્મોત્તર આયો સામે ા કર્મ જોગ પાંડવ મહાબળિયા, રણમેં હાર પામે ા નૃસિંહ રૂપ ધારયો ગિરિધારી રે ા નૃ૦ ા દ્રૌપદી લાયે ગંગા ઉતરિયા, રૂઠયા હે મોરારી ા દેસોટો દિયો પાંડવ તાંઇ રે ા દે૦ ા ક૦ ા ૯ ા કેદકે માંહી જાય કૃષ્ણજી, વધ્યા ગોકુળ ગામે ા કંસ પછાડ શોરિપુર છોડી, રહ્યા, દ્વારીકા ઠામે ા જરાસંઘ મારયા હે મહાબંકા રે ા જ૦ ા તિનખંડમેં આણ મનાઈ, દિયા જીત ડંકા ા દ્વિપાયન રીસ ભરાઇ રે ા દ્વિ૦ ા ક૦ ા૧૦ા દ્વારિકા નગરીમેં દાહજ દીનો, માત પિતા તાંઇ ા રથમેં બેઠાય ચલ્યા હરિહળધર, દ્વાર પડયો આઈ ા ગયા ચલ કસુંબી વન દોઇ રે ાગ૦ા મૃગ ભરોસે, જરા કુમરકે, બાણ મારયો જોઇ ા પાણી બિન હરિ મૃત્યુ પાઇ રે ાપા૦ા ક૦ા ૧૧ ા નળ રાજા દમયંતી રાણી, પાયો દુઃખ ભારી ા હરિચંદ રાય તારાદે નીચ ઘર, માથે ભરીયો વારી ા કૂકડો ચંદરાજા કિયો રે ાકૂ૦ા રાય ચંદ ફિર વીરમતીકો રણમેં પ્રાણ લિયો ા કરણી ફળ છૂટે નહિ કાંઈ રે ા ક૦ ાક૦ા૧૨ા નાગસિરિ ધર્મરૂચિ મુનિકું, કડવો તુંબો દીયો ા હુઇ ફજેતી નરક સિધાઇ, અનંત દુઃખ લિયો ા ભઇ સુકુમાળિકા સા નારી રે ાભ૦ા પંચ ભરતારી હુઇ કર્મશું, લિયો અપજસ ભારી ા સમજો એ મતલબ મન માંઈ રે ા સ૦ ાક૦ ા ૧૩ ા કાચરાકી ખાલ ઉત્તારી પૂરવ ભવ, હર્ષ ધરયો મનમેં ા તેર ક્રોડ ભવ પીછે ખંધકજીકી, ખાલ ઉતારી બનમેં ા કુંડરિક સહસ વર્ષ સંયમ પાળી રે ા કું૦ ા ઠગીયો તીન દિવસમેં મર કર, નરક ગયો ચાલી ા કર્મકો ખ્યાલ અજબ ભાઈ રે ા ક૦ ાક૦ા૧૪ા મહાપાતકી રાય પ્રદેશી, સંચ્યા નરક ખાતા ા કેશીમુનિ ઉપદેશ સુણીને, શ્રાવક વ્રત રાતા ા તપસ્યા બેલે બેલે કિવી રે ા ત૦ ા દિન ગુણચાળીસ માંહી સુકૃત કર, સુરગતિ જિણ લીવી ા વિચિત્ર ગતિ કર્માકી ગાઇ રે ા વિ૦ ા ક૦ ા ૧૫ ા વીર પ્રભુકો કુશિષ્ય કહિયે, ગોશાળક જાણો ા અણાંગ

નિમિત્ત છ બોલ પ્રરૂપ્યા, જિન જ્યોં સો યું જાણો ।। બડાઈ કરી મુખસેં ભારી રે ।। બ૦ ।। મરણ સમે જિણ કર્મ ભોગશું, આતમા ધિક્કારી ।। બારમે સર્ગે ઉપજ્યો જાઇ રે ।। બા૦ ।। ક૦ ।। ૧૬ ।। મહા વૈરાગ્ય પરિણામે સંયમ, લીધો ઉલસાઈ ।। ક્ષત્રી રાજકુમાર જમાળી, વીરજીકો જમાઇ ।। કરમ વશ કુસરધા રાચ્યો રે ક૦ ।। શ્રીજૈન વચન ઉત્થાપાન કરકે, ખોટો મત ખેંચ્યો ।। સમજાયો સમજ્યો કછુ નાંઇ રે ।। સ૦ ।। ક૦ ।। ૧૭ ।। વસુદેવ સરખો જો પિતા ઓર, દેવકી જૈસી માતા ।। નેમિ પ્રભુ શિષ્ય ગજમુનિવરકે, હરિ હળધર ભ્રાતા ।। દેખ સુસરાકું રીશ આઇ રે ।। દે૦ ।। સિરપર બાંધી પાળ માટીકી, ખેરા હિયા ઠાઈ ।। ભુકત્યા બિન છૂટે કછુ નાંઇ રે ।। ભુ૦ ।। ક૦ ।। ૧૮ ।। ચંદનરાય મલયાગિરિ રાણી, સાયર નીર ભાઇ ।। ચોર જ્યોં છાને નિકળ્યા ઘરસેં, વીતક બહુ પાઇ ।। કર્મ બસ ચારુહી બિછડીયા રે ।। ક૦ ।। રાતે ચોર આય ધન હરિયો, બન બન રડવડિયા ।। બણજારો લેય ગયો માઇ રે ।। બ૦ ।। ક૦ ।। ૧૯ ।। જાતિ મદશું મહતરકે ઘર, જન્મ લિયો જાઈ ।। પુત્રપણે રહ્યા શાહુકાર ઘર, આઠ કન્યા બ્યાહી ।। પરણ્યા ફિર શ્રેણીકકી બેટી ।। પ૦ ।। સુનાર ઘરે મેતારજ ઋષિ શિર, વાધર બાંધી સેઠી ।। વેદના પાઇ અધિકાઈ રે ।। વે૦ ।। ક૦ ।। ૨૦ ।। મયણરેહા વશ મોહ્યો મણિરથ, છળપણો વિચાર્યો ।। રણ જીતી આયો સુણ પાપી, જુગબાહુ મારયો ।। આધિ નિશ નિકળ્યો ડર આણી રે ।। આ૦ ।। સર્પ ડંશ્યો મરિયો વનમાંહી, નરક ગતિ ઠાણી ।। મયણરેહા વનમેં પુત્ર જાઈરે ।। મ૦ ।। ક૦ ।। ૨૧ ।। ભગવંત ભગત શ્રેણિકને કુણિકે, પિંજરામેં દીયો ।। તાલપૂટ ખાઇને મરિયા, નરકવાસ કીયો, કુણિક લેણે હાર હાથી તાંઈ રે ।। કુ૦ ।। એક કોડને એશી લાખ નર, મરિયા રણમાંઇ ।। સાર પણ નિકળ્યો કછુ નાંઇ રે ।। સા૦ ।। ક૦ ।। ૨૨ ।। મૃગાપુત્ર શકટ અભંગસેન, ચિલાતી ચોર જાણ્યો ।। દુઃખ અનંતાં પાયાં કર્મશું, સૂત્રમે વખાણ્યો ।। કેઈ તો કથા માંહે જાહારી રે ।। કે૦ ।। જિન ચક્રી હરિ હર ઈંદ્રાદિક, કોઇશું નહિ યારી ।। છોટાતો કીસી ગિણત માંઈ રે ।। છો૦ ।। ક૦ ।। ૨૩ ।। ચાર જ્ઞાન ચઉદે પૂરવધર, છેલ્લો ચારિત્ર પાઇ ।। પઢ કર સો ગયા નરક અનંતા, કહ્યો સૂત્રમાંહિ ।। ઈંદ્ર જીવ ઉપજે થાવર જાઈ રે ।। ઇં૦ ।। એસી સમજ કર મુંજો કર્મશું, શંકા કછુ નાંહી ।। બાત એ જિનવર ફરમાઈ રે ।। બા૦ ।। ક૦ ।। ૨૪ ।। એ

ગણીસે અડતીસ વૈશાખ શુદિ છઠ, દક્ષિણ દેશ જાણી ।। સેખાકાળ રહ્યા મિરિગામ મેં, ભવિજન હિત આણી ।। કર્મ ફળ દ્રષ્ટાંત બતાયા રે ।। ક૦ ।। તિલોકઋષિ કહે તોડયાં કર્મ સબ, સો શિવ સુખ પાયા ।। ધર્મ હે સદા હિ સુખદાઇ રે ।। ધ૦ ।। ક૦ ।। ૨૫ ।। ઇતિ૦ ।।

---

## અથ શ્રી સિદ્ધશિલાનું સ્તવન.

શ્રી ગૌતમ પૃચ્છા કરે, વિનય કરી શીશ નમાય ।। પ્રભુ જી ।। અવિચળ સ્થાનક મેં સુણ્યું, કૃપા કરી મોય બતાય ।। પ્રભુજી ।। શીવપુર નગર સોહામણું ।। ૧ ।। એ આંકણી ।। આઠ કરમ અળગાં કરી, સાર્યાં આતમ કામ હો ।। પ્ર૦ ।। છુટયા સંસારના દુઃખ થકી, તેને રહેવાનું કિહાં ઠામ હો ।। પ્ર૦ ।। શિ૦ ।। ૨ ।। વીર કહે ઉર્ધ્વ લોકમાં, સિદ્ધશિલા તણું ઠામ હો ।। ગૌ૦ ।। સ્વર્ગ છવ્વીશની ઉપરે, તેહનાં બારે નામ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૩ ।। લાખ પિસ્તાળીશ જોજના, લાંબી પહોળી જાણ હો ।। ગૌ૦ ।। આઠ જોજન જાડી વિચે, છેડે મંખ પંખ જ્યું જાણ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૪ ।। ઉજ્વળ હાર મોતીતણો, ગો દુધ શંખ વખાણુ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૫ ।। અર્જુન સ્વર્ણ સમ દીપતી, ગઠારી મઠારી જાણ હો ।। ગૌ૦ ।। ફટક રતન થકી નિર્મળી, સૂંવાળી અત્યંત વખાણુ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૬ ।। સિદ્ધશિલા ઉલંધી ગયા, અદ્ધર રહ્યા સિદ્ધરાજ હો ।। ગૌ૦ ।। અલોકશું જાઈ અડયા, સાર્યાં આતમ કાજ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૭ ।। જન્મ નહી મરણ નહી, નહી જરા નહી રોગ હો ।। ગૌ૦ ।। વૈરી નહી મિત્ર નહી, નહી સંજોગ વિજોગ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૮ ।। ભૂખ નહી તરષા નહી, નહી હર્ષ નહી શોગ હો ।। ગૌ૦ ।। કર્મ નહી કાયા નહી, નહી વિષયારસ યોગ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૯ ।। શબ્દ રૂપ રસ ગંધ નહી, નહી ફરસ નહી વેદ હો ।। ગૌ૦ ।। બોલે નહી ચાલે નહી, મૌનપણું નહી ખેદ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૧૦ ।। ગામ નગર તિહાં કોઇ નહી, નહી વસ્તી ન ઉજાડ હો ।। ગૌ૦ ।। કાળ સુકાળ વર્તે નહી, રાત દિવસ તિથિ વાર હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૧૧ ।। રાજા નહી પ્રજા નહી, નહી ઠાકુર નહી દાસ હો ।। ગૌ૦ ।। મુક્તિમાં ગુરૂ ચેલા નહી, નહી લઘુ વડાઈ તાસ હો ।। ગૌ૦ ।। શિ૦ ।। ૧૨ ।। અનંતા સુખમાં ઝીલી રહ્યા, અરૂપી જ્યોત પ્રકાશ હો ।।

ગૌ૦ ॥ સહુ કોઇને સુખ સારીખાં, સઘળાને અવિચળ વાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૩ ॥ અનંતા સિદ્ધ મુગતે ગયા, વળી અનંતા જાય હો ॥ ગૌ૦ ॥ અવર જગ્યા રૂંધે નહી, જ્યોતમાં જ્યોત સમાય હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૪ ॥ કેવળજ્ઞાન સહિત છે, કેવળદર્શન ખાસ હો ॥ ગૌ૦ ॥ ક્ષાયક સમકિત દીપતું, કદીય ન હોવે ઉદાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૫ ॥ સિદ્ધ સ્વરૂપ જે ઓળખે, આણી મન વૈરાગ હો ॥ ગૌ૦ ॥ શિવસુંદરી વેગે વરે, નય કહે સુખ અથાગ હો ॥ગૌ૦॥ શિ૦ ॥ ૧૬ ॥ ઈતિ. ॥



# અથ શ્રી સંભવનાથનું સ્તવન.

સાહિબ સાંભળો રે, સંભવ અરજ હમારી ॥ ભવોભવ હું ભમ્યો રે, ન લહી સેવા તુમારી ॥ નરક નિગોદમાં રે, તિહાં હું બહુ ભવ ભમીયો ॥ તુમ વિના દુઃખ સહ્યાં રે, અહો નિશ ક્રોધે ધમધમીયો ॥ સા૦ ॥ ૧ ॥ ઇંદ્રિય વશ પડયો રે, પાળ્યાં વ્રત નવિ હુંશે ॥ ત્રસ પણ નવિ ગણ્યા રે, હણીયા થાવર હુંશે ॥ વ્રત ચિત નવિ ધરચાં રે, બીજું સાચું ન બોલ્યું ॥ પાપની ગોઠડી રે, તિહાં મેં હઇડલું ખોલ્યું ॥ સા૦ ॥ ૨ ॥ ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું ॥ શ્રી જિન આણશું રે, મેં નવિ સંયમ પાળ્યું ॥ મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો ॥ રસના લાલચે રે, નિરસ પિંડ ઊવેખ્યો ॥ સા૦ ॥ ૩ ॥ નરભવ દોહિલો રે, પામી મોહ વશ પડીયો ॥ પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઇ અડિયો ॥ કામ ન કો સરચા રે, પાપે પિંડ મેં ભરિયો ॥ શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરીયો ॥ સા૦ ॥ ૪ ॥ લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી ॥ તો પણ નવી મળી રે, મળી તો નવિ રહી રાખી ॥ જે જન અભિલષે રે, તે તો તેહથી નાસે ॥ તૃણ સમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે ॥ સા૦ ॥ ૫ ॥ ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી ॥ વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી ॥ અભક્ષ તે મેં ભખ્યાં રે, રાત્રિભોજન કીધાં ॥ વ્રત છ નવિ પાળીયાં રે, જેહવાં મુળથી લીધાં ॥ સા૦ ॥ ૬ ॥ અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મળિયો ॥ તુમ વિના કોણ દીયે રે, બોધિ રયણ મુજ બળિયો ॥ સંભવ આપજો રે, ચરણ કમળ તુમ સેવા ॥ નય એમ વીનવે રે, સુણજો દેવાધિદેવા ॥સા૦ ॥૭॥

---

## અથ શ્રી શીતલ જિન સ્તવન.

વારિ પ્રભુ દશમા શીતળનાથ, સુણો એક વીનતી રે લોલ ॥ કે વારિ પ્રભુ માહરે તુમશું પ્રીત કે, અવરશું આખડી રે લોલ ॥૧॥ કે વારિ પ્રભુ ભદ્દિલપુર અવતાર કે, દઢરથ રાજિયો રે લોલ ॥ કે વારિ પ્રભુ નંદા માત મલાર કે, કુળમાં ગાજીયો રે લોલ ॥ ૨ ॥ કે વારિ પ્રભુ શ્રી વચ્છ લંછન પાય કે, પ્રભુજીને દીપતું રે લોલ ॥ કે વારિ પ્રભુ ચંદ કહે કરજોડ કે, અવિહડ રંગશું રે લોલ ॥૩॥ ઇતિ. ॥

## અથ શ્રી અનંતજિન સ્તવન.

ધાર તરવારની સોહલી દોહલી, ચઉદમા જિનતણી ચરણ સેવા ॥ ધાર પર નાચતાં દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા ॥ ધા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફળ અનેકાંત લોચન ન દેખે ॥ ફળ અનેકાંત કિરિયા કરી બાપડા, રડ વડે ચારગતિ માંહે લેખે ॥ ધા૦ ॥ ૨ ॥ ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્વની વાત કરતાં ન લાજે ॥ ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડિયા કળિ કાળ રાજે ॥ ધા૦ ॥ ૩ ॥ વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો ॥ વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફળ, સાંભળી આદરી કાંઈ રાચો ॥ ધા૦ ॥ ૪ ॥ દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે, કિમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો ॥ શુદ્ધ શ્રદ્ધા વિણ સર્વ કિરિયા કરી, છાર પર લીંપણું તેહ જાણો ॥ ધા૦ ॥ ૫ ॥ પાપ નહિ કોઈ ઉત્સૂત્ર ભાષણ જિશો, ધર્મ નહી કોઇ જગ સૂત્ર સરિખો ॥ સૂત્ર અનુસારે જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો ॥ ધા૦ ॥ ૬ ॥ એહ ઉપદેશ નો સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે ॥ તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ પાવે ॥ ધા૦ ॥ ૭ ॥

## અથ શ્રી ધર્મજિન સ્તવન.

( રસીયાની દેશી. )

ધર્મ જિનેસર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત ॥ જિનેસર ॥ બીજો મન મંદિર આણું નહી, એ અમ કુળવટ રીત ॥ જિનેસર ॥ ધર્મ૦ ॥ ૧ ॥ ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે, ધરમ ન જાણે હો મર્મ ॥ જિ૦ ॥ ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી,

કોઇ ન બાંધે હો કર્મ ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૨ ॥ પ્રવચન અંજન જો સદ્દગુરૂ કરે, દેખે પરમ નિધાન ॥ જિ૦ ॥ હૃદય નયણુ નિહાળે જગ ધણી, મહિમા મેરૂ સમાન ॥ જિ૦ ॥ ધ૦॥૩॥ દોડત દોડત દોડત દોડીયો, જેતી મનની રે દોડ ॥ જિ૦ ॥ પ્રેમ પ્રતીત વિચારો ઢુકડી, ગુરૂગમ લેજો રે જોઠ ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૪ ॥ એક પખી કેમ પ્રીતિ વરે પડે, ઉભય મિળ્યાં હુએ સંધિ ॥ જિ૦ ॥ હું રાગી હું મોહે ફંદિયો, તું નિરાગી નિરબંધ ॥જિ૦॥ધ૦॥૫॥ પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલંઘી હો જાય ॥ જિ૦ ॥ જ્યોતિ વિના જૂઓ જગદીશની, અંધોઅંધ પલાય ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૬ ॥ નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ ॥જિ૦॥ ધન તે નગરી ધન વેળા ઘડી, માત પિતા કુળ વંશ ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૭ ॥ મન મધુકર વર કરજોડી કહે, પદકજ નિકટ નિવાસ ॥ જિ૦ ॥ ધન નામી આનંદઘન સાંભળો, એ સેવક અરદાસ ॥ જિ૦ ॥ ધ૦ ॥ ૮ ॥

---

## अथ श्री कुंथुजिन स्तवन.

( રાગ ગુર્જરી. અંબર દેહો મુરારી હમારો. એ દેશી. )

કુંથુજિન મનડું કિમહી ન બાજે હો ॥કું૦॥ જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અળગું ભાગે હો ॥ કું૦ ॥ ૧ ॥ રજની વાસર વસતિ ઉજડ, ગયણ પાયાળે જાય ॥ સાપ ખાયને મુખડું થોથું, એ ઉખાણો ન્યાય હો ॥ કું૦ ॥૨॥ મુગતિ તણા અભિલાષી તપીયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે ॥ વૈરીડું કાંઇ એહવું ચિંતે, નાંખે અવળે પાસે હો ॥ કું૦ ॥ ૩ ॥ આગમ આગમધર ને હાથે, નાવે કિણ વિધ આંકું ॥ કિહાં કણે જો હઠ કરી અટકુ, તો વ્યાલ તણી પરે વાંકું હો ॥ કું૦ ॥૪॥ જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહી ॥ સર્વ માંહે ને સહુથી અળગું, એ અચરિજ મન માંહી હો કું૦ ॥૫॥ જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાળો ॥ સુર નર પંડિત જન સમજાવે, સમજે ન મહા રોશાળો હો ॥કું૦॥૬॥ મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે ॥ બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન જેલે હો ॥ કું૦ ॥૭॥ મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિ ખોટી ॥ ઇમ કહે સાધ્યુ તે નવિ માનું, એ કહિ વાત છે મ્હોટી હો ॥ કું૦ ॥ ૮ ॥ મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું ॥ આનંદઘન પ્રભુ માહરે આણો, તો સાચું કરી જાણું હો ॥ કું૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

## અથ શ્રી વીરજિનનાં ચૌદસ્વપ્નનું સ્તવન.

રાય રે સિદ્ધારથ ઘર પટરાણી, નામે ત્રિશલા સુ લક્ષણી એ ॥ રાજભુવન માંહે પલંગે પોઢંતાં, ચઉદ સુપન રાણીયે લહ્યાં એ ॥૧॥ પહેલા રે સુપનમેં ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણો એ ॥ ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતા એ ॥ ૨ ॥ પાંચમે પંચ વરણી ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર અમિય ઝરચો એ ॥ સાતમે સૂરજ આઠમે ધજા, નવમે કળશ અમિય ભરચો એ ॥૩॥ પદ્મસ-રોવર દશમે દીઠો, ખીર સમુદ્ર દીઠો અગ્યારમે એ ॥ દેવ વિમાન તે બારમે દીઠું, રણુજણુ ઘંટા વાજતાં એ ॥ ૪ ॥ રતનનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ ॥ ચઉદ સુપન લહી રાણીજી જાગ્યાં, રાય સમોવડ પહોતલાં એ ॥ ૫ ॥ સુણો રે સ્વામી મેં તો સુહણલાં લાધ્યાં, પાછલી રાત રળીયામણી એ ॥ રાય રે સિદ્ધારથ પંડિત તેડયા, કહો રે પંડિત ફળ એહનાં એ ॥૬॥ અમ કુળ મંડણુ તુમ કુળ દીવો, ધન રે મહાવીરસ્વામી અવતરચા એ ॥ જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ ॥ ૭ ॥ઇતિ.॥

---

## અથ શ્રી મહાવીરસ્વામીનું હાલરિયું.

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પાલણે, ગાવે હાલો હાલો હાલરવાનાં ગીત રે ॥ સોના રૂપાને વળી રત્ને જડિયું પાલણું, રેશમ દોરી ઘૂઘરી વાગે છુમ છુમ રીત રે ॥ હાલો, હાલો હાલો હાલો રે મ્હારા વીરને ॥ ૧ ॥ જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસે અંતરે, હોશે ચોવિશમો તીર્થંકર જિત પરિણામ ॥ કેશીસ્વામી મુખથી એહવી વાણી સાંભળી, સાચી સાચી હુઈ તે મ્હારે અમૃત વાણુ રે ॥ હા૦ ॥ ૨ ॥ ચૌદે સ્વપને હોવે ચક્રી કે જિનરાજ, વીત્યા બારે ચક્રી નહી હવે ચક્રી રાજ, જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર, તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મ્હારી કૂખે આવ્યા ત્રણ્ય ભુવન શિરતાજ, મ્હારી કૂખે આવ્યા તરણ-તારણુ જિહાજ, હુ તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઇ આજ રે ॥ હા૦ ॥ ૩ ॥ મુજને ડોહળા ઉપન્યા બેસું ગજ અંબાડીયે, સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય ॥ સહુ લક્ષણ મુજને નંદન ત્હારા તેજનાં, તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માય રે ॥ હા૦ ॥૪॥ કરતળ પગતળ લક્ષણુ એક હજારને આઠ છે, નેહથી નિશ્ચય જાણ્યા જિ-

નવર શ્રી જગદીશ ।। નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સુપને દીઠો વિશવા વીશ રે ।। હા૦ ।। ૫ ।। નંદન નવલા બંધવ નંદીવર્દ્ધન ના તમે, નંદન ભોજાઈયોના દેવર છો સુકુમાળ ।। હસશે ભોજાઇયો કહી દીયર મ્હારા લાડકા, હસશે રમશે ને વળી ચૂંટી ખણશે ગાલ, હસશે રમશે ને વળી ઠુંસા દેશે ગાલ રે ।। હા૦ ।। ૬ ।। નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલી પાંચશે મામીના ભાણેજ છો, નંદન મામલીયાના ભાણેજા સુકુમાળ ।। હસશે હાથે ઉછાળી કહીને ન્હાના ભાણેજા, આંખ્યો આંજીને વળિ ટબકું કરશે ગાલ રે ।। હા૦ ।। ૭ ।। નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં, રતને જડીયાં ઝુલડે મોતી કસબી કોર ।। નીલાં પીળાંને વળી રાતાં સરવે જાતિનાં, પહેરાવશે મામી મ્હારા નંદ કિશોર રે ।। હા૦ ।। ૮ ।। નંદન મામા મામી સૂખડલી બહુ લાવશે, નંદન ગજુવે ભરશે લાડુ મોતીચૂર ।। નંદન મુખડાં જોઇને લેશે મામી ભામણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપુર રે ।। હા૦ ।। ૯ ।। નંદન નવલા ચેડા મામાની સાતે સતી, મ્હારી ભત્રીજીને બ્હેન તમારી નંદ ।। તે પણ ગુંઝે ભરવા લાખણસાઈ લાવશે, તુમને જોઈ જોઈ હોશે અધિકો પરમાનંદ રે ।। હા૦ ।। ૧૦ ।। રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વળી સૂડા મેના પોપટને ગજરાજ ।। સારસ કોયલ હંશ તીતર ને વળી મોર જી, મામી લાવશે રમવા નંદ તમારે કાજ રે ।। હા૦ ।। ૧૧ ।। છપ્પન કુમરી અમરી જળ કળશે નવરાવિયા, નંદન તમને અમરે કેળી ઘરની માંહ ।। ફુલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે, બહુ ચિરંજીવો આશીષ દીધી તુમને ત્યાંહ રે ।। હા૦ ।। ૧૨ ।। તમને મેરૂ ગિરિપર સુરપતિયે નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય ।। મુખડા ઉપર વારી કોટી કોટી ચંદ્રમા, વળી તન પર વારી ગ્રહ ગણનો સમુદાય રે ।। હા૦ ।। ૧૩ ।। નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજ પર અંબાડી બેસાડી મ્હોટે સાજ ।। પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગર વેલશું, સૂખડલી લેશું નિશાળીયા ને કાજ રે ।। ।। હા૦ ।। ૧૪ ।। નંદન નવલા મ્હોટા થાશો ને પરણાવશું, બહુ વર સરખી જોડી લાવશું રાજકુમાર ।। સરખા સરખી વેવાઇ વેવાણો પધરાવશું, વર વહુ પોંખી લેશું જોઈ જોઇને દેદાર રે ।। હા૦ ।। ૧૫ ।। પીયર સાસર મ્હારા બેહુ પખ નંદન ઊજળા, મ્હારી

કૂખે આવ્યા તાત પનોતા નંદ ॥ મ્હારે આંગણ વૂઠયા અમૃત દૂધે મેહુલા, મ્હારે આંગણ ફળિયા સુરતરૂ સુખના કંદ રે ॥ હા૦॥૧૬॥ ઇણિ પેરે ગાયું માતા ત્રિશલા સુતનું હાલરૂં, જે કોઈ ગાશે લેશે પુત્રતણા સામ્રાજ ॥ બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરૂં, જયજય મંગળ હોજો દીપવિજય કવિરાજ રે ॥ હા૦ ॥ ૧૭॥ઇતિ.॥

## અથ શ્રી દીવાલીનું સ્તવન.

પૂરવ દિશે હુઇ પાવાપૂરી, ધન ધાન્ય ઋદ્ધિ સ્મૃદ્ધિશું ભરી॥ હસ્તિપાળ નામે તિહાં ભૂપાળી, “ વીર મુગતિ બિરાજ્યા દિન દીવાળી ” ॥ ૧ ॥ એ આંકણી ॥ ગૌતમે ગુરૂની સેવા કીધી મન માની, એક રાતમેં હુઆ કેવળજ્ઞાની ॥ જીકે ચૌદે રાજ રહ્યા ભાળી, વીર૦ ॥ ૨ ॥ અઢારે રાય હુવા ભગતા, દોય દોય પોસા કીધા લગતા ॥ જીકે વીર સામું રહ્યા ભાળી, વીર૦ ॥ ૩ ॥ પ્રભુએ દોય દિનનો સંથારો કીધો, સોળ પહોર લગેં ઉપદેશ દીધો ॥ પ્રભુ મુગતિ ગયા કર્મને ગાળી, વીર૦ ॥ ૪ ॥ પ્રભુએ ત્રીશે વર્ષે સંયમ લીધો, નિજ આતમ કારજ સિદ્ધ કીધો ॥ વર્ષ બેતાળીશ દીક્ષા પાળી. વીર૦ ॥ ૫ ॥ પ્રભુને સાતસે ચેલા ચૌદસે ચેલી, જ્યાને મુગતિ મહેલમાં દિયા મેલી ॥ જેણે કર્મના બીજ દિયાં બાળી, વીર૦ ॥ ૬ ॥ પ્રભુને એક રાણીને હુઈ એક બેટી, જીકે મુગતિ ગયાં દુઃખ દિયાં મેટી ॥ જમાઈ હુઓ જ્યાંરો જમાળી, વીર૦ ॥ ૭ ॥ પ્રભુને એક બ્હેન ને એક જ ભાઈ, જીકે સ્વર્ગે ગયા સમકિત પાઈ ॥ શ્રાવકનાં વ્રત શુદ્ધ પાળી, વીર૦ ॥ ૮ ॥ ઋષભદત્ત ને દેવાનંદા માતા, નયણે નિરખતાં હુઈ શાતા ॥ દોનું મુગતિ ગયાં કર્મને ગાળી, વીર૦ ॥ ૯ ॥ સિદ્ધારથ રાજાને ત્રિશલા રાણી, જેણે સંથારો કીધો સમતા આણી ॥ અચ્ચુય દેવલોકે ટાંકો દિયો ઝાળી, વીર૦ ॥ ૧૦ ॥ જેણી રાતે વીરે મુગતિ પામી, કેવળ પામ્યા ગૌતમસ્વામી ॥ જ્યાંરો જાપ જપો નવકારવાળી, વીર૦ ॥ ૧૧ ॥ સુધર્માસ્વામી હુઆ પાટ ધણી, જ્યારી કીરતિ મહિમા જોર બણી ॥ દયામારગ દિયો અજુવાળી, વીર૦ ॥ ૧૨ ॥ જ્યારી પાટે હુઆ જંબુ વૈરાગી, રાતે પરણ્યા પ્રભાતે આઠે ત્યાગી ॥ સોળ વર્ષમેં કાટી કર્મજાળી, વીર૦ ॥ ૧૩ ॥ આઠે ભામિની વૈરાગે ભીની, પ્રભાતે પીયુ સાથે દીક્ષા લીની ॥ અવિહડ પ્રીત સઘળી પાળી, વીર૦

॥ ૧૪ ॥ પ્રભવ પણ રાજાનો બેટો, જીકે જંબૂ કુમરશું હુવો રે ભેટો ॥ પાંચસે શું વૈરાગ પામ્યો તતકાળી, વીર૦ ॥ ૧૫ ॥ વીશ જિન સમ્મેત શિખર સિધ્યા, અષ્ટાપદ ગિરનાર દોય સિધ્યા ॥ વાસુપૂજ્ય સિધ્યા ચંપાપુરી ચાળી, વીર૦ ॥ ૧૬ ॥ મહાવીરે ચોમાસો કિયો પાવાપૂરી, કારતક વદિ અમાવાશે મુગતિ વરી ॥ ભણતાં સુણતાં મંગળ માળી, વીર૦ ॥ ૧૭ ॥ દિન દીવાળીનો પાયો ટાણો, તો રાત્રિએ ભોજન નહી ખાણો ॥ જ્યાંરે જાપ જપો શીયળ પાળી, વીર૦ ॥ ૧૮ ॥ ગુરૂ ચેલાની જોડ સૂરજ શશી, ઋષિ રાયચંદ કહે મ્હારે મનડે વશી ॥ મેં જુગતિશું જોડ જોડી ટંકશાળી, વીર૦ ॥૧૯॥ પૂજ્ય જેમલજી રહ્યા પાસો, શેહેર નાગોરમેં કિયો ચોમાસો ॥ સંવત અઢાર વર્ષ પિસ્તાળી, વીર૦ ॥ ૨૦ ॥ ઈતિ. ॥

---

## અથ શ્રી સીમંધરજિન સ્તવન.

સુણો ચંદા જી સીમંધર પરમાતમ પાસે જાજ્યો, મુજ વીનતડી પ્રેમ ધરીને એણીપરે તુમે સંભળાવજ્યો ॥ એ આંકણી ॥ જે ત્રણ્ય ભુવનનો નાયક છે, જસ ચોશઠ ઈંદ્ર પાયક છે, નાણ દરિસણ જેહને ખાયક છે ॥ સુણો૦ ॥ ૧ ॥ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે, પુંડરગિરિ નગરીનો રાયા છે ॥ સુણો૦ ॥ ૨ ॥ બાર પર્ષદા માંહિ બિરાજે છે, જશ ચોત્રીશ અતિશય છાજે છે, ગુણ પાંત્રીશ વાણીયે ગાજે છે ॥ સુણો૦ ॥ ૩ ॥ ભવિજનને તે પ્રતિબોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે, રૂપ દેખી ભવિજન મોહે છે ॥ સુણો૦ ॥ ૪ ॥ તુમ સેવા કરવા રસીયો છું, પણ ભરતમાં દૂરે વસીઓ છું, મહા મોહરાય કર ફસીયો છું ॥ સુણો૦ ॥ ૫ ॥ પણ સાહિબ ચિત્તમાં ધરીયો છે, તુમ આણ ખડગ કર ગ્રહીયો છે, પણ કાંઇક મુજથી ડરીયો છે ॥ સુણો૦ ॥ ૬ ॥ જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઊં સૂરો, તો વાધે મુજ મન અતિ નૂરો ॥ સુણો૦ ॥ ૭ ॥ ઈતિ. ॥

---

## અથ શ્રી મૃગાપુત્રની સજ્ઝાય.

( દોહા. )

પ્રણમી પાસ જિણંદને, સમરી સરસ્વતિ માય ॥ નિજ ગુરૂ ચરણ નમી કરી, ભણશું મહા મુનિરાય ॥ ૧ ॥ રાજ ઋદ્ધિ લીલા

પરિહરી, લીધો સંયમ ભાર ॥ તેહ મૃગાપુત્ર ગાયશું, સુણુજ્યો સહુ નર નાર ॥ ૨ ॥ સંક્ષેપે કરી વર્ણવું, સૂત્રે છે વિસ્તાર ॥ ભણતાં સુણતાં ધ્યાવતાં, લહિયે ભવનો પાર ॥૩॥ ભોગી નરમાં ભમરલો, ઋષિમાંહી શિરદાર ॥ તસ ગુણ વર્ણવતાં થકાં, ત્રુટે કર્મ અપાર ॥૪॥

## ॥ ઢાલ ૧ લી. ॥

સુગ્રિવ નગર સોહામણું જી, બળભદ્ર તિહાં રાય ॥ તસ ઘર ઘરણી મૃગાવતી જી, તસ નંદન જુવરાય ॥ હો માયડી, ક્ષણુ લાખેણી રે જાય ॥ ૧ ॥ એ આંકણી ॥ બળશ્રી નામે ભલો જી, મૃગાપુત્ર પ્રસિદ્ધ ॥ માતાને નામે કરી જી ॥ ગુણુ નિષ્પન તસ દીધ ॥ હો મા૦ ॥ ૨ ॥ ભણી ગણી પંડીત થયો જી, જોવન વય જવ આય ॥ સુંદર મંદિર કરાવિયાં જી, પરણાવે નિજ માય ॥ હો મા૦ ॥૩॥ તવ વય રૂપે સારિખી જી, પરણ્યા બત્રીશ નાર ॥ પંચ વિષય સુખ ભોગવે જી, નાટકના ધમકાર ॥ હો મા૦ ॥ ૪ ॥ રત્નજડિત સોહામણા જી, અદ્‌ભૂત ઊંચા અવાસ ॥ દેવ દોગુંદકની પરે જી, વિલસે લીલ વિલાસ ॥ હો મા૦ ॥ ૫ ॥ એક દિન બેઠા માળિયે જી, નારિને પરિવાર ॥ મસ્તક પગ દાઝે તળાં જી, દીઠા શ્રી અણુગાર ॥ હો મા૦ ॥ ૬ ॥ મુનિ દેખી ભવ સાંભરયો જી, વસિયો મન વૈરાગ ॥ ઉતરયો આમણુ દૂમણો જી, જનનિ ને પાયે લાગ ॥ હો મા૦ ॥ ૭ ॥ પાય લાગીને વીનવે જી, સુણુ સુણુ મોરી માય ॥ નટુવાની પરે નાચીયો જી, લખ ચોરાશી માંય ॥ હો મા૦ ॥ ૮ ॥ પૃથ્વી પાણી તેઉમાં જી, ચોથી રે વાઉકાય ॥ જન્મ મરણુ દુઃખ ભોગવ્યાં જી, તેમ વનસ્પતિ માંય ॥ હો મા૦ ॥ ૯ ॥ વિગલેંદ્રિ તિર્યંચમાં જી, મનુષ્ય દેવ મઝાર ॥ ધર્મ વિહુણો આતમા જી, રડવડિયો સંસાર ॥ હો મા૦ ॥ ૧૦ ॥ સાતે નરકે હું ભમ્યો જી, અનંતિ અનંતિ રે વાર ॥ છેદન ભેદન ત્યાં સહ્યાં જી, કહેતાં ન આવે પાર ॥ હો મા૦ ॥ ૧૧ ॥ સાયરના જળથી ઘણાં જી, મેં પીધાં માયનાં થાન ॥ તૃપતિ ન પામ્યો આતમા જી, અધિક આરોગ્યાં ધાન ॥ હો મા૦ ॥૧૨॥ ચારિત્ર ચિંતામણિ સમો જી, અધિક મ્હારે મન થાય ॥ તન ધન જોવન કારમાં જી, ક્ષણુ ક્ષણુ ખુટે આય ॥ હો મા૦ ॥ ૧૩ ॥ માતા અનુમતિ આપીયે જી, લેઈશું સંયમ ભાર ॥ પંચ રતન મુજ સાંભરયાં જી, કરશું તેહની સાર ॥ હો મા૦ ॥ ૧૪ ॥ વયણુ સુણી બેટા તણાં જી, જનની ધરણી ઢળંત ॥ ચિત્ત વળ્યું તવ આ-

૨૩ જી, નયણે નીર ઝરંત ॥ રે જાયા, તુજ વિણુ ઘડિ રે છ માસ ॥ ૧૫ ॥ વળતી માતા ઈમ ભણે જી, સુણુ સુણુ મોરા રે પૂત્ર ॥ મનમોહન તું વાલ્હો જી, કાંઇ ભાગે ઘરસૂત્ર ॥ રે જાયા૦ ॥૧૬॥ મ્હોટા મંદિર માળિયાં જી, રાન સમોવડ થાય ॥ તુજ વિણુ સહુ અળખામણાં જી, કિમ વોળે દિન નાચ ॥ રે જાયા૦ ॥૧૭॥ નવ મસવાડા ઉદર ધરચો જી, જન્મ તણું દુઃખ દીઠ ॥ કનક કચોળે પોષીયો જી, હવે હું થઇ અનીઠ ॥ રે જાયા૦ ॥ ૧૮ ॥ જોવન વય નારીતણુા જી, ભોગવો બહોળા રે ભોગ ॥ જોવન વય વીત્યા પછે જી, આદરજ્યો તપ જોગ ॥ રે જાયા૦ ॥૧૯॥ પડચો અજાડી જિમ હાથીયો જી, મૃગલો પડીયો રે પાસ ॥ પંખી પડચો જિમ પાંજરે જી, તેમ કુમર ઘરવાસ ॥ રે જાયા૦ ॥૨૦॥ ઘર ઘર ભિક્ષા માગવી જી, અરસ નિરસ હોય આહાર ॥ ચરિત્ર છે વચ્છ દોહિલું જી, જેસી ખાંડાની ધાર ॥ રે જાયા૦ ॥ ૨૧ ॥ પંચ મહાવ્રત પાળવાં જી, પાળવા પંચ આચાર ॥ દોષ બેતાળીશ ટાળિને જી, લેવો સૂઝતો આહાર ॥ રે જાયા૦ ॥ ૨૨ ॥ મેણુ દાંતે લોહમય ચણા જી, કિમ ચાવીશકુમાર ॥ વેળુ સમોવડ કોળિયા જી, જિને કહ્યો સંયમ ભાર ॥ રે જાયા૦ ॥ ૨૩ ॥ પલંગ તળાઇએ પોઢતો જી, કરવા ભુમિ સંથાર ॥ કનક કચોળાં છાંડવાં જી, કાચલીયે વ્યવહાર ॥ રે જાયા૦ ॥૨૪॥ માથે લોચ કરાવવા જી, તું સુકુમાળ અપાર ॥ બાવીશ પરીસહ જીતવા જી, કરવા ઉગ્ર વિહાર ॥ રે જાયા૦॥ ૨૫ ॥ પાય અણુવાણે ચાલવું જી, શિયાળે શીત વાય ॥ ચોમાસુ વચ્છ દોહીલું જી, ઉનાળે લૂવાય ॥ રે જાયા૦ ॥૨૬॥ ગંગા સાયર આદે કરી જી, ઉપમા દેખાડી રે માય ॥ દુક્કર ચારિત્ર દાખિયું જી, કાયર પુરૂષને થાય ॥ રે જાયા૦ ॥૨૭॥ કુમર ભણે સુણુ માયડી જી, સંયમ સુખ ભંડાર ॥ ચૌદરાજ નગરીતણુા જી, ફેરા ટાળણુહાર ॥ હો મા૦ ॥ ૨૮ ॥ અનુમતિ તો આપું ખરી જી, કુણુ કરશે તુજ સાર ॥ રોગ જબ આવી લાગશે જી, નહિ ઔષધ ઉપચાર ॥ રે જાયા૦ ॥૨૯॥ વનમાં રહે છે મૃગલાં જી, કુણુ કરે તેહની સાર ॥ વન મૃગની પેરે વિચરશું જી, એકલડા નિરાધાર ॥ હો મા૦ ॥ ૩૦ ॥ અનુમતિ આપે માયડી જી, આવ્યા વનહ મઝાર ॥ પંચ મહાવ્રત આદર્યાં જી, પાળે સંયમ ભાર ॥ મુનીસર, ધન ધન તુમ અવતાર ॥૩૧॥ મૃગાપુત્ર ઋષિરાજીયો જી, ષટકાયા ગોવાળ ॥ એ સમ નહિ વૈરા-

ગિયો જી, જિણે ટાળ્યો આતમ સાલ ॥ મુ૦ ॥ ૩૨ ॥ ભણ્યો અધ્યયન ઓગણીશમે જી, મૃગાપુત્ર અધિકાર ॥ તપ જપ કીરિયા શુદ્ધ કરી જી, આરાધી આચાર ॥ મુ૦ ॥૩૩॥ સંયમ દુક્કર પાળિયું જી ॥ કરિ એક માસ સંથાર ॥ કર્મ ખપાવી કેવળ લહી જી, પહોંત્યા મુગતિ મઝાર ॥ મુ૦ ॥ ૩૪ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી અનાથીમુનિની સજ્ઝાય.

શ્રેણિક રયવાડી ચઢચો, પેખીયો મુનિ એકાંત ॥ વર રૂપ કાંતે મોહીયો, રાય પૂછે રે કહોરે વિરતંત શ્રેણિક રાય, હું રે અનાથી નિર્ગ્રંથ ॥ તિણે મેં લીધો રે સાધુજીનો પંથ ॥ શ્રેણિક૦ ॥૧॥ એ આંકણી ॥ ઇણે કોસંબી નયરી વસે, મુજ પિતા પરિઘળ ધન્ન ॥ પરિવાર પૂરે પરિવર્યો, હું છું તેહનો રે પૂત્ર રતન્ન ॥ શ્રે૦ ॥૨॥ એક દિવસ મુજને વેદના, ઉપની મેં ન ખમાય ॥ માત પિતા ઝુરી રહ્યા, પણ કીણુહિ રે તે ન લેવાય ॥ શ્રે૦ ॥ ૩ ॥ ગોરડી ગુણ મણિ ઓરડી, ચોરડી અબળા નાર ॥ કોરડી પીડા મેં સહી, ન કોણે કીધી રે મોરડી સાર ॥ શ્રે૦ ॥ ૪ ॥ બહુ સજ્જવૈદ્ય બોલાવીયા, કીધલા કોડી ઉપાય ॥ બાવના ચંદન ચરચીયા, પણ તોહી રે સમાધિ ન થાય ॥ શ્રે૦ ॥૫॥ જગમા કો કેહનો નહી; તે ભણી હું રે અનાથ ॥ વીતરાગના ધર્મ સારિખો, નહી કોઇ બીજો રે મુગતિનો સાથ ॥ શ્રે૦ ॥૬॥ જો મુજ વેદના ઉપસમે, તો લેઉં સંયમ ભાર ॥ ઇમ ચિંતવતાં વેદના ગઇ, વ્રત લીધું મેં હર્ષ અપાર ॥ શ્રે૦ ॥ ૭ ॥ કરજોડી રાજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર ॥ શ્રેણિક સમકિત પામીયો, વાંદી પહોત્યો રે નગર મઝાર ॥ શ્રે૦ ॥ ૮ ॥ મુનિ અનાથી ગાવતાં, ત્રુટે કર્મની કોડ ॥ ગણિ સમયસુંદર તેહના, પાય વંદે રે બે કરજોડ ॥ શ્રે૦ ॥૯॥ ઇતિ. ॥

---

# અથ શ્રી અનાથીમુનિની દ્વિતીય સજ્ઝાય.

( આધાકર્મી આહાર ન લીજે. એ દેશી. )

મગધાધિપ શ્રેણિક સુવિચારી, સાથે બહુ પરિવારી ॥ હય ગય રથ પાયક પાલખીશું, પહોત્યો વનહ મઝારી કે ॥ રાજન, રયવાડી સંચરિયો ॥ ૧ ॥ એ આંકણી ॥ ખાયક સમકિત વરિયો કે ॥ રા૦ ॥ પદ્મનાભ તીર્થંકર થાશે, ઉપશમ રસનો દરિયો કે ॥ રા૦

॥ ૨ ॥ વિવિધ પ્રકારની ક્રીડા કરતો, જોતો વનનાં ઠામ ॥ ચંપક તરૂ તળે મુનિવર દીઠો, બેઠો કરી પ્રણામ કે ॥ રા૦ ॥ ૩ ॥ ધ્યાને લીનો મુનિવર મ્હોટો, ચંપકવર્ણી કાયા ॥ લુચ્ચા કેશ જોવન વેશે, તજી સંસારની માયા કે ॥ રા૦ ॥૪॥ પૂછે રાજા શ્રેણિક મુનિને, કિમ લુચ્ચા તુમ કેશ ॥ જોવને વૈરાગ કહો કેમ લીધો, દીસો છો લઘુ વેશ કે ॥ રા૦ ॥ ૫ ॥ તરૂણ પણે તરૂણી કાં છંડી, એ માયા કાંમંડી ॥ કંચનવરણી કાયા દંડી, એ શી કીધ ઘમંડી કે ॥રા૦॥૬॥ રૂપવંત તું ગુણવંત દીસે, સુંદર તુમ આકાર ॥ શશિ સમ વદન વિરાજે ત્હારૂં. નયન પંકજ અનુહાર કે ॥ રા૦ ॥૭॥ ધન જોવન ફળ લાહો લીજે, કીજે બહુળા ભોગ ॥ સંપતિ સારૂ દાન તે દીજે, અવસરે લીજે જોગ કે ॥ રા૦ ॥૮॥ કુટુંબતણો મોહ કિમ મૂકયો, કિમ મૂકયો ધન પરિવાર ॥ કવણ નગરના કહો તુમે વાસી, કિમ લીધો સંયમ ભાર કે ॥ રા૦ ॥ ૯ ॥ સયળ લક્ષણ તુમ અંગે નિરખ્યાં, અવગુણ એક ન દીઠો ॥ કૃપા કરી યોગીસર સ્વામી, ઉત્તર ઘો મુજ મીઠો કે ॥ રા૦ ॥૧૦॥ બોલે મુનિવર સુણ હો રાજા, ઉત્તર દેઉં હું સાચો ॥ મુખનો મટકો નયણનો લટકો, કાયા પિંડ તે કાચો કે ॥ રાજન, સુણજ્યો વચન અનાથી ॥ ૧૧ ॥ એ આંકણી ॥ નાથ વિના જીવે દુઃખ પામ્યાં, માહરે નહી કોઇ નાથ ॥ તિણ કારણ મેં દીક્ષા લીધી, હવે હું હુઓ સનાથ કે ॥ રા૦ ॥ ॥૧૨॥ નાથ અછું હું મુનિવર ત્હારો, એહવો અર્થ વિચારો ॥ નાથ અછે કોઈ ત્હારે રાજા, બોલ્યો બોલ અવિચારયો કે ॥ રા૦ ॥૧૩॥ નાથતણો અરથ જો જાણો, તો થાઓ મુજ નાથ ॥ નાથ નહી કોઈ નૃપ તુમારે, બાવળ ઘો છો બાથ કે ॥ રા૦ ॥૧૪॥ માતા મયગળ હય હેષારવ, સુણ મગધાધિપ રાજા ॥ કંચન કોડી જોડી બધવની, માય તાય સુખ સાજા કે ॥રા૦॥ ૧૫ ॥ મ્હોટા કુળની મ્હોટી વધૂટીં, ખોડી નહિ મન માંહી ॥ સિંહકટી હંસગમની બાળા, થોડા બોલી પ્રાંહી કે ॥ રા૦ ॥૧૬॥ શશિવયણી મૃગાનયણી નારી, ચિત્ત હરખી ભરતાર ॥ હાવ ભાવ વિભ્રમ જે કરતી, તે મૂકી નિરધાર કે ॥ રા૦ ॥ ૧૭ ॥ ઇંદ્રતણી જાણે ઇંદ્રાણી, એહવી મુજ ઘેર રાણી ॥ કેતા ગુણ હું કહું હો રાજા, શીયળ ગુણની ખાણી કે ॥ રા૦ ॥૧૮॥ પાન સમારે બીડી વાળી, માંહી કપૂરનો વાસ ॥ પ્રેમ કરી મુજ પદમણી આપે, તે મૂકી નીરાશ કે ॥ રા૦ ॥ ૧૯ ॥

પંચવિષય હું ભોગ ભોગવતો, જાતો કાળ ન જાણ્યો ॥ એક દિવસ મુજ રોગ ઉપન્યો, ન વિસમે તે ચિત્ત આણ્યો કે ॥ રા૦ ॥૨૦॥ કાકા કાકી ફુઆ ભાણેજી, મામા માસા મામી ॥ નેહ ધરે માસી મુજ અધિકો, જાણે કે અંતરજામી કે ॥રા૦॥૨૧॥માય તાય બંધવ મુજ ભગિની, દુઃખ નવિ લીધો જાય ॥ નારી મુખ વિલપંતી બોલે, તે દુઃખ અમ ન સહાય કે ॥ રા૦ ॥ ૨૨ ॥ તિણિ વેદની મુજ નિંદ ન આવે, અન્ન પાન નવિ ભાવે ॥ મંત્ર યંત્ર કીયા ઘણેરા, તો પણ દુઃખ નવિ જાવે કે ॥ રા૦ ॥૨૩॥ વૈદ્ય જાણ તેડ્યા તિણિ વારે, દીધા બહુળા દામ ॥ ઔષધ ભેષજે ગુણ નવિ થાયે, વિલખાણા તે તામ કે ॥ રા૦ ॥૨૪॥ચિત ચોખે કરી મેં રે વિચાર્યો, એકલડો વનવાસી ॥ એ સંસાર તણાં દુઃખ વિરૂઆં, ગઇ વેદન તવ નાસી કે ॥ રા૦ ॥ ૨૫ ॥ દિનકર ઊગે તમ જિમ નાસે, તિમ મુજ વેદન ભાગી ॥ સંયમ વરિયો વેદન ઠરિયો, સમતાશું લય લાગી કે ॥ રા૦ ॥ ૨૬ ॥ મગધાધિપ હરખ્યો મનમાંહી, વચન કહેરે વિચારી ॥ નાથપણું તુમને મુનિ સાચું, આપ તર્યા પર તારી કે ॥ રાજન, પંચ મહાવ્રત ધારી ॥૨૭॥ શીશ નમાવી પાય લાગીને, પૂછી છોડયું મિથ્યાત ॥ યોગીસરને ધ્યાને લીનો, અજુઆળે કુળ જાત કે ॥ રા૦ ॥ ૨૮ ॥ ઋષિ અનાથી ચારિત્ર પાળી, પહોંત્યા શિવપુર ઠામ ॥ કનકવિજય બુધ ચરણે મધુકર, ઇમ બોલે મુનિ રામ કે ॥ રાજન૦ ॥ ૨૯ ॥ ઇતિ, ॥

---

## अथ श्री मेतारज मुनिनी सज्झाय.

( જીવ રે તું શીળતણો કર સંગ. એ દેશી. )

સમ દમ ગુણના આગરૂ જી, પંચ મહાવ્રત ધાર ॥ માસખમણને પારણે જી, રાજગૃહી નગરી મઝાર ॥ મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર ॥૧॥ એ આંકણી ॥ સોનીને ઘેર આવીઆ જી, મેતારજ ઋષિરાય ॥ જવલા ઘડતો ઊઠીયો જી, વંદે મુનિના પાય ॥ મે૦ ॥ ૨ ॥ આજ ફળ્યો ઘર આંગણે જી, વિણ કાળે સહકાર ॥ લ્યો ભિક્ષા છે સૂઝતી જી, મોદક તણો એ આહાર ॥ મે૦ ॥ ૩ ॥ ક્રૌંચ જીવ જવલા ચણ્યો જી, વહોરી વળ્યા ઋષિરાય ॥ સોની મન શંકા થઈ જી, સાધુ તણાં એ કામ ॥ મે૦ ॥ ૪ ॥ રીસ કરી ઋષિને કહે જી, દ્યો જવલા મુજ આજ ॥ વાધર શીશે વીંટિયું જી,

તડકે રાખ્યા મુનિરાજ ॥ મે૦ ॥ ૫ ॥ ફૂટ ફૂટ ફૂટે હાડકાં જી, તડ તડ ત્રુટે ચામ ॥ સોનીડે પરિસહ દિયો જી, મુનિ રાખ્યો મન ઠામ ॥ મે૦ ॥ ૬ ॥ એહવા પણ મ્હોટા યતી જી, મન ન આણે રોષ ॥ આતમ નિંદે આપણો જી, સોની નો શો દોષ ॥ મે૦ ॥ ૭ ॥ ગજસુકુમાળ સંતાપીયા જી, બાંધી માટીની પાળ ॥ ખેર અંગારા શિર ધર્યા જી, મુગતે ગયા તતકાળ ॥ મે૦ ॥૮॥ વાઘણે શરીર વલૂરિયું જી, સાધુ- સુકોસળ સાર ॥ કેવળ લહી મુગતિ ગયા જી, ઇમ અરણિક અણગાર ॥ મે૦ ॥૯॥ પાલક પાપી પીલિયા જી, ખંધકસૂરિના શિષ્ય ॥ અંબડ ચેલા સાતશે જી, નમો નમો તે નિશ દિશ ॥ મે૦ ॥ ૧૦ ॥ એહવા ઋષિ સંભારતા જી, મેતારજ ઋષિરાય ॥ અંતગડ હુઆ કેવળી જી, વંદે મુનિના પાય ॥ મે૦ ॥ ૧૧ ॥ ભારી કાષ્ઠની ભારી તિહાં જી, લાવી નાંખી તિણિ વાર ॥ ધબકે પંખી જાગીયો જી, જવલા કાઢ્યા તિણે સાર ॥ મે૦ ॥૧૨॥ દેખી જવલા વિષ્ટમાં જી, મન લાજ્યો સોનાર ॥ ઓઘો મુહપતિ સાધુનો જી, લેઇ થયો અણગાર ॥ મે૦ ॥ ૧૩ ॥ આતમ તાર્યો આપણો જી, થિર કરી મન વચ કાય ॥ રાજવિજય રંગે ભણે જી, સાધુતણી એ સજ્ઝાય ॥ મે૦ ॥ ૧૪ ॥ ઇતિ. ॥

---

## अथ श्री मूर्ख प्रतिबोध सज्झाय.

જ્ઞાન કહિ નવિ થાય, મૂરખને જ્ઞાન કહિ નવિ થાય ॥ કહેતાં પોતાનું પણ જાય, મૂ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ શ્વાન હોય તે ગંગાજળમાં, સો વેળા જો ન્હાય ॥ અઠશઠ તીરથ ફરિ આવે પણ, શ્વાનપણું નવિ જાય ॥મૂ૦॥ કહે૦ ॥ ૨ ॥ ક્રૂર સર્પ પયપાન કરંતાં, સંતપણું નવિ થાય ॥ કસ્તૂરિનું ખાતર જો કીજે, વાસ લસણ નવિ જાય ॥ મૂ૦ ॥ કહે૦ ॥ ૩ ॥ વૃષા સમે સુઘરી તે પક્ષી, કપી ઉપદેશ કરાય ॥ તે કપિને ઉપદેશ ન લાગ્યો, સુઘરી ગૃહ વિખાય ॥ મૂ૦ ॥ કહે૦ ॥ ૪ ॥ નદી માંહે નિશિ દિન રહે પણ, પાષાણપણું નવિ જાય ॥ લોહ ધાતુ ટંકણ જો લાગે, અગ્નિ તુરત ઝરાય ॥ મૂ૦ ॥ કહે૦ ॥ ૫ ॥ કાગ કંઠમાં મુક્તાફળની, માળા તે ન ધરાય ॥ ચંદન ચર્ચિત અંગ કરીજે, ગર્ધવ ગાય ન થાય ॥ મૂ૦ ॥ કહે૦ ॥ ૬ ॥ સિંહ ચરમ કોઇ શિયાળ સુતને, ધારે વેષ બનાય ॥ શિયાળ સુત પણ

સિંહ ન હોવે, શિયાળપણું નવિ જાય ॥મૂ૦॥ કહે૦ ॥ ૭॥ તે માટે મૂરખથી અળગા, રહે તે સુખીયા થાય ॥ ઊખર ભૂમિ બીજ ન હોવે, ઉલટું બીજ તે જાય ॥ મૂ૦ ॥ કહે૦ ॥ ૮ ॥ સમકિતધારી સંગ કરીજે, ભવ ભય ભીતિ મિટાય ॥ મયાવિજય સદગુરૂ સેવાથી, બોધિબીજ સુખ પાય ॥ મૂ૦ ॥ કહે૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી આઠમદની સજ્ઝાય.

મદ આઠ મહા મુનિ વારિયે, જે દુર્ગતિના દાતારો રે ॥ શ્રી વીર જિણેસર ઉપદિસે, ભાંખે સોહમ ગણધારો રે ॥ મદ૦ ॥ ૧ ॥ હાં જી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિકેશીયે કીધો રે ॥ ચંડાળ-તણે કુળ ઉપન્યો, તપથી સવિ કારજ સીધો રે ॥ મદ૦ ॥ ૨ ॥ હાં જી કુળ મદ બીજો દાખીયો, મરિચી ભવે કીધો પ્રાણી રે ॥ કોડાકોડિ સાગર ભવમાં ભમ્યો, મદ મ કરો ઇમ મન જાણી રે ॥ મદ૦ ॥ ૩ ॥ હાં જી બળ મદથી દુઃખ પામીયા, શ્રેણિક વસુભૂતિ જીવો રે ॥ જઇ ભોગવ્યાં દુઃખ નરકતણાં, મુખ પાઠંતાં નિત રીવો રે ॥ મદ૦ ॥ ૪ ॥ હાંજી સનતકુમાર નરેસરૂ, સુર આગળ રૂપ વખાણ્યું રે ॥ રોમ રોમ કાયા બગડી ગઇ, મદ ચોથાનું એ ટાણું રે ॥ મદ૦ ॥ ૫ ॥ હાં જી મુનિવર સંયમ પાળતાં, તપનો મદ મનમાં આયો રે ॥ થયા કૂરગડુ ઋષિરાજીયા, પામ્યા તપનો અંતરાયો રે ॥ મદ૦ ॥ ૬ ॥ હાં જી દેશ દશારણનો ધણી, રાય દશાર્ણભદ્ર અભિમાની રે ॥ ઇંદ્રની ઋદ્ધિ દેખી બૂઝીયો, સંસાર તજી થયો જ્ઞાની રે ॥ મદ૦ ॥ ૭ ॥ હાં જી સ્થૂળીભદ્રે વિદ્યાનો કરચો, મદ સાતમો જે દુઃખદાઈ રે ॥ શ્રુત પૂરણ અર્થ ન પામીયા, જુઓ માન તણી અધિકાઇ રે ॥ મદ૦ ॥ ૮ ॥ રાય સુભૂમ ષટ ખંડનો ધણી, લોભનો મદ કીધો અપાર રે ॥ હય ગય રથ સબ સાયર ગળ્યું, ગયો સાતમી નરક મઝાર રે ॥ મદ૦ ॥ ૯ ॥ ઇમ તન ધન જોવન રાજ્યનો, મ ધરો મનમાં અહંકારો રે ॥ એ અથિર અસત્ય સવિ કારમું, વિણસે ક્ષણમાં બહુ વારો રે ॥ મદ૦ ॥ ૧૦ ॥ મદ આઠ નિવારો વ્રત ધરી, પાળો સંયમ સુખ કારી રે ॥ કહે માનવિજય તે પામશે, અવિચળ પદવી નર નારી રે ॥ મદ૦ ॥ ૧૧ ॥ ઇતિ. ॥

# અથ શ્રી રાજીમતિ અને રહનેમીનો સંવાદ.

( વાયા વાયા ઉત્તર દિશિના વાય જો. એ દેશી )

રહનેમી અંબર વિણુ રાજુલ દેખી જો, મદનોદય મોહ્યા મુનિ ચિત ગવેષી જો ॥ કહે સુંદરી સુંદર મેળા સંસારમાં જો ॥ ૧ ॥

સંસારે મેળા આવે શે કાજ જો, ચીર ધરી કહે રાજુલ તુમે મુનિરાજ જો ॥ આજ કિશું સંભારો મેળા વીસરચા જો ॥ ૨ ॥

વિસરે નહી રાગીને પૂરવ પ્રીત જો, પ્રીત કરી રહે દૂર એ મુરખ રીત જો ॥ ચતુરશું ચિત્ત મેળાવો ચતુરને સાંભરે જો ॥ ૩ ॥

સાંભરે પણુ હમશું તુમ શો મેળાપ જો, દિયર ભોજાઇ પણાની જગમાં છાપ જો ॥ તેમાં શો ચિત્તમેળો ફોગટ રાગનો જો ॥૪॥

ફોગટ રાગે રોતાં તુમે ઘર માંહીજો, તજિ તુમને મુજ ભાઇ ગયા વનમાંહી જો ॥ અમે તુમ ઘેર નિત વાત વિસામે આવતા જો ॥૫॥

આવતા તો હું દેતી આદરમાન જો, પ્રીતમ લધુ બંધવ મુજ ભાઈ સમાન જો ॥ કંત વિયોગે તુમશું વાત વિસામતી જો ॥૬॥

વીસામા વનિતાને વલ્લભ કેરા જો, અણુપરણી કન્યાને કંત ઘણેરા જો ॥ એક પખો જે રાગ તે ધરવો નવિ ઘટે જો ॥ ૭ ॥

નવિ ધરે સતીયો જે નામ ધરાવે જો, બીજો વર વરવા ઇચ્છિા નવિ ભાવે જો ॥ ન ફરે પંચની સાખે જે તિલકે ધરચો જો ॥૮॥

તિલક ધરે તે તો સામાન્ય ઠરાય જો, મંગળ વરત્યે કર મેળાપક થાય જો ॥ માય પછી વોળાવે કન્યા સાસરે જો ॥ ૯ ॥

સાસરિયે કુમારી જમવા જાય જો, વસ્તું સામાન્ય વિશેષે લઈ સમવાય જો ॥ કર મેળાવા પહેલાં મનમેળા કરે જો ॥ ૧૦ ॥

મેળા કરવા અમે તુમ ઘેર આવંતા જો,ભુષણુ ચીવર મેવા ફળ લાવંતા જો ॥ તુમ લેતાં અમને થઇ આશા મોટકી જો ॥ ૧૧ ॥

મ્હોટી આશા શી થઇ તુમ દિલમાંહી જો, દેવર જાણી હું લેતી ઉચ્છાંહી જો ॥ સસરાનું ઘર લહિ ન ધરી શંકા અમે જો ॥૧૨॥

અમે જાણ્યું પતિ વિણુ રાજુલ ઓશિયાળી જો, એહને પરણી સુખભર પ્રીતડી પાળી જો ॥ દંપતિ દીક્ષા લેશું જોવનમાં નહી જો ॥૧૩॥

નહિ ઓશિયાળી હું જગમાં કહેવાણી જો, ત્રણ્ય જગતના રાજાની હું રાણી જો ॥ ભૂતળ સરગે ગવાણી પ્રભુ ચરણે રહી જો ॥૧૪॥

રહી ચરણે તો સુખ સંસાર ઠગાણી જો, ચંપકવરણી તુજ કાયા સોસાણી જો ॥ તપ જપ કષ્ટ જે કરવું તે વૃદ્ધા પણે જો ॥ ૧૫ ॥

વૃદ્ધાપણે મુનિને નવિ થાય વિહાર જો, થિરવાસે એક ઠામ રહે અણગાર જો ॥ જે જે કારજ સ.ધવું તે જોવન વયે જો ॥ ૧૬ ॥

જોવન વય ઝગમગતી તુમ હમ જોગ જો, ચાલો ઘેર જઈ વિલસિયે સુખ ભોગ જો ॥ વાત બની એકાંતે ગુફામાં પુણ્યથી જો॥૧૭॥

પુણ્યે દીક્ષા લીધી પ્રભુની પાસ જો, સંયમથી સુર મુગતિતણાં સુખવાસ જો ॥ વિરૂઆં વિષ ફળ ખાવા ઇચ્છા શી કરો જો ॥૧૮॥

શી કરો તો પાસ પ્રભુ અણગાર જો, ઉપદેશે ઘર છંડી થસે મુનિ ચાર જો ॥ તે ભવ મોક્ષ સુણીને કિમ જઈ ઘેર વશ્યાજો ॥૧૯॥

ઘેર વશા પણ મુનિ દીઠા તપ કરતા જો,પશ્ચાત્ત.પ કરિ ફરિ સંયમ ધરતા જો ॥ પરિશાટન કરી પરમાતમ પદવી વરયા જો ॥૨૦॥

વરિ પદવી પણ ભુકતભોગી થઇ તેહ જો, તુમ ઉપર અમને પૂરવનો નેહ જો ॥ અધુરાને દુક્કર સંયમ સાધન વિધિ જો ॥૨૧॥

વિધિયે વ્રત ધરી થાવચ્ચાકુમાર જો, સિદ્ધગિરિ સિધ્યા સાથે સાધુ હજાર જો ॥ વીરને વારે અઇમુત્તો મુગતે જશે જો ॥૨૨॥

જશે ખરા પણ બાળપણામાં જોગી જો, વાત ન જાણે સો સંસારિક ભોગી જો ॥ ભુગતભોગી થઇ અંતે સંયમ સાધશું જો ॥ ૨૩ ॥

સાધશુ અંતે સંયમ તે સવિ ખોટું જો, જરાપણાનું દુઃખ સંસારે મ્હોટું જો ॥ વ્રત ભાગીને જીવ્યા તે નરકે ગયા જો ॥૨૪॥

ગયા નરકે તે જેણે ફરિવ્રત નવિ ધરિયાં જો ॥ ભાગે પરિણામે સંયમ આચરિયાં જો ॥ ચારિત્રે ચિત્ત ઠરશે ઇચ્છા પૂરણે જો ॥૨૫॥

ઇચ્છા પૂરણ કોઇ કાળે નવિ થાવે જો, સ્વર્ગતણાં સુખ વાર અનંતી પાવે જો ॥ ભવ ભય પાપી પંડિત દીક્ષા નવિ તજે જો ॥૨૬॥

નવિ તજે તો પૂરવધર કિમ ચૂકયા જો, રહી ઘરવાસે તપ જપ વેષ જ મુકયા જો ॥ અરિહા વાત એકાંતે શાસન નવિ કહે જો ॥૨૭॥

કહે એકાંતે બ્રહ્મચર્ય જિનવરિયા જો, વ્રત તજિ પુરવધર નિગોદે પડિયા જો ॥ વિષ ખાતાં સંસારે કુણ સુખીયા થયા જો ॥૨૮॥

થયા જિનેશ્વર સુખ વિલસી સંસારે જો,કેવળ પામી પછી જગતને તારે જો ॥ દીક્ષા લેશું આપણે સુખ લીલા કરી જો ॥ ૨૯ ॥

કિરિયા સંયમ જિન આણા શિર ધારો જો, ચળ ચિત્ત કરીને ચરણતાગું ફરી હારો જો ॥ વમન ભખંતાં શ્વાનપરે વાંછા કરો જો ॥૩૦॥

કરયો અમને તુમે શ્વાન બરોબર સાચો જો, તો તુમશું હવે રાગ તે ધરવો કાચો જો ॥ લાગ્યો તમાચો શિક્ષાનો મુજને ઘણો જો ॥૩૧॥

કરચો અમને તુમે શ્વાન બરોબર સાચો જો, તો તુમશું હવે રાગ તે ધરવો કાચો જો ॥ લાગ્યો તમાચો શિક્ષાનો મુજને ઘણો જો॥૩૧॥

મુજને ઘણો છે દીયરિયાનો રાગ જો, તેણે કહું છું અ ગંધન કુળના નાગ જો ॥ અગનિ પડે પણ વિષ વમિયું ચૂસે નહી જો ॥૩૨॥

ચૂસે નહી તિર્યંચ પશુ વિખ્યાત જો ॥ તેથી ભુંડો હું નર ક્ષત્રી જાત જો ॥ તું ગુરૂમાતા વાત કિહાં કરશો નહી જો ॥ ૩૩ ॥

કરશો નહી પણ જાણે જિનવર જ્ઞાની જો, જ્ઞાની આગળ વાત ન જગમાં છાની જો ॥ પ્રભુ પાસે આલોયણ લેઈ નિર્મળ થવું જો ॥૩૪॥

નિર્મળ થાવા જઇશું પ્રભુની પાસે જો, મિચ્છામિ દુક્કડં તુમશું શુભ વાસે જો ॥ કૂપ પડંતા તુમે કર ઝાલી રાખિયો જો ॥ ૩૫ ॥

રાખે આતમ પોતાનો મુનિરાયા જો, સ્વામી સહોદર માત શિવાના જાયા જો ॥ રહનેમી સંયમે ઠરિયા ઇમ સાંભળી જો ॥૩૬॥

સાંભળી જઇ પ્રભુ ચરણે શીશ નમાવી જો, આલોયણ લેઈ ઉજ્વળ ભાવના ભાવીજો॥કેવળ પામી શીવપદવી વરિયા સુખે જો॥૩૭॥

સુખે રહી ઘરમાં શત વરસ તે ચાર જો, એક વરસ છદ્મસ્થે રાજુલ નાર જો ॥ એક વિહૂણાં પાંચશે વરસ જ કેવળી જો ॥ ૩૮॥

કેવળી થઇને વિચરચા દેશ વિદેશ જો, બહુ જન તારચા દેઈ વર ઉપદેશ જો ॥ શિવસુખ સજ્જાયે પોઢચા અ ગુરૂ લઘુ ગુણે જો ॥૩૯॥

ગુણે કરી દોઇ ગાયા સુણજ્યો સયણાં જો, એક એક ગાથા અંતર બેહુનાં વયણાં જો॥ શુભ વીર વિવેકી નિત્ય વંદન કરે જો ॥ ૪૦ ॥

---

## અથ શ્રી સુલસાની સજ્ઝાય.

( ઇણ અવસર એક આવી જંબુકી રે. એ દેશી. )

ધન ધન સુળસા સાચી શ્રાવિકા જી, જેહને નિશ્ચળ ધર્મનું ધ્યાન રે ॥ સમકિતધારી નારી જે સતી જી, જેહને વીર દિયે બહુમાન રે ॥ ધન ધન૦॥૧॥ એક દિન અંબડ તાપસ પ્રતિબોધવા જી, જંપે એહવું વીર જિણેશ રે ॥ નયરી રાજગૃહી સુળસા ભણી જી, કહેજ્યો અમારો ધર્મ સંદેશ રે ॥ ધન૦ ॥ ૨ ॥ સાંભળી અંબડ મનમાં ચિંતવે જી, ધર્મલાભ ઇશોજી વયણ રે ॥ એહવું કહાવે જિનવર જે ભણી જી, કેવું રૂડું દઢ તસ સમકિત રયણ રે ॥ધન૦ ॥ ૩ ॥ અંબડ તાપસ પરીક્ષા કારણે જી, આવ્યો રાજગૃહીને બાર રે ॥ પહેલું બ્રહ્મા રૂપ વિકુર્વ્યું જી, વૈક્રિય શક્તિપણે અનુસાર રે ॥

ધન૦ ॥ ૪ ॥ પહેલી પોળે પ્રગટ્યો પેખિને જી, ચૌમુખ બ્રહ્મા વંદન કોડ રે ॥ સઘળી રાજ પ્રજા સુળસા વિના જી, તેને આવી નમે કરજોડ રે ॥ ધન૦ ॥૫॥ બીજે દિન દક્ષિણ પોળે જઇજી, ધરિ-કૃષ્ણ તણો અવતાર રે ॥ આવ્યા પુરજન તિહાં સઘળા મળી જી, નાવી સુળસા સમકિત ધારિ રે ॥ ધન૦ ॥ ૬ ॥ ત્રીજે દિવસે પશ્ચિમ બારણે જી, ધરિયું ઇશ્વર રૂપ મહંત રે ॥ તિમ હિજ ચોથે થઇ પચ-વીશમો જી, આવી સમવસરયો અરિહંત રે ॥ ધન૦ ॥૭॥ તો પણ સુળસા નાવી વાંદવા જી, તેહનું જાણી સમકિત સાચ રે ॥ અંબડ સુળસાને પ્રણમી કરી જી, કરજોડી કહે એહવી વાચ રે॥ ધન૦॥૮॥ ધન્ય તું સમકિત ધારી શિરોમણિજી, ધન્ય તું સમકિત વિશવા વીશ રે ॥ એમ પ્રસંશી કહે સુળસા ભણી જી, જિનજીયે કહિ છે ધર્મ આશીષ રે ॥ ધન૦॥૯॥ નિશ્ચળ સમકિત દેખી સતી તણું જી, તે પણ હુઓ દ્રઢ મન માંય રે ॥ ઇણિપરે શાંતિવિમળ કવિરાયનો જી, બુદ્ધ કલ્યાણવિમળ ગુણ ગાય રે ॥ ધન૦ ॥ ૧૦ ॥ ઇતિ. ॥

---

## अथ श्री ढंढणऋषिनो सज्झाय.

ઢંઢણ ઋષિજીને વંદણા ॥ હું વારી લાલ ॥ ઉત્કૃષ્ટો અણગાર રે॥ હું વારી લાલ ॥ અભિગ્રહ લીધો આકરો ॥ હું વારી૦॥ લબ્ધે લે શું આહાર રે ॥ હું વારી૦ ॥ ઢં૦ ॥૧॥ દિન પ્રત્યે જાવે ગોચરી ॥ હું૦॥ ન મિલે શુદ્ધ આહાર રે ॥ હું૦ ॥ ન લીએ મૂળ અ સૂઝતો ॥ હુ૦॥ પિંજર હુઓ ગાત રે ॥ હું૦॥૨॥ હરિ પૂછે શ્રી નેમિને ॥ હું૦॥ મુનિવર સહસ અઢાર રે ॥ હું૦॥ ઉત્કૃષ્ટો કોણ એહમેં॥ હું૦॥ મુજને કહો કૃપાળ રે ॥ હું૦ ॥ ૩ ॥ ઢંઢણ અધિકો દાખીયો ॥ હું૦ ॥ શ્રીમુખ નેમિ જિણંદ રે ॥ હું૦ ॥ કૃષ્ણ ઉમાહ્યો વાંદવા ॥ હું૦॥ ધન્ય જાદવ કુળ ચંદ રે॥ હું૦ ॥ઢં૦ ॥૪॥ ગલિઆરે મુનિવર મળ્યા ॥ હું૦ ॥ વાંદે કૃષ્ણ નરેશ રે॥ હું૦ ॥ કિણહી મિથ્યાત્વી દેખિને ॥ હું૦॥ આવ્યો ભાવ વિશેષ રે ॥ હું૦ ॥ ઢં૦॥૫॥ આવો અમ ઘર સાધુજી ॥ હું૦॥ લ્યો મોદક છે શુદ્ધ રે ॥ હું૦॥ ઋષિજી લેઈ આવીયા ॥ હું૦॥ પ્રભુ જી પાસ વિસુદ્ધ રે ॥ હું૦ ॥ ઢં ॥૬॥ મુજ લબ્ધે મોદક મિળ્યા ॥ હું૦॥ મુજને કહો કૃપાળ રે॥ હું૦ ॥ લબ્ધિ નહી વચ્છ તાહરી ॥ હું૦ ॥ શ્રીપતિ લબ્ધિ નિહાળ રે ॥ હું૦॥ ઢં૦ ॥૭॥ તો મુજને લેવો નહી ॥ હું૦॥ ચાલ્યો પરઠણ કાજ રે ॥ હું૦॥૮॥

નિભાડે જોઇને ॥ હું૦ ॥ ચુરે કર્મ સમાજરે ॥ હું ॥ ઢં ॥ ૮ ॥ આવી સૂધી ભાવના ॥ હું૦ ॥ પામ્યા કેવળનાણુ રે ॥ હું૦ ॥ ઢંઢણુઋષિ મુગતેં ગયા ॥ હું૦ ॥ કહે જિનહર્ષ સુજાણુ રે ॥ હું૦ ॥ ઢં૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી દશવૈકાલિક સૂત્રની સજ્ઝાયો.

## તત્ર પ્રથમ અધ્યયન સજ્ઝાય.

( સુગ્રીવ નગર સોહામણું જી. એ દેશી. )

શ્રી ગુરુ પદ પંકજ નમી જી, વળિ ધરિ ધર્મની બુદ્ધ ॥ સાધુ ક્રિયા ગુણુ ગાયશું જી, કરવા સમક્તિ શુદ્ધ ॥ મુનીસર ॥ ધર્મ સયળ સુખકાર ॥ એ આંકણી ॥ ૧ ॥ જીવદયા સંયમ તવો જી, ધર્મ એ મંગળ રૂપ ॥ જેહના મનમાં નિત વસે જી, તસ નમે સુર નર ભૂપ ॥ મુ૦ ॥ ૨ ॥ ન કરે કુસુમ કિલામના જી, વિચરતા જિમ તરૂવૃંદ ॥ સંતોષે વળિ આતમા જી, મધુકર ગ્રહી મકરંદ ॥ મુ૦ ॥ ૩ ॥ તિણિ પરે મુનિ ઘર ઘર ભમે જી, લેવે શુદ્ધ જ અહાર ॥ ન કરે બાધા કોઇ ને જી, દિયે પિંડને આધાર ॥ મુ૦ ॥ ૪ ॥ પહેલે દશવૈકાલી કે જી, અધ્યયને અધિકાર ॥ ભાંખ્યો તે આરાધતાં જી, વૃદ્ધિવિજય જયકાર ॥ મુ૦ ॥ ૫ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી બીજા અધ્યયનનો સજ્ઝાય.

( શીળ સોહામણું પાળીયે. એ દેશી. )

નવમા નેમિ જિણુંદને, રાજુલ રૂડી નાર રે ॥ શીળ સુરંગી સંથરે, ગોરી ગઢ ગિરનાર રે ॥ શીખ સુહામણી મન ધરો ॥ ૧ ॥ તુમે નિરૂપમ નિર્ગ્રંથ રે ॥ સવિ અભિલાષ તજી કરી, પામો સંયમ પંથ રે ॥ શીખ૦ ॥ ૨ ॥ પાઉસ ભીની પદમિણી, ગઈ ગુફામાંહિ તેમ રે ॥ ચતુરા ચીર નિચોવતી, દીઠી ઋષિ રહનેમ રે ॥ શીખ૦ ॥ ૩ ॥ ચિત્ત ચળે ચારિત્રિયો, વયણુ વદે તવ એમ રે ॥ સુખ ભોગવિયે સુંદરી, આપણું પૂરવ પ્રેમ રે ॥ શીખ૦ ॥ ૪ ॥ તવ રાયજાદિ તે ઇમ ભણે, ભૂંડા એમ શું ભાંખે રે ॥ વયણુ વિરૂદ્ધ એ બોલતાં, કાંઇ કુળ લાજ ન રાખે રે ॥ શીખ૦ ॥ ૫ ॥ હું પુત્રી ઉગ્રસેનની, તું યાદવ કૂળ જાયો રે ॥ એ નિર્મળ કુળ આપણું, તો કિમ અકારજ

થાયો રે ॥ શીખ૦ ॥ ૬ ॥ ચિત્ત ચળાવીશ ઇણિપરે, નિરખી જે તું નારી રે ॥ તો પવનાહત તરૂ પરે, થઈશ અથિર નિરધારી રે ॥ શીખ૦ ॥ ૭ ॥ ભોગ ભલા પરિહરયા, તે વળિ વંછે જેહ રે ॥ વમન ભખી કૂકર સમો, કહિયે કુકરમી તેહ રે ॥ શીખ૦ ॥ ૮ ॥ સર્પ અગંધન કુળ તણા, કરે અગનિ પ્રવેશ રે ॥ પણ વમિયું વિષ નવિ લિયે, જુઓ જાતિ વિશેષ રે ॥ શીખ૦ ॥ ૯ ॥ તિમ ઉત્તમ કૂળ ઊપન્યા, છાંડી ભોગ સંયોગ રે ॥ ફરી તેહને વંછે નહી, હોય જો પ્રાણ વિયોગ રે ॥ શીખ૦ ॥ ૧૦ ॥ ચારિત્ર કિમ પાળી શકે, જો નવિ જાય અભિલાષ રે ॥ સીદાતો સંકલ્પથી, પગ પગ ઇમ જિન ભાખ રે ॥ શીખ૦ ॥ ૧૧ ॥ જો કણ કંચન કામિની, અછતી અણુ-ભોગવતા રે ॥ ત્યાગી ન કહીયે તેહને, જુડતે સવિ ભોગવતા રે ॥ શીખ૦ ॥ ૧૨ ॥ ભોગ સંયોગ ભલા લહી, પરિહરે જે નિરીહ રે ॥ ત્યાગી તેહ જ ભાંખીયે, તસ પદ નમું નિશ દીહ રે ॥ શીખ૦ ॥ ૧૩ ॥ ઇમ ઉપદેશ અંકૂશડે, મયગળ પરે મુનિરાજો રે ॥ સંયમ મારગ થિર કરયો, સારયો વંછિત કાજો રે ॥ શીખ૦ ॥ ૧૪ ॥ એ બીજા અધ્યયનમાં, ગુરૂ હિત શીખ પ્રકાસે રે ॥ લાભવિજય કવિ રાયનો, વૃદ્ધિવિજય ઇમ ભાસે રે ॥ શીખ૦ ॥ ૧૫ ॥ ઈતિ. ॥

---

## अथ श्री त्रीजा अध्ययननी सज्झाय.

આધા કર્મી આહાર ન લીજે, નિશિ ભોજન નવિ કરિયે ॥ રાજ્ય પિંડને સજ્યાતરનો, પિંડ વળી પરિહરિયે કે ॥ મુનિવર, એ મારગ અનુસરિયે ॥ જિમ ભવજળ નિધિ તરિયે કે ॥ મુનિવર૦ ॥ ૧ ॥ સામો આણ્યો આહાર ન લીજે, નિત પિંડ નવિ આહરિયે ॥ શી ઇચ્છા એમ પૂછી આપે, તે નવિ અંગી કરિયે કે ॥ મુ૦ ॥ ૨ ॥ કંદ-મૂળ ફળ બીજ પ્રમુખ વળી, લવણાદિક સચિત્ત ॥ વરજે તિમ વળિ નવિ રાખીજે, તેહ સંનિધિ નિમિત્ત કે ॥ મુ૦ ॥ ૩ ॥ ઊગટણું પીઠી પરિ હરિયે, સ્નાન કદી નવિ કરિયે ॥ ગંધ વિલેપન નવિ આચરિયે, અંગ કુસુમ નવિ ધરિયે કે ॥ મુ૦ ॥ ૪ ॥ ગૃહસ્થનું ભાજન નવિ વાવરિયે, પરિ હરિયે વળિ આભરણ ॥ છાંયા કારણ છત્ર ન ધરિયે, ધરે ન વાનહી ચરણ કે ॥ મુ૦ ॥ ૫ ॥ દાતણ ન કરે દર્પણ ન ધરે, દેખે નવિ નિજ રૂપ ॥ તેલ ચોપડીને કાંકશી ન કીજે, દીજે ન વસ્ત્ર ધુપ કે ॥ મુ૦ ॥ ૬ ॥ માંચી પલંગે નવિ બેસીજે

કીજે ન વીંઝણે વાય ॥ ગૃહસ્થને ઘેર નવિ બેસીજે, વિણુ કારણુ સમુદાય કે મુ૦ ॥ ૭ ॥ વમન વિરેચન રોગ ચિકિત્સા, અગનિ આરંભ નવિ કીજે ॥ સોગઠાં શેત્રંજ પ્રમુખ જે ક્રીડા, તે પણ સવિ વરજીજે કે ॥ મુ૦ ॥ ૮ ॥ પાંચ ઇંદ્રિય નિજ વશ્ય આણીજે, પંચાશ્રવ પચખીજે ॥ પંચ સુમિત ત્રણ ગુપતિ ધરીને, છકાય રક્ષા તે કીજે કે ॥ મુ૦ ॥ ૯ ॥ ઉનાળે આતાપના લીજે, શીયાળે શીત સહીએ ॥ શાંત દાંત થઇ પરિસહ સહેવા, થિર વરસાળે રહિયે કે ॥ મુ૦ ॥ ૧૦ ॥ ઇમ દુષ્કર કરણી બહુ કરતાં, ધરતાં ભાવ ઉદાસી ॥ કરમ ખપાવી કેવળી હુવા, શિવ રમણી સુવિલાસી કે ॥ મુ૦ ॥ ૧૧ ॥ દશવૈકાલિક ત્રીજા અધ્યયને, ભાંખ્યો એહ આચાર ॥ લાભવિજય ગુરૂ ચરણ પસાયે, વૃદ્ધિવિજય જયકાર કે ॥ મુ૦ ॥ ૧૨ ॥ ઇતિ ॥

---

## અથ શ્રી ચોથા અધ્યયનની સજ્ઝાય.

( સુણ સુણ પ્રાણી રે, વાણી જિનતણી. એ દેશી. )

સ્વામી સુધર્મા રે કહે જંબુ પ્રતે, સુણ સુણ તું ગુણખાણિ ॥ સરસ સુધારસ હુંતી મીઠડી, વીર જિણેસર વાણિ ॥ સ્વામી૦ ॥ ૧ ॥ સૂક્ષમ બાદર ત્રસ થાવર વળી, જીવ વિરાહણ ટાળ ॥ મન વચ કાયા રે ત્રિવિધે થિર કરી, પહેલું વ્રત સુવિચાર ॥ સ્વામી૦ ॥ ૨ ॥ ક્રોધ લોભ ભય હાસ્યે કરી, મિથ્યા મ ભાંખો રે વયણ । ત્રિકરણ સુદ્ધે વ્રત આરાધજે, બીજું દિવસ રયણ ॥ સ્વામી૦ ॥ ૩ ॥ ગામ નગર વનમાંહી વિચરંતાં, સચિત અચિત તૃણ માત્ર ॥ કાંઈ અ દીધાં મત અંગીકરો, ત્રીજું વ્રત ગુણપાત્ર ॥ સ્વામી૦ ॥ ૪ ॥ સુરનર તિર્યંચ યોનિ સંબંધિઆ, મૈથુન કરી પરિહાર ॥ ત્રિવિધે ત્રિવિધે તું નિત પાળજે, ચોથું વ્રત સુખકાર ॥ સ્વામી૦ ॥ ૫ ॥ મણ કણ કંચન વસ્તુ પ્રમુખ વળી, સર્વ અચિત્ત સચિત્ત ॥ પરિગ્રહ મૂર્છા રે તેહની પરિહરી, ધરિ વ્રત પંચમ ચિત્ત ॥ સ્વામી૦ ॥ ૬ ॥ પંચ મહાવ્રત ઇણિ પરે પાળજ્યો, ટાળજો ભોજન રાત ॥ પાપસ્થાનક સઘળાં પરિહરિ, ધરજ્યો સમતા સવિ ભાવ ॥ સ્વામી૦ ॥ ૭ ॥ પૃથ્વી પાણી વાયુ વનસ્પતિ, અગ્નિ એ થાવર પંચ ॥ બિ તિ ચઉ પંચેંદ્રિય જળચર થળચર, ખચરા તસ એ પંચ ॥ સ્વામી૦ ॥ ૮ ॥ એ છકાયની છાંડુ વિરાધના, જયણા કરિ સવિ વાણ ॥ વિણ જયણાએ રે પાપ વિરાધના, ભાંખે તિહુયણ ભાણ ॥ સ્વામી૦

॥ ૯ ॥ જયણા પૂર્વક બોલતાં બેસતાં, કરતાં આહાર વિહાર ॥ પાપ કરમ બંધ કહિયે નવિ હુવે, કહે જિન જગદાધાર ॥ સ્વામી૦ ॥ ૧૦ ॥ જીવ અજીવ ને પહેલા ઓળખો, જિમ જયણા તસ હોય ॥ જ્ઞાન વિના નવિ જીવદયા પળે, ટળે નવિ આરંભ કોય ॥ સ્વામી૦ ॥ ૧૧ ॥ જાણપણાથી રે સંવર સંપજે, સંવરે કરમ ખપેઇ ॥ કર્મ ક્ષયથી રે કેવળ ઊપજે, કેવળે મુગતિ લહેઈ ॥ સ્વામી૦ ॥ ૧૨ ॥ દશવૈકાલીક ચોથા અધ્યયનમાં, અર્થ પ્રકાશ્યો રે એહ ॥ શ્રી ગુરૂ લાભવિજય પદ સેવતાં, વૃદ્ધિવિજય લહે તેહ ॥સ્વામી૦॥૧૩॥ઈતિ.॥

---

## અથ શ્રી પાંચમા અધ્યયનની સજ્ઝાય.

( વીરે વખાણી રાણી ચેલણા જી. એ દેશી. )

સૂઝતા આહારની ખપ કરોજી, સાધુજી સમય સંભાળ ॥ સંયમ શુદ્ધ કરવા ભણી જી, એષણા દુષણ ટાળ ॥ સુઝતા આહારની ખપ કરો જી ॥ ૧ ॥ પ્રથમ સજઝાય પોરશી કરી જી, અનુસરી વળી ઉપયોગ ॥ પાત્ર પડીલેહણ આચરો જી, આદરો ગુરૂ અનુયોગ ॥ સૂઝતા૦ ॥ ૨ ॥ ઠાર ધૂઅર વરસાદના જી, જીવ વિરાહણ ટાળ ॥ પગ પગ ઇરજા શોધતાં જી, હરિકાયાદિક નિહાળ ॥ સૂઝતા૦ ॥ ૩ ॥ ગેહ ગણિકા તણાં પરિહરો જી, જિહાં ગયાં ચળ ચિત્ત હોય ॥ હિંસક કૂળ પણ તિમ તજો જી, પાપ તિહાં પરતખ જોય ॥ સૂઝતા૦ ॥ ૪ ॥ નીજ હાથે બાર ઉઘાડી ને જી, પેસિયે નવિ ઘર માંહિ ॥ બાળ પશુ ભિક્ષુક પ્રમુખ ને જી, સંઘટિ ન જઇએ ઘર માંહિ ॥ સૂઝતા૦ ॥ ૫ ॥ જળ ફૂળ જલણ કણ લુણશું જી, ભેટતાં જે દિયે દાન ॥ તેહ કલપે નહિ સાધુ ને જી, વહોરવું અન્ન ને પાન ॥ સૂઝતા૦ ॥ ૬ ॥ સ્તન અંતરાય બાળક પ્રતે જી, કરીને રડતો ઠવેહ ॥ દાન દિયે જો ઊલટ ભરી જી, તો હિ પણ સાધુ વર જેહ ॥ સૂઝતા૦ ॥ ૭ ॥ ગર્ભવતી વળી જે દિયે જી, તે પણ અકલપ હોય ॥ માળે નિસરણી પ્રમુખે ચઢી જી, આણી દિયે કલપે ન સોય ॥ સૂઝતા૦ ॥ ૮ ॥ મુલ્યે આણ્યું પણ મત લિયો જી, મત લિયો કરી અંતરાય ॥ વહોરતાં થંભ ખંભાદિકે જી, ન અડકો થિર ઠવો પાય ॥ સૂઝતા૦ ॥ ૯ ॥ ઇણપરે દોષ સવિ છાંડતા જી, પામીએ આહાર જો શુદ્ધ ॥ તો લીએ દેહ ધારણ ભણી જી, અણ લહે તો તપ વૃદ્ધિ ॥ સૂઝતા૦ ॥ ૧૦ ॥ વચણ લજજા તૃષા ભૂખના જી. પરિસહથી થિર ચિત્ત ॥

ગુરૂ પાસે ઈરીયાવહિ પડિક્કમી જી, નિમંતરે સાધુને નિત ॥ સૂઝ-તા૦ ॥૧૧॥ શુદ્ધ એકાંત ઠામે જઈ જી, પડિક્કમી ઇરિયાવહી સાર॥ ભોજન દોષ સવિ છાંડિને જી, થિર થઈ કરવો આહાર ॥ સૂઝતા૦ ॥ ૧૨ ॥ દશવૈકાલીક પાંચમે જી, અધ્યયને કહ્યો એ આચાર ॥ તે ગુરૂ લાભવિજય સેવતાં જી, વૃદ્ધિ વિજય જયકાર ॥ સૂઝતા૦ ॥૧૩॥



## અથ શ્રી છઠા અધ્યયનની સજ્ઝાય.

( મમ કરો માયા કારમી. એ દેશી. )

ગણધર સુધર્મા ઈમ ઉપદિસે, સાંભળો મુનિવર વૃંદ રે ॥ થાનક અઢાર એ ઓળખો, જેહ છે પાપના કંદ રે॥ ગણધર૦॥૧॥ પ્રથમ હિંસા તિહાં છાંડીએ, જૂઠ નવિ ભાંખિયે વયણ રે ॥ તૃણ પિણ અદત્ત નવિ લીજીયે, તજીરે સવિ મેહુણ સયણ રે ॥ ગ૦ ॥ ૨ ॥ પરિગ્રહ મૂર્ચ્છા પરિહરો, નવિ કરો ભોજન રાત રે ॥છંડો છકાય વિરાધના, ભેદ સમજી સહુ ભાતિ રે ॥ ગ૦ ॥ ૩ ॥અકલ્પ આહાર નવિ લીજીયે, ઉપજે દોષ જે માંહી રે ॥ ધાતુનાં પાત્ર મતિ વાવરો, ગૃહિતણાં મુનિવર પ્રાંહી રે ॥ ગ૦ ॥૪॥ ગાદીએ માંચીએ નવિ બેસીએ, વારિયે સજ્જા પલંગ રે ॥ રાતે રહિયે નવિ તે સ્થળે, જિહાં હોવે નારી પ્રસંગ રે ॥ ગ૦ ॥ ૫ ॥ સ્નાન મંજ્જન નવિ કીજીએ, જિણે હોય મન તણો થોભ રે ॥ તેહ શણુ-ગાર વળી પરિહરો, દંત નખ કેશતણી શોભ રે ॥ ગ૦ ॥૬॥ છઠ્ઠે અધ્યયને ઈમ પ્રકાશીયો, દસવૈકાલિક એહ રે ॥ લાભવિજય ગુરૂ સેવતાં, વૃદ્ધવિજય લહ્યો તેહ રે ॥ ગ૦ ॥ ૭ ॥ ઈતિ. ॥

---

## અથ શ્રી સાતમા અધ્યયનની સજ્ઝાય.

( કપૂર હોય અતિ ઉજળો રે. એ દેશી. )

સાચું વયણ જે ભાંખીયે રે, સચ્ચા ભાષા તેહ ॥ સચ્ચા મોસા તે કહીએ રે; સાચું મૃષા હોય જેહ ॥ સાધુ જી, કરજ્યો ભાષા શુદ્ધિ ॥ કરી નિરમળ નિજ બુદ્ધિ ॥ સાધૂજી૦ ॥ ૧ ॥કેવળ જૂઠ જિહાં હોવે રે, તેહ અસચ્ચા જાણ ॥ સાચું નહી જુઠું નહી રે, અસત્યામૃષા ઠાણ ॥ સાધૂજી૦ ॥ ૨ ॥ એ ચારે માંહી કહીરે, પહેલી ભાષા દોય ॥ સંયમધારીયે બોલવી રે, વચન વિચારી જોય ॥ સાધૂજી૦ ॥ ૩ ॥ કઠિણ વયણ નવિ ભાંખીયે રે, ઢુંઢારો રે

કાર ॥ કોઇના મરમ ન બોલીયે રે, સાચા પણ નિરધાર ॥ સાધૂજી૦ ॥ ૪ ॥ ચોરને ચોર ન ભાંખીયે રે, કાણાને ન કહે કાણુ ॥ કહીએ ન અંધો અંધ ને રે, સાચું કઠીણ એ જાણુ ॥ સાધૂજી૦ ॥ ૫ ॥ જેહથી અનરથ ઉપજે રે ॥ પરને પીડા થાય ॥ સાચું વયણ તે ભાંખતાં રે, લાભથી ત્રોટો થાય ॥ સાધૂજી૦ ॥ ૬ ॥ ધરમ સહિત હિતકારીયા રે, ગરવ રહિત સમતોલ ॥ થોઠલા તે પિણ મીઠડા રે, બોલ વિચારી બોલ ॥સાધૂજી૦ ॥ ૭ ॥ ઇમ સવિ ગુણ અંગીકારી રે, પરિહરી દોષ અશેષ ॥ બોલતાં સાધને નવિ હુવે રે, કર્મબંધ લવલેશ ॥ સાધૂ જી૦ ॥ ૮ ॥ દશવૈકાલીક સાતમે રે, અધ્યયને એહ વિચાર ॥ લાભવિજય ગુરૂથી લહે રે, વૃદ્ધિવિજય જયકાર ॥ સાધૂ જી૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

## અથ શ્રી આઠમા અધ્યયનની સજ્જાય.

( વનમાળાની દેશી. )

કહે શ્રી ગુરૂ સાંભળો ચેલા રે, આચાર એ પુણ્યના વેલા રે ॥ છકાય વિરાહણ ટાળો રે, ચિત્ત ચોખે ચારિત્ર પાળો રે ॥ ૧ ॥ પુઢવી પાષાણ ન ભેદો રે, ફળ ફૂલ પત્રાદિ ન છેદો રે ॥ બીજ કુંપલ વન મતિ ફરસો રે, વીંજણે કરી વાય મ કરશો રે ॥ ૨ ॥ વળિ અગની મ ભેટશો ભાઇ રે, પીજ્યો પાણી ઉનું સદાઇ રે ॥ મત વાવરો કાચું પાણીરે, એહવી શ્રી વીરની વાણી રે ॥ ૩ ॥ હીમ ધૂંઅર વડ ઊંબરનાં રે, ફળ કુંથુઆ કીડી નગરા રે ॥ નિલ-પુલ હરિ અંકૂશ રે, ઇંડાળ એ આઠે પૂરા રે ॥૪॥ સ્નેહાદિક ભેદે જાણી રે, મત હણજ્યો સૂક્ષ્મ પ્રાણી રે ॥ પડિલેહી સવિ વાવર-જ્યો રે, ઉપગરણે પ્રમાદ મ કરજ્યો રે ॥ ૫ ॥ જયણાયે ડગલાં ભરજ્યો રે ॥ વાટે ચાલતાં વાત મ કરજ્યો રે ॥ મત જ્યોતિષ નિમિત્ત પ્રકાસો રે, નિરખો મત નાચ તમાસો રે ॥ ૬ ॥ દીઠું અણુ-દીઠું કરજ્યો રે, પાપ વયણ ન શ્રવણે ધરજ્યો રે ॥ અણસૂઝતો આહાર જ તજજ્યો રે, રાતે સંનિધિ સવિ વરજજ્યોરે ॥ ૭ ॥ બાવીશ પરિસહ સહજ્યો રે, દેહ દુઃખે ફળ સદહજ્યો રે ॥ અણ પામે કૃપણતા મ કરજ્યો રે, તપ શ્રુતનો મદ મ વહજ્યો રે ॥૮॥ સ્તુતિ નીંદા સમતા તુમે ગ્રહજ્યો રે, દેશ કાળ જોઇને રહજ્યો રે ॥ ગૃહસ્થશું જાતિ સગાઈ રે, મત કાઢજ્યો મુનિવર ભાઈ રે ॥ ૯ ॥

ન રમાડો ગૃહસ્થનાં બાળ રે, કરો કીરિયાની સંભાળ રે ॥ યંત્ર મંત્ર ઔષધના ભામો રે, મત કરજ્યો કુગતિનાં કામો રે ॥ ૧૦॥ ક્રોધે પ્રીત પૂરવની જાય રે, વળી માને વિનય પલાય રે ॥ માયા મિત્રાઇ નસાડે રે, સવિ ગુણને લોભ વિણુ સાડે રે ॥ ૧૧ ॥ તે માટે કષાય એ ચાર રે, અનુક્રમે દમજ્યો અણુગાર રે ॥ ઉપશમશું કેવળ ભાવે રે, સરળાઈ સંતોષ સભાવે રે ॥ ૧૨ ॥ બ્રહ્મચારીને જાણુજ્યો નારી રે, જેસી પોપટ ને મંજારી રે ॥ તેણે પરિહરો તસ પરસંગ રે, નવવાઠ ધરો વળિ ચંગ રે ॥ ૧૩ ॥ રસ લોલુપી થઇ મત પોસો રે, નિજ કાયા તપ કરી સોસો રે ॥ જાણો અથિર પુદગળ પિંડ રે, વ્રત પાળજ્યો પંચ અખંડ રે ॥ ૧૪ ॥ કહ્યું દશવૈ-કાલીકે એમ રે, અધ્યયને આઠમે તેમ રે ॥ ગુરૂ લાભવિજય થી જાણી રે, બુદ્ધ વૃદ્ધિવિજય મન આણી રે ॥ ૧૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી નવમા અધ્યયનનો સજ્ઝાય.

( શત્રુંજય જય જઇને લાલન, શત્રુંજય જઇએ. એ દેશી. )

વિનય કરેજ્યો ચેલા વિનય કરેજ્યો શ્રી ગુરૂ આણા શીર ધરેજ્યો ॥ ચેલા ॥ ક્રોધી માનીને પરમાદી, વિનય ન શીખે વળિ વિષવાદી ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૧ ॥ વિનય રહિત આશાતના કરતાં, બહુ ભવ ભટકે દુર્ગતિ ફરતાં ॥ ચેલા ॥ અગની સર્પ વિષ જિમ નવિ મારે, ગુરૂ આસાયણુ તેથી અધિક પ્રકારે ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૨ ॥ અવિનયિ દુઃખીયો બહુ સંસારી, અવિનયી મુગતિનો નહિ અધિકારી ॥ ચેલા ॥ કોહ્યા કાનની કૂતરી જેમ, હાંકી કાડે અવિનયી તેમ ॥ ( અવિનયકારીને ઇચ્છાચારી, રત્નત્રય હારી થાય ભિખારી ॥ પાઠાંતરે ) ॥ ચેલા ॥ વિનય૦ ॥૩॥ વિનય શ્રુત તપ વળી આચાર, કહિયે સમાધીનાં ઠામ એ ચાર ॥ ચેલા ॥ ચાર ચાર ભેદે એકેક, વળિ સમજો ગુરૂથી સુવિવેક ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૪ ॥ તે ચારે માં વિનય છે પહેલો, ધર્મ વિનય વિણુ ભાંખે તે ઘેલો ॥ ચેલા મૂળ થકી જેમ શાખા કહિયે, ધર્મક્રિયા તેમ વિનયથી લહિયે ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૫ ॥ ગુરૂ વિનયથી લહેશો સાર, જ્ઞાન ક્રિયા તપ જપ આચાર ॥ ચેલા ॥ ગરથ પાખે જેમ ન હોય હાટ, વિણુ ગુરૂ વિનયે ધરમની વાટ ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૬ ॥ ગુરૂ ન્હાનો પણુ મ્હોટો કહિયે, રાજા પરે તસ આણા વહિયે ॥ચેલા॥

અલ્પશ્રુત પણ બહુશ્રુત જાણો, ગુરૂ સાથે હઠવાદ મ તાણો ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૭ ॥ જિમ શશિ ગ્રહગણુમાં બિરાજે, મુનિ પરિવારમાં તિમ ગુરૂ ગાજે ॥ ચેલા ગુરૂથી અળગા મત રહો ભાઇ, ગુરૂ સેવે લહેશો ગિરૂઆઇ ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૮ ॥ ગુરૂ વિનયે ગીતારથ થાશો, વંછિત સવિ સુખ લખમી કમાશો ॥ ચેલા ॥ સંત દંત વિનયી લજ્જાળુ, તપ જપ ક્રિયાવંત દયાળુ ॥ ચેલા વિનય૦ ॥ ૯ ॥ ગુરૂ કુળવાસે વસતો શિષ્ય, પુજનિક હોવે વિશવાવીશ ॥ ચેલા ॥ દસવૈકાલીક નવમે અધ્યયને, અર્થ એ ભાંખ્યો કેવળી વયણે ॥ ચેલા ॥ વિનય૦ ॥ ૧૦ ॥ ઇણિપરે લાભવિજય ગુરૂ સેવી, વૃદ્ધિવિજય થિર લક્ષ્મી લહેવી ॥ ચેલા ॥ વિનય૦ ॥૧૧॥

---

## अथ श्री दशमा अध्ययननो सज्झाय.

( તે તરિયા ભાઇ, તે તરિયા ભાઇ, એ દેશી. )

તે મુનિ વંદો તે મુનિ વંદો, ઉપશમ રસનો કંદો રે ॥ નિર્મળ જ્ઞાન કળાનો ચંદો, તપ તેજે જેહવો દિણંદો રે ॥ તે મુનિ૦ ॥૧॥ પંચાશ્રવનો કરે પરિહાર, પંચ મહાવ્રત ધાર રે ॥ ષટકાય જીવતણા આધાર, કરતા ઉગ્ર વિહાર રે ॥ તે મુનિ૦ ॥ ૨ ॥ પંચ સુમતિ ત્રણ ગુપતિ આરાધે, ધરમ ધ્યાન નિરાબાધે રે ॥ પંચમી ગતિનો મારગ સાધે, શુભ ગુણઠાણે વાધે રે ॥ તે મુનિ૦ ॥૩॥ ક્રય વિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ નિરહંકારો રે ॥ ચારિત્ર પાળે નિર અતિચારે, ચાલંતો ખડગની ધારો રે ॥ તે મુનિ૦ ॥ ૪ ॥ ભોગને રોગ કરી જે જાણે, આપણપૂં ન વખાણે રે ॥ તપ શ્રુત રૂપનો મદ નવિ આણે, ગોપવી અંગ ઠેકાણે રે ॥ તે મુનિ૦ ॥ ૫ ॥ છાંડી ધણ કણ કંચન ગેહ, થઇ નિસ્પૃહી નિસ્નેહ રે ॥ ખેહ સમાણી જાણી દેહ, નવિ પોસે પાપે જેહ રે ॥ તે મુનિ૦ ॥ ૬ ॥ દોષ રહિત આહાર જે પામે, તે લૂખે પરિણામે રે ॥ લેતો દેહના સુખ નવિ કામે, જાગતો આઠે જામે રે ॥ તે મુનિ૦ ॥ ૭॥ રસના રસ રસિયો નવિ થાવે, નિરલોભી નિરમાયા રે ॥ સહે પરિસહ થિર કરી કાયા, અવિચળ જિમ ગિરિરાયા રે ॥ તે મુનિ૦ ॥ ૮ ॥ રાતે કાઉસગ કરે સમશાને, જો તિહાં પરિસહ જાણે રે ॥ જો નવી ચૂકે તેવે ટાણે, ભય મનમાં નવિ આણેરે ॥ તે મુનિ૦ ॥ ૯ ॥ કોઇ ઉપર ન ધરે ક્રોધ, દિયે સહુને પ્રતિબોધ રે ॥ કરમ આઠ જીતેવા જોધ, કરતા સંયમ શોધ રે ॥ તે

મુનિ૦ ॥ ૧૦ ॥ દશવૈકાલીક દશમે અધ્યયને, ઈમ ભાંખ્યો આચાર રોતેગુરૂ લાભવિજયથી પામે, વૃદ્ધિવિજય જયકારરે ॥ તેમુનિ૦॥૧૧॥

---

## अथ श्री सार्यप्रकाश सज्झाय.

( નમો નમો શ્રી શત્રુજય ગિરિવર. એ દેશી. )

સાધુ જી સંયમ સૂધો પાળો, વ્રત દૂષણ સવિ ટાળો રે ॥ દશવૈકાલીક સૂત્ર સંભાળો, મુનિ મારગ અજુવાળો રે ॥ સાધુ જી૦ ॥૧॥ રોગાંતિક પરિસહ સંકટ, પરસંગે પણ ધાર રે ॥ ચારિત્રથી ચૂકો મતિ પ્રાણી, ઇગ ભાંખે જિન સાર રે ॥ સા૦ ॥ ૨ ॥ ભ્રષ્ટાચારી ભૂંડો કહાવે, ઇહભવ પરભવ હારી રે ॥ નરક નિગોદ તણાં દુઃખ પામે, ભમતો બહુ સંસારી રે ॥ સા૦ ॥ ૩ ॥ ચિત્ત ચોખે ચારિત્ર આરાધે, ઉપશમ નીર અગાધે રે ॥ ઝીલે સુંદર સમતા દરિયે, તે સુખ સંપતિ સાધે રે ॥ સા૦ ॥૪॥ કામધેનુ ચિંતામણિ સરિખું, ચારિત્ર ચિત્તમેં આણો રે ॥ ઈહિ પરભવ સુખદાયક એ સમ, અવર નકાંઇ જાણો રે ॥ સા૦ ॥ ૫ ॥ શ્રીજજંભવ સૂરીયે રચ્યાં, દશ અધ્યયન રસાળાં રે ॥ મનકપુત્ર હેતે તે ભણતાં, લહિયે મંગળ માળા રે ॥ સા૦ ॥ ૬ ॥ શ્રી વિજયપ્રભુસૂરિ ને રાજ્યે, બુદ્ધલાભવિજયના શિષ્ય રે ॥ વૃદ્ધિવિજય વિબુધ આચાર, એ ગાયો સકળ જગીશ રે ॥ સા૦ ॥ ૭ ॥ ઈતિ. ॥

---

## अथ श्री मनओगणत्रीशीनो सज्झाय.

( ભોળીડા હંસા રે, વિષય ન રાચીએ. એ દેશી, )

જીવ મ મેલે રે એ મન મોકળું, મન મોકળડે રે હાણ ॥ સંકોચ્યાથી રે સંવર નીપજે, લહિયે પરમ કલ્યાંણ ॥ જીવ૦ ॥ ૧ ॥ એ મન ચંચળ ચિહું દિશે ડોલતું, ન ગણે કામ અકામ ॥ ક્ષણ નરપતિનાં રે ક્ષણ સુરપતિતણાં, વંછે સુખ અભિરામ ॥ જીવ૦ ॥ ૨॥ આગે ભીંત રે જાજરડી ખડી, ઊપર દે વળી ઠેલિ ॥ તેહને પડતાં રે વાર લાગે નહીં, તિમ મન અથિર મ મેલ ॥ જીવ૦ ॥ ૩ ॥ જિમ સુરગિરિની રે સુંદર ચૂળીકા, ભાંખી અચળ અડોલ ॥ પવન પ્રચંડે રે ઠામ ન ચાંતરે, તિમ થિર મન નિરમોલ ॥ જીવ૦ ॥ ૪ ॥ જો મન મ્હેલ્યું રે અતિ ઘણું મોકળું, જુઓ કુંડરિક અણુગા-

૨ ॥ ચારિત્ર ખોયું રે સહસ વરસતણું, પહોત્યો નરક મઝાર ॥ જીવ૦ ॥ ૫ ॥ જુગબાહુની રે ઘરણી કારણે, મણિરથ ચૂક્યો અપાર બાંધવ હણિયો રે નિજ હાથે કરી, હૈ હૈ વિષય વિકાર ॥ જીવ૦ ॥ ૬ ॥ લોક ઇમ કહે રે રાજા રાવણો, ત્રિભુવન કેરો રે લાલ ॥ સીતા હરણે રે ગતિ મતિ વીસરી, રામે કિયો બેહાલ ॥ જીવ૦ ॥ ૭ ॥ દ્રૌપદી રૂપે રે કીચક મોહીયો, વરજ્યો ન રહ્યો રે તેહ ॥ ભીમે કીધો રે જમનો પ્રાહુણો, પરનારીને રે નેહ ॥ જીવ૦ ॥ ૮ ॥ જમુના તીરે રે પારાશર જતી, તપ જપ કરતો અપાર ॥ મચ્છગંધાને રે રૂપે મોહીયો, તેહનો વ્યાસ કુમાર ॥ જીવ૦ ॥ ૯ ॥ સૂરીકંતા રે મનને મોકળે, કીધો કંત વિનાશ ॥ ચૂલણી રાણી રે પુત્ર વિણાસવા, લાખના મંદિર પાસ ॥ જીવ૦ ॥ ૧૦ ॥ મન સંકોચી રે રાખ્યું આપણું, ચક્રી સનતકુમાર ॥ સહુ પરિવારે વળિ વળિ વીનવ્યો, નાણ્યો નેહ લગાર ॥ જીવ૦ ॥ ૧૧ ॥ શેઠ સુદર્શન પોશહ પાળવા, રાખ્યો નિશ્ચળ ભાવ ॥ શૂળી ફીટી રે સિંહાસન હુંઆ, પ્રગટયો પુણ્ય પ્રભાવ ॥ જીવ૦ ॥ ૧૨ ॥ પરિસહ આવ્યાં રે મન નવિ ખંચીયું, ગજસુકુમાળ જગીશ ॥ તત્ક્ષણ હુવો રે અંતગડ કેવળી, ઓર ખંધક ગૂરૂ શિષ્ય ॥ જીવ૦ ॥ ૧૩ ॥ સઘળા માંહી રે અતિ ઘણો દોહિલો, મન કેરો રે વ્યાપાર ॥ ક્ષણ એક માંહે રે નરકે મોકલે, ક્ષણમાં મોક્ષ મઝાર ॥ શુદ્ધ પ્રણામી રે શ્રી ભરતેસરૂ, પામ્યા કેવળ સાર ॥ જીવ૦ ॥ ૧૫ ॥ મનથી બંધન મનથી મોક્ષ છે, હિયડે દેખી વિચાર ॥ જેણે નયણે રે નિરખે બ્હેનડી, તેણે નયણે નિજ નાર ॥ જીવ૦ ॥ ૧૬ ॥ પરિસહ દીધા રે જિનને આકરા, ખીલાને અધિકાર ॥ વૈદ્યે ઉદ્યમ ફળ સુખ પામીયાં, ગોપ ભમે રે સંસાર ॥ જીવ૦ ॥ ૧૭ ॥ જિણહી દાંતે રે નિજ બાલૂઅડાં, બિલ્લી ગ્રહે, મન ખંત ॥ તેહી જ દાંતે રે ઊંદરને ગ્રહે, મન પરિણતિની રે ભ્રાંત ॥ જીવ૦ ॥ ૧૮ ॥ મનને જેતી રે ભૂમિ દેખાડીયે, તિહાં તિહાં દોડયુ રે જાય ॥ અંકુશે કરિ જિમ માતો હાથીયો, ઠેરચાથી વશ થાય ॥ જીવ૦ ॥ ૧૯ ॥ મનનો સહજે રે નીચો ઢાળ છે, નીર તણી પરે જોય ઊંચો આવે રે સહુ ઉપાયથી, ઇમ જાણે સહુ કોય ॥ જીવ૦ ॥ ૨૦ ॥ મન વિણુ ચારિત્રકો પાળે ઘણું, દેસૂણાં પૂર્વ કોડિ ॥ મનની શુદ્ધ રે કોઈ એક જ દિનાં, અંતર બહુળો રે જોડિ ॥ જીવ૦ ॥ ૨૧ ॥ બહુ ભવનાં રે બહુળાં સંચીયાં, પોઢાં પાતક દેખ ॥

શુદ્ધે મને રે તે ક્ષણુમેં કરે, એ જિન વચન વિશેસ ॥ જીવ ॥૨૨॥ સોહલો, પંચાગ્નિનો સાધવો, સોહલો છે વનવાસ ॥ સોહલું મૌને રે રહેવું જીવને, સોહલો ગ્રંથ અભ્યાસ ॥ જીવ૦ ॥ ૨૩ ॥ દુક્કર હુઇ રે દુક્કર જેહથી, કરણી જગ અભિરામ ॥ તે આદરવી રે નરને સોહલી, પણુ દોહિલો શુદ્ધ પરિણામ ॥ જીવ૦ ॥ ૨૪ ॥ પારાધી થી રે ડરતી પંખણી, શંકાતી રહે જેમ ॥ તિમ જે મનને રે રાખે તેહને, ઇહ પરલોકે રે ખેમ ॥ જીવ૦ ॥ ૨૫ ॥ માથે ઘટ ધરી નટવી નાચતી, વંશ ચઢંતી રે જોય ॥ બ્રાહ્ય પ્રકારે જન મન રીઝવે, મન ઘટ ઉપરે રે હોય ॥ જીવ૦ ॥ ૨૬ ॥ ઇમ જે પ્રાણી રે નિશ્ચળ ધરિ રહે, જિન ગુણુ ઉપર રાગ ॥ તસ મન બાહિર જાવા ન પાવહી, જિમ પ્રવહણુનો રે કાગ ॥ જીવ૦ ॥ ૨૭ ॥ સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા ચઉ-વિહ સંઘ ઉલાસ ॥ શુદ્ધ પ્રણામે રે વરતે તેહનો, હું ભવ ભવનો રે દાસ ॥ જીવ૦ ॥ ૨૮ ॥ મનગુણુ તીશી રે જે નર સાંભળે, પાવે સુખ ભરપૂર ॥ પદ્મસૂરી શિષ્ય ગુણુસાગર કહે, પાપ પલાસે રે દૂર ॥ જીવ૦ ॥ ૨૯॥

## અથ શ્રી શાલિભદ્રની સજ્ઝાય.

પ્રથમ ગોવાળિયાતણે ભવે જી રે, દીધું મુનિવર દાન ॥ નયરી રાજગૃહી અવતરયો જી, રૂપે મયણુ સમાન ॥ સોભાગી રે, શાળી-ભદ્ર ભોગી રે હોય ॥ ૧ ॥ આંકણી ॥ બત્રીશ લક્ષણુ ગુણે ભર્યો જી રે, પરણ્યો બત્રીશ નાર ॥ માણુસને ભવે દેવનાં જી રે, સુખ વિલસે સંસાર ॥ સો૦ ॥ ૨ ॥ ગૌભદ્ર શેઠ તિહાં પૂરવે જી રે, નિત નિત નવલા રે ભોગ ॥ કરે સુભદ્રા ઉવારણાં જી રે, સેવ કરે બહુ લોક ॥ સો૦ ॥ ૩ ॥ એક દિન શ્રેણિક રાજિયો જી રે, જોવા આવ્યો રે રૂપ ॥ શરીર સુકોમળ અતિ ઘણું જી રે, દેખી હરખ્યો ભૂપ ॥ સો૦ ॥ ૪ ॥ વચ્છ વૈરાગે ચિંતવે જી રે, મુજ શિર શ્રેણિક-રાય ॥ પૂરવ પુણ્ય મેં નવિ ક્યાં જી રે, હવે તપ આદરશું માય ॥ સો૦ ॥ ૫ ॥ ઇણે અવસરે શ્રી જિનવરૂ જી રે, આવ્યા નયરી ઉદ્યાન ॥ શાળિભદ્ર મન ઊજમ્યો જી રે, વાંદ્યા પ્રભુના પાય ॥ સો૦ ॥ ૬ ॥ વીરતણી વાણી સુણી જી રે, સૂઠયો મેહ અકાળ ॥ એકેકી દિન પરિહરે જી રે, જિમ જળ છડે રે પાળ ॥ સો૦ ॥ ૭॥ માતા દેખી ટળવળે જી રે, માછલડી વિણુ નીર ॥ નારી સઘળી પાયે

પડે જી રે, મ મ છંડો સાહસ ધીર ॥ સો૦ ॥ ૮ ॥ વહુઅર સઘળી વીનવે જી રે, સાંભળો સાસુ વિચાર ॥ સર છંડી પાળે ચઢયો જી રે, હંસલો ઊડણહાર ॥ સો૦ ॥ ૯ ॥ ઈણુ અવસર તિહાં ન્હાવતાં જી રે, ધન્ના શિર આંસૂ પડંત ॥ કવણ દુઃખ તુજ સાંભર્યું જી રે, ઊંચું જોઇ કહે કંત ॥ સો૦ ॥૧૦॥ ચંદ્રમુખી મૃગલોચની જી રે, બોલાવી ભરતાર ॥ બંધવ વાત મેં સાંભળી જી રે, નારીનો પરિહાર ॥ સો૦ ॥૧૧॥ ધન્નો ભણે સુણુ ઘેલડી જી રે, શાળીભદ્ર પૂરો ગમાર ॥ જો મન આણ્યું છંડવા જીરે, વિલંબ ન કીજે લગાર ॥ સો૦ ॥૧૨॥ કહેતાં વાત જ સોહલી જી રે, કરતાં દોહલી હોય ॥ સો૦ ॥૧૩॥ જા રે જો તેં ઇમ કહ્યું જી રે, તો મેં છંડી રે આઠ ॥ પિઉડા મેં હસતાં કહ્યું જી રે, મૂકો છો શા માટ ॥ સો૦ ॥૧૪॥ ધણુ વચને ધન્નો નીસર્યો જી રે, જાણે પંચાયણ સિંહ ॥ જઇ સાળાને સાદ જ કરયો જી રે, ઘેલા ઉઠ અબીહ ॥ સો૦ ॥૧૫॥ કાળ આહેડી નિત્ય ભમે જી રે, પૂંઠે મ જોઈશ વાટ ॥ નારી બંધન દોરડી જી રે, ત્રોડી લે શુભ વાટ ॥ સો૦ ॥ ૧૬ ॥ જિમ ધીવર તિમ માછલો જી રે, ધીવરે નાંખી રે જાળ ॥ પુરૂષ પડી જિમ માછલો જી રે, તિમહિ અચિંત્યો કાળ ॥ સો૦ ॥ ૧૭ ॥ જોવનભર બિહું નિસર્યા જી રે, પહોત્યા વીરજીની પાસ ॥ દીક્ષા લીધી રૂયડી જી રે, પાળે મન ઉલ્લાસ ॥ સો૦ ॥ ૧૮ ॥ માસખમણુને પારણે જી રે, પૂછે શ્રી જિનરાજ ॥ અમને શુદ્ધ જ ગોચરી જી રે ॥ લાભ દેશે કુણુ આજ ॥ સો૦ ॥ ૧૯ ॥ માતા હાથે પારણો જી રે, થાશે તુમને રે આજ ॥ વીર વચન નિશ્ચય કરી જી રે, આવ્યા નગરી માંજ ॥ સો૦ ॥ ૨૦ ॥ ॥ ઘર આવ્યા નવિ ઓળખ્યા જી રે, ફરિયા નગરી મઝાર ॥ મારગ જાતાં મહિયારડી જી રે, સામી મળિ તેણિવાર ॥ સો૦ ॥ ૨૧ ॥ મુનિ દેખી મન ઉલ્લશું જી રે, વિકસિત થઇ તસ દેહ ॥ મસ્તક ગોરસ સૂઝતો જી રે, પડિલાભ્યો ધરિ નેહ ॥ સો૦ ॥ ૨૨ ॥ મુનિવર વોહરી ચાલિયા જી રે, શ્રી જિન પાસે આય ॥ મુનિ સંશય જઈ પૂછિયો જી રે, દાન દીધું માય ॥ સો૦ ॥ ૨૩ ॥ વીર કહે તુમે સાંભળો જી રે, ગોરસ વોહર્યો રે જેહ ॥ મારગ મળી મહિયારડી જી રે. પૂરવ જન્મ માય એહ ॥ સો૦ ॥ ૨૪ ॥ પુરવ ભવ જિન મુખે લહી જી રે, એકત્ર ભાવે રે દોય ॥ આહાર કરી મુનિ ધારિયો જી રે, અણુસણુ શુદ્ધ જ હોય ॥ સો૦ ॥ ૨૫ ॥ જિન આદેશ લહી કરી

જી રે, ચઢિયા ગિરિ વૈભાર ॥ શિલા ઊપર જઇ કરી જી રે, દોય મુનિ અણુસણ ધાર ॥ સો૦ ॥૨૬॥ માતા ભદ્રા સંચરયાં જીરે, સાથે બહુ પરિવાર ॥ અંતે ઉર પુત્ર જ તણો જી રે, લીધો સઘળો લાર ॥ સો૦ ॥ ૨૭ ॥ સમવસરણે આવી કરી જી રે, વાંદ્યા વીર જગતાત ॥ સકળ સાધુ વંદી કરી જી રે, પુત્ર જોવે નિજ માત ॥ સો૦ ॥ ૨૮ ॥ જોઇ સઘળી પરષદા જી રે, દીઠા ન દોય મુનિરાય ॥ કર-જોડી કરે વીનતિ જી, રે, ભાંખે શ્રી જિનરાય ॥ સો૦ ॥૨૯॥ વૈભા-રગિરિ જાઇ ચડ્યા જી રે, મુનિ હરિસણુ ઊમંગ ॥ સહ પરિવારે પરિવરયાં જી રે, પહોત્યાં ગિરિવર શૃંગ ॥ સો૦ ॥ ૩૦ ॥ દોય મુનિ અણુસણ ઉચ્ચરી જી રે, ઝીલે ધ્યાન મઝાર ॥ મુનિ દેખી વિલખાં થયાં જી રે, નયણે નીર અપાર ॥ સો૦॥૩૧॥ ગદ ગદ શબ્દે બોલતી જી રે, મળિ બત્રીશે રે નાર ॥ પિઉડા બોલો બોલડા જીરે, જિમ સુખ હોય અપાર ॥ સો૦ ॥૩૨॥ અમે તો અવગુણે ભરયાં જી રે, તુમે સહી ગુણ ભંડાર ॥ મુનિવર ધ્યાન ચૂકયા નહી જી રે, તેહરે વચને લગાર ॥ સો૦ ॥૩૩॥ વીરા નયણે નિહાળિએ જી રે, જિમ મન થાએ પ્રમોદ ॥ નયણ ઉઘાડી જોઇયે જી રે, માતા પામે મોદ ॥ સો૦ ॥ ૩૪ ॥ શાળિભદ્ર માતા મોહથી જી રે, પહોત્યા અમર વિમાન ॥ મહાવિદેહે સીઝશે જી રે, પામી કેવળજ્ઞાન ॥ સો૦ ॥૩૫॥ધન્નો ધર્મિ મુગતે ગયો જી રે, પામી શુકળ ધ્યાન ॥ જે નર નારી ગાયશે જી રે, સમયસુંદરની વાણ ॥ સો૦ ॥ ૩૬ ॥

---

## अथ श्री अढार पापस्थानकनो सज्झायो
## तत्र हिंसा पापस्थानक सज्झाय.

( કપૂર હોયે અતિ ઊજળો રે. એ દેશી. )

પાપ સ્થાનક પહેલું કહ્યું રે, હિંસા નામ દુરંત ॥ મારેજે જગ જીવને રે, તે લહે મરણ અનંત રે ॥ પ્રાણી, જિનવાણી ધરો ચિત્ત ॥ ૧ ॥ એ આંકણી ॥ માત પિતાદિ અનંતના રે, પામે વિયોગ તે મંદ ॥ દારિદ્ર દોહગ નવિ ટળે રે, મળે ન વલ્લભ વૃંદ રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ હોય વિપાકે દશગુણું રે, એકવાર કિયું કર્મ ॥ શતસહસ્ર કોડિ ગમે રે, તીવ્ર ભાવના મર્મ રે ॥ પ્રાણી૦ ॥૩॥ મર કહેતાં પણ દુઃખ હુએ રે, મારે કિમ નવિ હોય ॥ હિંસા ભગિની અતિ બૂરી

રે, વૈશ્વાનરની જોય રે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ તેહને જોરે જે હુવા રે, રૌદ્રધ્યાન પ્રમત્ત ॥ નરક અતિથિ તે નૃપ હુઆ રે, જેમ સુભૂમ બ્રહ્મદત્ત રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ રાય વિવેક કન્યા ક્ષમા રે, પરણાવે જસ સાય ॥ તેહ થકી દુરે ટળે રે, હિંસા નામ બલાય રે ॥ પ્રાણી૦॥૬॥

## અથ શ્રી મૃષાવાદ પાપસ્થાનક સજ્ઝાય.

( લાછલદે માત મલ્હાર. એ દેશી. )

બીજું પાપનું સ્થાન, મૃષાવાદ દુર્ધ્યાન ॥ આજ હો ॥ છંડો રે ભવિ મંડો ધર્મસું પ્રીતડી જી ॥ ૧ ॥ વૈર ખેદ અવિશ્વાસ, એહથી દોષ અભ્યાસ ॥ આજ હો ॥ થાએ રે નવિ જાએ વ્યાધિ અપથ્યથી જી ॥ ૨॥ રહેવું કાળિકસૂરિ, પરજન વચન તે ભૂરિ ॥ આજ હો ॥ સહેવું રે નવિ કહેવું જૂઠ ભયા દિકે જી ॥ ૩ ॥ આસન ધરત આકાશ, વસુનૃપ હુઓ સુપ્રકાશ ॥ આજ હો ॥ જૂઠે રે સુર રૂઠે ઘાલ્યો રસાતળે જી ॥ ૪ ॥ જે સત્યવ્રત ધરે ચિત્ત, હોય જગ માંહે પવિત્ર ॥ આજ હો ॥ તેહને રે નવિ ભય સુર વ્યંતર યક્ષથી જી ॥૫॥ જે નવિ ભાંખે અલીક, બોલે ઢાવું ઠીક ॥ આજ હો ॥ ટેકે રે સુ વિવેકે સુયશ તે સુખ વરે જી ॥ ૬ ॥ ઇતિ. ॥

## અથ શ્રી અદત્ત પાપસ્થાનક સજ્ઝાય.

( નિંદ્રડી વેરણ હુઇ રહી. એ દેશી. )

ચોરી વ્યસન નિવારીયે, પાપસ્થાનક હો ત્રીજું કહ્યું ઘોર કે ॥ ઇહભવ પરભવ દુઃખ ઘણાં, એહ વ્યસને હો પામે જગ ચોર કે ॥ ચો૦ ॥૧॥ ચોર તે પ્રાયે દરિદ્રિ હુએ, ચોરીથી હો ધન ન ઠરે નેટ કે ॥ ચોરનો કોણ ધણી નહી, પ્રાયે ભૂખ્યું હો રહે ચોરનું પેટ કે ॥ ચો૦ ॥૨॥ જિમ જળમાંહી નાંખીયો, તળે આવે હો જળ માં *અયગોળ કે ॥ ચોર કઠોર કરમ કરી, જાય નરકે હો તિમ નિપટ નિટોલ કે ॥ ચો૦ ॥ ૩ ॥ નાહું પડયું વળી વીસરયું, રહ્યું રાખ્યું હો થાપણ કર્યું જેહ કે ॥ તૃણ તુસ માત્ર ન લીજીયે, અણ દીધું હો કિહાં કોઇનું તેહ કે ॥ ચો૦ ॥૪॥ દૂરે અનર્થ સકળ ટળે, મિળે વ્હાલા હો સઘળે જશ થાય કે ॥ સુર સુખનાં હુએ ભેટણાં, વ્રત ત્રીજું હો આવે જસ દાય કે ॥ ચો૦ ॥૫॥ ત્યજી ચોરપણું દે-

* લોઢાનો ગોળો.

વતા, હોય નિશ્ચય હો રોહિણીચ જેમ કે ॥ એ વ્રતથી જસ સુખ લહે, વળી પ્રાણી હો વહે પુણ્યશું પ્રેમ કે ॥ ચો૦ ॥ ૬ ॥ ઇતિ.॥

## अथ श्री अब्रह्मचर्य पापस्थानक शज्झाय.

( તુમે બહુ મિત્રી રે સાહિબા. એ દેશી. )

પાપસ્થાનક ચોથું વર્જિએ, દુર્ગતિ મૂળ અબંભ ॥ જગ સવિ મૂઝ્યો છે એહમાં, છંડે તેહ અચંભ ॥ પાપ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ રૂડું લાગે રે એ ધૂરે, પરિણામ અતિ ક્રૂર ॥ ફળ કિંપાકના સારિખાં, વરજે સજ્જન દૂર ॥ પાપ૦ ॥૨॥ અધર વિદ્રુમ સ્મિત ફુલડાં, કુચ ફળ કઠિન વિશાળ ॥ રામા દેખી ન રાચિયે, એ વિષ વેલી રસાળ ॥પાપ૦॥૩॥ પ્રબળ જ્વલિત *અયપૂતળી, આલિંગન ભલું તંત ॥ નરક દુઆર નિતંબિની, જઘન સેવન એ દુરંત ॥ પાપ૦ ॥ ૪ ॥ દાવાનળ ગુણ વન તણો, કુળ મશી કૂર્ચક એહ ॥ રાજધાની મોહરાયની, પાતક કાન ન મેહ ॥ પાપ૦ ॥૫॥ પ્રભુતાયે હરિ સારિખો, રૂપે મયણ અવતાર ॥ સીતાયે રે રાવણ યથા, છંડો તુમે નર નાર ॥ પાપ૦॥ ૬ ॥ દશ શિર રણ માંહે રોળિયાં, રાવણ વિવશ અબંભ ॥ રામે ન્યાયે રે આપણો, રોપ્યો જગ જયથંભ ॥ પાપ૦ ॥ ૭ ॥ પાપ બંધાયે રે અતિ ઘણાં, સુકૃત સકળ ક્ષય જાય ॥ અબ્રહ્મચારી નું ચિંતવ્યું, કહિય સફળ નવિ થાય ॥ પાપ૦ ॥૮॥ મંત્ર ફળે જગ જશ વધે, દેવ કરે સાન્નિધ ॥ બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવનિધ ॥ પાપ૦ ॥ ૯ ॥ શેઠ સુદર્શન ને ટળી, શૂળી સિંહાસન હોય ॥ ગુણ ગાયે ગગને રે દેવતા, મહિમા શીળનો જોય ॥ પાપ૦ ॥૧૦॥ મૂળ ચારિત્રનું એ ભલું, સમકિત વૃદ્ધિ નિદાન ॥ શીયળ સલીલ ધરે જીકે, તસ હુએ સુજસ વખાણ ॥ પાપ૦ ॥૧૧॥ઇતિ.॥

## अथ श्री परिग्रह पापस्थानक सज्झाय.

( સુમતિ સદા દિલમાં ધરો. એ દેશી. )

પરિગ્રહ મમતા પરિહરો, પરિગ્રહ દોષનું મૂળ ॥ સલૂણા ॥ પરિગ્રહ જેહ ધરે ઘણો, તસ તપ જપ પ્રતિકૂળ ॥ સ૦ ॥ પરિ૦॥૧॥ એ આંકણી ॥ નવિ પલટે મૂળ રાશિથી, માર્ગી કહિય ન હોય ॥ સ૦ ॥ પરિગ્રહ ગ્રહ છે અભિનવો, સહુને દીયે દુઃખ સોય ॥સ૦

* લોઢાની પૂતળી.

૫૦ ॥ ૨ ॥ પરિગ્રહ મદ ગરૂત્તણે, ભવમાંહિ પડે જંત ॥ સ૦ ॥ યાનપાત્ર જિમ સાયરે ॥ ભારાક્રાંત અત્યંત ॥ સ૦॥ ૫૦॥૩॥ જ્ઞાન ધ્યાન હય ગય વરે, તપ જપ શ્રુત પર તંત ॥ સ૦ ॥ છોડે સમ પ્રભુતા લહે, મુનિ પણ પરિગ્રહવંત ॥ સ૦ ॥ ૫૦ ॥૪॥ પરિગ્રહ ગૃહ વશે લિંગિયા, લેઇ કુમતિ રજ શીશ ॥ સ૦ ॥ જિમ તિમ જગ લવતા ફિરે, ઉનમત હુઈ નિશ દીશ ॥ સ૦ ॥ ૫૦ ॥૫॥ તૃપતો ન જીવ પરિગ્રહે, ઇંધણથી જિમ આગ ॥ સ૦ ॥ તૃષ્ણા દાહ તે ઉપશમે, જળ સમ જ્ઞાન વૈરાગ ॥ સ૦ ॥ ૫૦ ॥ ૬ ॥ તૃપતો સગર સુતે નહી, ગો ધન થી કુચિકર્ણ ॥ સ૦ ॥ તિલક શેઠ વળી ધ્યાનથી, કનકે નંદ સકર્ણ ॥ સ૦ ॥ ૫૦ ॥ ૭ ॥ અ સંતુષ્ટ પરિગ્રહ ભરચા, સુખીયા ન ઇંદ નરિંદ ॥ સ૦ ॥ સુખી એક અ પરિગ્રહી, સાધુ સુજસ સમ કંદ ॥ સ૦ ॥ ૫૦ ॥ ૮ ॥ ઇાત. ॥

## अथ श्री क्रोध पापस्थानक सज्झाय.

( ઋષભનો વંશ રયણાયરૂ. એ દેશી. )

ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ તે સંયમ ઘાતિ રે ॥ ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પક્ષપાતી રે ॥ ૧ ॥ પાપસ્થાનક છઠું પરિહરો ॥ એ આંકણી ॥ મન ધરિ ઉત્તમ ખંત રે ॥ ક્રોધ ભુયંગની જાંગુલી, એહ કમી જયવંતિરે ॥ પા૦ ॥ ૨ ॥ પૂરવકોડિ ચરણ ગુણે, ભાવ્યો છે આતમ જેણે રે ॥ ક્રોધ વિવશ હુતા દોય ઘડી, હારે સવિ ફળ તેણે રે ॥ પા૦ ॥ ૩ ॥ બાળે આશ્રમ આપણો, ભજના અન્યને દાહે રે ॥ ક્રોધ કૃશાનુ સમાન છે, ટાળે પ્રશમ પ્રવાહે રે ॥ પા૦ ॥ ૪ ॥ આક્રોશ તર્જના ઘાતના, ધર્મ ભ્રંશમાં ભાવે રે ॥ અગ્રિમ અગ્રિમ વિરહ થી, લાભ તે શુદ્ધ સ્વભાવે રે ॥ પા૦ ॥૫॥ ન હોય ને હોય તો ચિર નહી, ચિર રહે તો ફળ છેહો રે ॥ સજ્જન ક્રોધ તે એહવો, જેહવો દુરજન નેહો રે ॥ પા૦ ॥ ૬ ॥ ક્રોધી મુખે કટુ બોલણા, કંટ કિયા કૂટ સાખી રે ॥ અદિઠ કલ્યાણ કરા કહ્યા, દોષ તરૂ શત સાખી રે ॥ પા૦ ॥ ૭ ॥ કૂરગડૂ ચઉ તપ કરચા, ચરિત્ર સુણિ સમ આણો રે ॥ ઉપશમ સાર છે પ્રવચને, સુજશ વચન એ પ્રમાણો રે ॥ પા૦ ॥ ૮ ॥ ઇંતિ ॥

## अथ श्री मान पापस्थानक सज्झाय.

( નદી યમુનાકે તીર ઊડે દોય પંખિયા. એ દેશી. )

પાપસ્થાનક કહે સાતમું શ્રી જિનરાજ એ, માન માનવ ને હોય

દુરિત શિર તાજ એ ॥ આઠ શિખર ગિરરાજ તણાં આડાં વળે, નાવે વિમળા લોક તિહાં કિમ તમ ટળે ॥ ૧ ॥ પ્રજ્ઞા મદ તપ મદ વળી ગોત્ર મદે ભર્યા, આજીવિકા મદવંત ન મુક્તિ અંગી કર્યા ॥ ક્ષયોપશમ અનુસારે જો એહ ગુણ વહે, શો મદ કરવો એહમાં નિર્મદ સુખ લહે ॥ ૨ ॥ ઉચ્ચ ભાવ દૃગ દોષે મદ જવર આકરો, હોય તેહનો પ્રતિકાર કહે મુનિવર ખરો ॥ પૂર્વ પુરુષ સિંધુરથી લઘુતા ભાવવું, શુદ્ધ ભાવન તે પાવન શિવ સાધન નવું ॥ ૩ ॥ માને ખોયું રાજ્ય લંકાનું રાવણે, નરનું માન હરે હરિ આવી ઐરાવણે ॥ થુળભદ્ર શ્રુત મદથી પામ્યા વિકાર એ, માને જીવને આવે નરક અધિકાર એ ॥ ૪ ॥ વિનય શ્રુત તપ શીળ ત્રિવર્ગ હણે સવે, માન તે જ્ઞાનનો ભંજક હોય ભવો ભવે ॥ લુંપક છેક વિવેક નયણનો માન છે, એહને છંડે તાસ ન દુઃખ રહે પછે ॥ ૫ ॥ માને બાહુબળી વરસ લગે કાઉસ્સગ રહ્યા, નિર્મદ ચક્રી સેવક હોય મુનિ સમ કહ્યા ॥ સાવધાન ત્યજી માન જે ધ્યાન ધવળ ધરે, પરમ સુજસ રામા તસ આલિંગન કરે ॥ ૬ ॥ ઇતિ ॥



## अथ श्री माया पापस्थानक सज्झाय.

( સ્વામી સ્વયંપ્રભ સાંભળો, અરિહંતા જી. એ દેશી.)

પાપસ્થાનક અઠ્ઠમ કહ્યું, સુણો સંતા જી ॥ છંડો માયા મૂળ, ગુણવંતા જી ॥ કષ્ટ કરે વ્રત આદરે ॥સુ૦॥ માયા યે તે પ્રતિકૂળ ॥ ગુ૦ ॥ ૧ ॥ નગન માસ ઉપવાસિયા ॥ સુ૦ ॥ શીથ લીયે કુશ અન્ન ॥ ગુ૦ ॥ ગર્ભ અનંતા પામશે ॥ સુ૦ ॥ જો છે માયા મન્ન ॥ ગુ૦ ॥ ॥૨॥ કેશ લોચ મળ ધારણા ॥ સુ૦ ॥ ભૂમિ શય્યા વ્રત યોગ ॥ ગુ૦ ॥ શુકર સકળ છે સાધુને ॥ સુ૦ ॥ દુષ્કર માયા ત્યાગ ॥ ગુ૦ ॥ ૩ ॥ નયન વચન આકારનું ॥ સુ૦ ॥ ગોપન માયાવંત ॥ ગુ૦ ॥ જેહ કરે અસતી પરે ॥ સુ૦ ॥ તે નહિ હિતકર તંત ॥ ગુ૦ ॥ ૪ ॥ કુસુમ પુરે ઘર શેઠને ॥ સુ૦ ॥ હેઠે રહ્યો સંવિગ્ન ॥ ગુ૦ ॥ ઊપરે તસ બીજો રહ્યો ॥ સુ૦ ॥ સુતકળ પણ સુગુણજ્ઞ ॥ ગુ૦ ॥ ૫ ॥ દંભિ એક નીંદા કરે ॥ સુ૦ ॥ બીજો ધરે ગુણ રાગ ॥ ગુ૦ ॥ પહેલાના ભવ દુસ્તર કહ્યા ॥ સુ૦ ॥ બીજાને કેવળ ત્યાગ ॥ ગુ૦ ॥ ૬ ॥ વિધિ નિષેધ નવિ ઉપદિસે ॥ સુ૦ ॥ એકાંતે ભગવંત ॥ ગુ૦ ॥ કારણે નિઃકપટી હવું ॥

સુ૦ ॥ એ આણા છે તંત ॥ ગુ૦ ॥ ૭ ॥ માયાથી અળગા ટળો ॥સુ૦॥ જિમ મળે મુગતિ સુરંગ ॥ ગુ૦ ॥ સુજશ વિલાસ સુખી રહો ॥સુ૦॥ લક્ષણ આવે અંગ ॥ ગુ૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## અથ શ્રી લોભ પાપસ્થાનક સજ્ઝાય

( જી રે મ્હારે જાગ્યો કુમર જામ. એ દેશી. )

જી રે મ્હારે લોભ તે દોષ અથોભ, પાપસ્થાનક નવમું કહ્યું ॥ જીરે જી ॥ જી૦ ॥ એ છે સર્વ વિનાશનું મૂળ, એહથી કોણે ન સુખ લહ્યું ॥ જીરે જી ॥ ૧ ॥ જી૦ ॥ સુણિયે બહુ લોભાંધ, ચક્રવર્તિ હરિની કથા ॥ જી રે જી ॥ જી૦ ॥ પામ્યા કુટક વિપાક, પીવત રક્ત જળો યથા ॥ જી૦ ॥ ૨ ॥ જી૦ ॥ નિર્ધન ને શત ચાહ,શત લહે સહસ જોડિએ ॥ જી૦ ॥ સહસ લહે લખ લોભ, લખ લોભે મન કોડિએ ॥ જી૦ ॥ ૩ ॥ જી૦ ॥ કોટીશ્વર નૃપ ઋદ્ધિ, નૃપ ચાહે ચક્રીપણું ॥ જી૦ ॥ ચાહે ચક્રી સુર ભોગ, સુર ચાહે સુરપતિ સુખ ઘણું ॥ જી૦ ॥ ૪ ॥ જી૦ ॥ મૂળે લઘુપણે લોભ, વાધે સરવ પરે સહી ॥ જી૦ ॥ ઉત્તરાધ્યયને અનંત, ઇચ્છા આકાશ સમી કહી ॥ જી૦ ॥૫॥ જી૦ ॥ સ્વયંભૂરમણ સમુદ્ર, કોઇક અવગાઈ શકે ॥ ॥ જી૦ ॥ તે પણ લોભ સમુદ્ર, પાપ ન પામે બળ થકે ॥ જી૦ ॥ ૬ ॥ જી૦ ॥ કોઇક લોભને હેત, તપ શ્રુત હારે જે જડા ॥ જી૦ ॥ કાગ ઉડાવણ હેત, સુર મણિ તે નાંખે ખડા ॥ જી૦ ॥ ૭ ॥ જી૦ ॥ લોભ તજે જે ધીર, તસ સવિ સંપતિ કિંકરી ॥ જી૦ ॥ સુજસ સુપુણ્ય વિલાસ, ગાવે તસ સુરસુંદરી ॥ જી૦ ॥ ૮ ॥ ઇતિ ॥

## અથ શ્રી રાગ પાપસ્થાનક સજ્ઝાય

( સુણ મોરી સજની, રજની ન જાવે રે. એ દેશી. )

પાપસ્થાનક દશમું કહ્યું રાગ રે, કુણહિ ન પામ્યો તેહનો તાગ રે ॥ રાગે વાહ્યા હરિ હર બ્રહ્મા રે, રાચે નાચે કરેય અચંભા રે ॥ ૧ ॥ રાગ કેસરી છે વડ રાજા રે, વિષયાભિલાષ તે મંત્રી તાજા રે ॥ જેહના છોરૂ ઇંદ્રિય પંચો રે, તેહનો કીધો એ સકળ પ્રપંચો રે ॥ ૨ ॥ જેહ સહાગમ વશ હુઇ જાશે રે, અપ્રમત્તતા શિખરે વાશે રે ॥ ચરણ ધરમ નૃપ શૈલ વિવેકે રે, તેહશું ન ચળે રાગી ટેકે રે ॥ ૩ ॥ બીજા તો સવિ રાગે વાહ્યા રે, એકાદશ ગુણઠાણે ઉમાહ્યા

રે ॥ રાગે પાડ્યા તે નર ખૂતા રે, નર્ક નિગોદ મહા દુઃખ જુતા રે ॥ ૪ ॥ રાગ હરણ તપ જપ શ્રુત ભાંખ્યાં રે, તેહથી પણ જેણે ભવ ફળ ચાખ્યાં રે ॥ તેહનો કોઇ ન પ્રતિકારો રે, અમી હોય વિષ ત્યાં શ્યો ચારો રે ॥ ૫ ॥ તપ બળે છુટ્યા તરણું તાણી રે, કંચન કોડી આષાઢભુતિ નાણી રે ॥ નંદિષેણ પણ રાગે નડિયા રે, શ્રુત નિધિ પણ વેશ્યા વશ પડિયા રે ॥ ૬ ॥ બાવીશ જિન પણ રહિ ઘર વાસે રે, વર્ત્યા પૂર્વરાગ અભ્યાસે રે ॥ વજ્રબંધ પણ જસ બળ તુટે રે, નેહ તંતુ તેહ ન છુટે રે ॥ ૭ ॥ દેહ ઉચ્ચાટન અગ્નિનું દહવું રે, ઘણ કુટન એ સવિ દુઃખ સેહવું રે ॥ અતિ ઘણી રાતિ જે હોય મજીઠ રે, રાગ તણો ગુણ એહ જ દીઠ રે ॥૮॥ રાગ ન કરજો કોઇ નર કોઇશું રે, નવિ રહેવાય તો કરજો મુનિશું રે ॥ મણિ જિમ ફણિ વિષનો તિમ તેહો રે, રાગનું ભેષજ સુજસ સનેહો રે ॥૯॥ઇતિ॥

## અથ શ્રી દ્વેષ પાપસ્થાનક સજ્ઝાય.

( લાલનની દેશી. )

દ્વેષ ન ધરિયે લાલન, દ્વેષ ન ધરિયે ॥ દ્વેષ તજ્યાથી લાલન, શિવસુખ વરિયે ॥ લા૦ ॥ શિ૦ ॥ પાપસ્થાનક એ અગ્યારમું કૂડું, દ્વેષ રહિત ચિત્ત હોય સવિ રૂડું ॥ લા૦ ॥ હો૦ ॥ ૧ ॥ ચરણ કરણ ગુણ બનિ ચિત્રશાળી, દ્વેષ ધૂમે હોય તે સવિ કાળી ॥ લા૦॥ તે૦ ॥ ૨ ॥ દોષ બેતાળીસ શુદ્ધ આહારી, ધ્રમ્ર દોષે હોય પ્રબળ વિકારી ॥ લા૦ ॥ પ્ર૦ ॥ ૩ ॥ ઉગ્રવિહાર ને તપ જપ કીરિયા, કરતા દ્વેષ તે ભવ માંહે ફરિયા ॥ લા૦ ॥ ભ૦ ॥૪॥ યોગનું અંગ અદ્વેષ છે પહેલું, સાધન સવિ લહે તેહથી વહેલું ॥ લા૦॥ તે૦ ॥૫॥ નિર્ગુણે તે ગુણવંત ન જાણે, ગુણવંત તે ગુણ દ્વેષમાં તાણે ॥ લા૦ ॥ દ્વે૦ ॥ ૬ ॥ આપ ગુણી ને વળિ ગુણરાગી, જગ માંહે તેહની કીરતિ જાગી ॥ લા૦ ॥ કી૦ ॥ ૭ ॥ રાગ ધરીજે જિહાં ગુણ લહિયે, નિર્ગુણ ઊપરે સમચિત્ત રહિયે ॥ લા૦ ॥ સ૦ ॥ ૮ ॥ ભવથિતિ ચિંતન સુજશ વિલાસે, ઉત્તમના ગુણ એમ પ્રકાસે ॥લા૦॥ એ ॥૯॥ઇતિ ॥

## અથ શ્રી કલહ પાપસ્થાનક સજ્ઝાય.

( કિસકે ચેલે કિસકે પૂત. એ દેશી. )

કળહ તે બારમું પાપનું સ્થાન, દુરગતિ વનનું મૂળ નિદાન ॥

સાજન સાંભળો ॥ મ્હોટો રોગ કલહ કાચ કામળો ॥ એ આંકણી ॥ દંત કળહ જે ઘર માંહે હોય, લચ્છી નિવાસ તિહાં નવિ જોય ॥ સા૦ ॥૧॥ શું સુંદરી તું ન કરે સાર, ન કરે નાપે કાંઈ ગમાર ॥ સા૦ ॥ ક્રોધ મુખી તું તુજને ધિક્કાર, તુજથી અધિકો કુણ કળિ કાર ॥ સ૦ ॥ ૨ ॥ સામું બોલે પાપણી નિત્ત, પાપી તુજ પિતા જુઓ ચિત્ત ॥ સા૦॥ દંત કળહ ઇમ જેહને થાય, તે દંપતિ ને સુખ કુણ થાય ॥ સ૦ ॥૩॥ કાંટે કાંટે થાયે વાડ, બોલે બોલે વાધે રાઠ॥સા૦॥ જાણી મૌન ધરે ગુણવંત, તે સુખ પામે અતુલ અનંત ॥ સા૦ ॥૪॥ નિત્યે કલહણ કોહણ શીળ, ભંડન શીળ વિવાદ સલીલ ॥ સા૦ ॥ ચિત્ત ઊતાપ ધરે જે એમ, સંયમ કરે નિર્થક તેમ ॥ સા૦ ॥ ૫ ॥ કળહ કરીને ખમાવે જેહ, લઘુ ગુરૂ આરધક હોય તેહ ॥ સા૦ ॥ કળહ સમાવે તે ધન્ય ધન્ય, ઉપશમ સાર કહ્યો સામાન્ય ॥ સા૦ ॥ ૬ ॥ નારદ નારી નિર્દય ચિત્ત, કળહ ઊદીરે ત્રણ્યે નિત્ય ॥સા૦॥ સજ્જન સુજસ સુશીળ મહંત, વારે કળહ સ્વભાવે સંત ॥સા૦॥૭॥

---

## અથ શ્રી અભ્યાખ્યાન પાપસ્થાનક સજ્ઝાય.

( અરણિક મુનિવર ચાલ્યા ગોચરી. એ દેશી. )

પાપ સ્થાનક તે તેરમું છાંડીયે, અભ્યાખ્યાન દુરંતો જી ॥ અછતાં આળ જે પરનાં ઉચરે, દુઃખ પામે તે અનંતો જી ॥ ૧ ॥ ધન્ય ધન્ય તે નર, જે જિનમત ધરે ॥ એ આંકણી ॥ અછતે દોષે રે અભ્યાખ્યાન જે, કરે ન પૂરે ઠાણો જી ॥ તે તે દોષે રે તેહને દૂષીયે, ઇમિ ભાંખે જિન ભાણો જી ॥ ધન્ય૦ ॥ ૨ ॥ જે બહુ મુખરી રે વળિ મત્સર ભરચા, અભ્યાખ્યાની તે હોય જી ॥ પાતક લાગે રે અણુ કીધાં સહી, તે કીધું સવિ ખોય જી ॥ ધ૦ ॥ ૩ ॥ મિથ્યામતિની રે દશ સંજ્ઞા જિકે, અભ્યાખ્યાન ના ભેદો જી ॥ ગુણ અવગુણનો રે જે કરે પાલટો, તે પામે બહુ ખેદો જી ॥ ધ૦ ॥ ૪ ॥ પરને દોષ ન અછતા દીજીયે, પીજીયે જો જિન વાણી જી ॥ ઉપશમ રસશું રે ચિત્તમાં ભીજીયે, કીજીયે સુ જસ કમાણી જી ॥ ધન્ય૦ ॥૫॥ ઇતિ ॥

## અથ શ્રી પૈશૂન્ય પાપસ્થાનક સજ્ઝાય.

( શિરોહીનો સાળુ હો કે, ઊપર જોધપુરી. એ દેશી. )

પાપ સ્થાનક હો કે ચૌદમું આકરે, પૈશૂન્ય પણાનું હો કે બ્ય-

સન છે અતિ ભૂરૂં ॥ અશન માત્રનો હો કે શુનક કૃતજ્ઞ છે, તેહ થી ભૂંડું હો કે પીશુન લવે પછે ॥ ૧ ॥ બહુ ઊપકરિયે હો કે પિશુનને પરે પરે, કળહનો દાતા હો કે હોય તે ઊપરે ॥ દૂધે ધોયો હો કે વાયસ ઉંજળો, કિમ પ્રકૃતે હો કે જે છે સામળો ॥ ૨ ॥ તિલહ તિલકણુ હો કે નેહ છે ત્યાં લગે, નેહ વિણુઠે હો કે ખળ કહિયે જગે ॥ ઇમ નિસ્નેહી હો કે નિર્દય હૃદયથી, પીશુનની વાર્તા હો કે નવિ જાયે કથી ॥ ૩ ॥ ચાડી કરતાં હો કે વાડી ગુણ તણી, સૂકે ચૂકે હો કે ખ્યાતિ પુણ્ય તણી ॥ કોઈ ન દેખે હો કે વદન તે પિશુન તણું, નિર્મળ કુળ ને હો કે દીયે તે કલંક ઘણું ॥ ૪ ॥ જિમ સજ્જન ગુણ હો કે પિશુન ને દૂષિયે, તિમ તિણે સહેજે હો કે ત્રિભુવન ભૂષિયે ॥ ભસ્મે માંજ્યો કે દર્પણ હોય ભલો, સુજસ સવાઇ હો કે સજ્જન સુકુળ તિલો ॥ ૫ ॥ ઇતિ. ॥

## अथ श्री रति अरति पापस्थानक सज्झाय.

( પ્રથમ ગોવાળિયાતણે ભવે જી. એ દેશી )

જિહાં રતિ કોઇક કારણે જી, અરતિ તિહાં પણ હોય ॥ પાપ સ્થાનક તે પંદરમું જી, તેણે એ એકજ જોય ॥ ૧ ॥ સુગુણ નર સમજો ચિત્ત મઝાર ॥ એ આંકણી ॥ ચિત્ત તો અરતિ રતિ પાખંશુ જી ઊગે પંખી રે ચિત્ત ॥ પીંજર શુદ્ધ સમાધિમેં જી, રૂંધ્યો રહે તે મિત્ત ॥ સુ૦ ॥ ૨ ॥ મન પારદ ઊડે નહી જી, પામે અરતિ રતિ આગ ॥ તો હુએ સિદ્ધિકલ્યાણની જી, ભાવઠ જાએ ભાગ ॥ સુ૦ ॥ ૩ ॥ પરવશે અરતિ રતિ કરી જી, ભુત્તારથ હોય જેહ ॥ તસ વિવેક આવે નહી જી, હોયે ન દુખનો છેહ ॥ સુ૦ ॥ ૪ ॥ ॥ રતિ અરતિ છે વસ્તુથી જી, તે ઉપજે મન માંહી ॥ અંગજ વહ્લભ સુત હુઓ જી, યુકાદિક નવિ કાંહિ ॥ સુ૦ ॥ ૫ ॥ મન કલ્પિત રતિ અરતિ છે જી, નહી છે સત્ય પર્યાય ॥ નહિ તો વેચી વસ્તુમાં જી, કિમ તે સવિ મિટ જાય ॥ સુ૦ ॥ ૬ ॥ જેહ અરતિ રતિ નવિ ગણે જી, સુખ દુખ હોય સમાન ॥ તે પામે જસ સંપદા જી, વાધે જગ તસ વાન ॥ સુ૦ ॥ ૭ ॥ ઈતિ ॥

## अथ श्री पर परिवाद पापस्थानक सज्झाय.

( સાહેબ બાહુ જિણેસર વીનવું એ દેશી. )

સુંદર પાપસ્થાનક તજો સોળમું, પરનિંદા અસરાળ હો ॥ સું૦

દર નિંદક જે મુખરી હુવે, તે ચોથો ચંડાળ હો ।। સું૦ ।। ૧ ।।સુંદર જેહને નીંદાનો ઢાળ છે, તપ કિરિયા તસ ફોક હો ।। સુંદર દેવ કિલ્વિષ તે ઉપજે, એ ફળ રોકા રોક હો ।। સું૦ ।। ૨ ।। સુંદર ક્રોધ અજીરણ તપતણું, જ્ઞાનતણો અંહકાર હો ।। સુંદર પર નિંદા કિરિયા તણો, વમન અજીરણ આહાર હો ।। સું ।। ૩ ।। સુંદર નિંદાનો જેહનો સ્વભાવ છે, તાસ કથન નવિ નંદ હો ।। સુંદર નામ ધરી જે નિંદા કરે,તેહ મહા મતિ મંદ હો ।। સું૦ ।। ૪ ।। સુંદર રૂપ ન કોય ન ધારિયે, દાખિયે નિજ નિજ રંગ હો ।। સુંદર તેહમાં કાંઈ નિંદા નહી, બોલે બીજું અંગ હો ।। સું ।। ૫ ।। સુંદર એહ કુશીલણી ઈમ કહે, કોપ હુએ જેમ ભાંખે હો ।। સુંદર તેહ વચન નિંદાતણું, દશવૈકાલીક સાખે હો ।। સું૦ ।। ૬ ।। સુંદર દોષ નજરથી નિંદા હુવે, ગુણ નજરે હુએ રાગ હો ।। સુંદર જગ સવિ ચાલે માદળ મઢયો, સર્વ ગુણી વીતરાગ હો ।। સું૦ ।। ૭ ।। સુંદર નિજ મુખ કનક કચોળડે નિંદક પર મળ લેપ હો ।। સુંદર જેહ ઘણા પર ગુણ ગ્રહે, સંત તે વિરલા કોઇ હો ।। સું૦ ।। ૮ ।। સુંદર પર પરિવાદ વ્યસન તજો, મ-કરો નિજ ઊત્કર્ષ હો ।। સુંદર પાપ કરમ ઇમ સવિ ટળે. પામે શુભ જસ હર્ષ હો ।। સું૦ ।। ૯ ।। ઈતિ ।।

---

## અથ શ્રી માયામૃષા પાપસ્થાનક સજ્ઝાય.

( સખી ચૈતર મહીને ચાલ્યા. એ દેશી. )

સતરમું પાપનું ઠામ, પરિહરજો સદગુણે ધામ, જિમ વાધે જગમાં મામ હો લાલ, માયામોસ નવિ કીજે ।। ૧ ।। એ આંકણી ।। એ તો વિષને વળીય વધારયું, એ તો શસ્ત્રને અવળું ધાર્યું ।। એ તો વાઘનું બાળ વકારયું હો લાલ ।। મા૦ ।। ૨ ।। એ તો માયીને મોસાવાઇ, થઇ મ્હોટા કરેય ઠગાઇ ।। તસ હેઠે ગઈ ચતુરાઇ હો લાલ ।। મા૦ ।। ૩ ।। બગલા પરે પગલાં ભરતાં, થોડું બોલે જાણે મરતા ।। જગ ધંધે ઘાલે ફીરતા હો લાલ ।। મા૦ ।। ૪ ।। જે કપટી બોલે જુઠું, તસ લાગે પાપ અપૂઠું ।। પંડિતમાં હોય મુખ ભુઠું હો-લાલ ।। મા૦ ।। ૫ ।। દંભી નું જુઠું મીઠું, તે નારી ચરિત્ર દીઠું ।। પણ તે છે દુર્ગતી ચીઠું હો લાલ ।। મા૦ ।। ૬ ।। જે જુઠો દે ઉપદેશ, જન રંજન ને ધરે વેશ ।। તેહનો જુઠો સકળ કલેશ હો લાલ ।। મા૦

॥ ૭ ॥ તેણે ત્રીજો મારગ ભાંખ્યો, દેશના દેઈ દંભે રાખ્યો ॥ શુદ્ધ ભાષકે સમ સુખ ચાખ્યો હો લાલ ॥ મા૦ ॥ ૮ ॥ જૂઠું બોલી ઉદર જે ભરવું, કપટીને વેષે ફરવું ॥ તે જમવારે શું કરવું હો લાલ ॥ મા૦ ॥ ૯ ॥ પંડે જાણે તો પણ દંભે, માયામોષ ને અધિક અચંભે ॥ સમકિત દ્રષ્ટિ મન થંભે હો લાલ ॥ મા૦ ॥ ૧૦ ॥ શ્રુત મર્યાદા નિરાધારી, રહ્યા માયામોસ નિવારી ॥ શુદ્ધ ભાષકની બલિહારી હો લાલ૦ ॥ મા૦ ॥૧૧ ॥ જે માયાયે જુઠ ન બોલે, જગ નહી કોઈ તેહને તોલે ॥ તે રાજે સુજસ અમોલે હો લાલ ॥ મા૦ ॥૧૨॥ઇતિ.॥

---

## અથ શ્રી મિથ્યાદર્શન શલ્ય પાપસ્થાનક સજ્ઝાય.

( ઉત્સાર્પિણી અવસર્પિણી આરે. એ દેશી. )

અઢારમું જે પાપનું સ્થાનક, તે મિથ્યાત્વ પરિહરિયે જી ॥ સત્તરથી પણ તે એક ભારી, હોયે તુલાયે જો ધરિયે જી ॥ કષ્ટ કરો પરેપરે દંમઃ અપ્પા ધર્મ અર્થે ધન ખરચો જી ॥ પણ મિથ્યાત્વ છતે તે જુઠું, તિણે તેહથી તુમે વિરચો જી ॥ ૧ ॥ કીરિયા કરતો ત્યજતો પારજન, દુઃખ સહતો મન રીઝે જી ॥ અંધ ન જીતે પરની સેના, તિમ મિથ્યા દ્રષ્ટી ન સીઝે જી ॥ વીરસેન શૂરસેન દ્રષ્ટાંતે, સમકિત ની નિર્યુકતે જી ॥ તે જોઇને ભલી પરે મન ભાવો, એહ અરથ વર યુકતે જી ॥ ૨ ॥ ધમ્મે અધમ્મ અધમ્મે ધમ્મહ, સન્ના મગ્ગ ઉમ્ગ્ગા જી ॥ ઉન્માર્ગે મારગની સન્ના, સાધુ અસાધુ સંલગ્ગા જી ॥ અ સાધુમાં સાધુની મતિ, જીવે અજીવ અજીવે જીવ વેદો જી ॥ મુત્તે અમુત્તિ અમુત્તે મુત્તિહ, સન્ના એ દશ ભેદો જી ॥૩॥ અભિગ્રહિક નિજ નિજ મતે, અભિગ્રહ અનભિગ્રહિક સહુ સરિખા જી ॥ અભિનિ વેશિક જાણતો કહે જુઠું, કરે ન તત્વ પરિખ્ખા જી ॥ સંશય તે જિમ વચનની શંકા, અ વ્યકતે અનાભોગા જી ॥ એ પણ પાંચ ભેદ છે વિશ્રત, જાણે સમજુ લોગા જી ॥ ૪ ॥ લોક લોકોત્તર ભેદ એ ષટ વિધ, દેવ ધર્મ વળી ગુરૂ પર્વ જી ॥ શકતે તિહાં લૌકિક ત્રણ આદર, કરતાં પ્રથમ નિ ગર્વ જી ॥ લોકોત્તર દેવ માને નિયાણે, ગુરૂ તે લક્ષણ હીણા જી ॥ પર્વનિષ્ટ ઇલોકને કાજે, માને ગુરૂપદ લીના જી ॥૫॥ એમ એકવીશ મિથ્યાત્વ ત્યજે જે, ભજે ચરણ ગુરૂ કેરાં જી ॥ સજે ન પાપે રજે ન રાખે, મત્સર દ્રોહ અનેરાં જી ॥ સમકિત ધારી શ્રુત આચારી, તેહની જગ બલિહારી

જી ॥ શાસન સમકિત ને આરાધે, તેહની કરો મનોહારી જીા૬॥ મિથ્યાત્વ તે જગ પરમ રોગ છે, વળીય મહા અંધ કારો જી ॥ પરમ શત્રુને પરમ શસ્ત્ર તે, પરમ નરક સંચારો જી ॥ પરમ દોહગ ને પરમ દરિદ્ર તે, પરમ સંકટ તે કહિયે જી ॥ પરમ કંતાર પરમ દુર્ભિક્ષ તે, તે છંડે સુખ લહિયે જી॥ ૭ ॥ જે મિથ્યાત્વ લવ લેશ ન રાખે, શુદ્ધો મારગ ભાંખે જી ॥ તે સમકિત સુરતરૂ ફળ ચાખે, રહે વળી અણીયે આખે જી ॥ મ્હોટાઈ શી હોય ગુણ પાખે, ગુણ પ્રભુ સમકિત દાખે જી॥ શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક જસ ઈમ ભાખે જી ॥ ૮ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી સુગુરુ પચીશીનો સજ્ઝાય.

સુગુરૂ પીછાણો એણે આચારે, સમકિત જેહનું શુદ્ધ જી ॥ એ આંકણી ॥ કહેણી કરણી એક જ સરખી, અહનીશિ ધર્મ વિશુદ્ધ જી ॥ સુ૦ ॥૧॥ નિરતીચારે મહાવ્રત પાળે, ટાળે સઘળા દોષ જી ॥ ચારિત્રશું લયલીન રહે નિત્ય, ચિત્તમાં સદા સંતોષ જી ॥ સુ૦ ॥ ૨ ॥ જીવ સહુના જે છે પીયર, પીડે નહી ષટકાય જી ॥ આપ વેદન પર વેદન સરખી, ન હણે ન કરે ઘાય જી ॥ સુ૦॥૩॥ મોહકર્મને જે વશ ન પડે, નીરાગી નિરમાય જી ॥ જયણા કરતો હળુએ ચાલે, પૂંજી મૂકે પાય જી ॥ સુ૦ ॥ ૪ ॥ અરહો પરહો દૃષ્ટિ ન દેખે, ન કરે ચાલતાં વાત જી ॥ દૂષણ રહિત સૂઝતો દેખે, તો લે પાણી ભાત જી ॥ સુ૦ ॥ ૫ ॥ ભૂખ તૃષા પીડા દુઃખ પીડે, છૂટે જો નિજ પ્રાણ જી ॥ તો પણ અશુદ્ધ આહાર ન લેવે, જિનવર આણ પ્રમાણ જી ॥ સુ૦ ॥ ૬ ॥ અરસ નિરસ આહાર ગવેષે, સરસ તણી નહી ચાહ જી ॥ ઇમ કરતાં જો સરસ મળે તો, હરખ નહી મનમાંહ જી ॥ સુ૦ ॥ ૭ ॥ શીત કાળે શીતે તનુ સૂકે, ઊનાળે રવિ તાપ જી ॥ વિકટ પરીસહ ઘટ અહીયાસે, નાણે મન સંતાપ જી ॥ સુ૦ ॥૮॥ મારે કૂટે કરે ઉપદ્રવ, કોઈ કલંક દે શીશ જી ॥ કર્મ તણાં ફળ જાણી ઉદીરે, પણ નાણે મન રીશ જી ॥ સુ૦ ॥ ૯ ॥ મન વચ કાયા જે નવિ દંડે, છંડે પંચ પ્રમાદ જી ॥ પંચ પ્રમાદ સંસાર વધારે, જાણે તે નિસવાદ જી ॥ સુ૦॥૧૦॥ સરળ સ્વભાવ ભાવ મન રૂડે, ન કરે વાદ વિવાદ જી ॥ ચાર કષાય કરમનાં કારણ, વરજે મદ ઉનમાદ જી ॥ સુ૦ ॥૧૧॥ પાપસ્થાનક અઢારે વરજે, ન કરે

તાસ પ્રસંગ જી ॥ વિકથા મુખથી ચાર નિવારે, સુમતિ ગુપ્તિશું રંગ જી ॥ સુ૦ ॥ ૧૨ ॥ અંગ ઉપાંગ સિદ્ધાંત વખાણે, દે શુદ્ધો ઉપદેશ જી ॥ શુદ્ધે મારગે ચાલે ચલાવે, પંચાચાર વિશેષ જી ॥ સુ૦ ॥ ૧૩ ॥ દશાવિધ યતિધર્મ જિન ભાંખ્યો, તેહના ધારણહાર જી ॥ ધરમ થકી જે કિમ હી ન ચૂકે, જો હોય કોડિ પ્રકાર જી ॥ સુ૦ ॥ ૧૪ ॥ જીવતણી હિંસા જે ન કરે, ન વદે મૃષાવાદ જી ॥ તૃણ માત્ર અણદીધું ન લીયે, સેવે નહી અબ્રહ્મ જી ॥ સુ૦ ॥ ૧૫ ॥ નવવિધ પરિગ્રહ મૂળ ન રાખે, નિશિ ભોજન પરિહાર જી ॥ ક્રોધ માન માયાને મમતા, ન કરે લોભ લગાર જી ॥ સુ૦ ॥ ૧૬ ॥ જ્યોતિષ આગમ નિમિત્ત ન ભાંખે, ન કરાવે આરંભ જી ॥ ઔષધ ન કરે નાડી ન જુવે, સદા રહે નિરારંભ જી ॥ સુ૦ ॥ ૧૭ ॥ ડાકણ શાકણ ભુત ન કાઢે, ન કરે હળવો હાથ જી ॥ મંત્ર યંત્રને રાખડી કરી તે, નવિ આપે પરમાર્થ જી ॥ સુ૦ ॥ ૧૮ ॥ વિચરે ગામ નગર પુર સઘળે, ન રહે એકણ ઠામ જી ॥ ચોમાસા ઉપર ચોમાસું, ન કરે એકણ ગ્રામ જી ॥ સુ૦ ॥ ૧૯ ॥ ચાકર નફર પાસે નવિ રાખે, ન કરાવે કોઇ કાજ જી ॥ ન્હાવણ ધોવણ વેષ બનાવણ, ન કરે શરીરની સાર જી ॥ સુ૦ ॥ ૨૦ ॥ વ્યાજવટાનું નામ ન જાણે, ન કરે વણજ વ્યાપાર જી ॥ ધર્મહાટ માંડીને બેઠા, વણજ છે પર ઉપગાર જી ॥ સુ૦ ॥ ૨૧ ॥ તે ગુરૂ તારે અવરાંને તારે, સાયરમાં જિમ ઝાજ જી ॥ કાષ્ઠ પ્રસંગે લોહ તરે જિમ, તેમ ગુરૂ સંગતે પાપિ જી ॥ સુ૦ ॥ ૨૨ ॥ સુગુરૂ પ્રકાશક લોચન સરિખા, જ્ઞાન તણા દાતાર જી ॥ સુગુરૂ દીપક ઘટ અંતર કેરા, દૂર કરે અંધકાર જી ॥ સુ૦ ॥ ૨૩ ॥ સુગુરૂ અમૃત સરિખા શીળા, દીયે અમરગતિ વાસ જી ॥ સુગુરૂ તણી સેવા નિત્ય કરતાં, છૂટે કર્મનો પાસ જી ॥ સુ૦ ॥ ૨૪ ॥ સુગુરૂ પચીશી શ્રવણ સુણીને, કરજ્યો સુગુરૂ પ્રસંગ જી ॥ કહે જિન હર્ષ સુગુરૂ સુપસાયે, જ્ઞાનહર્ષ ઉચ્છવરંગ જી ॥ સુ૦ ॥ ૨૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી કુગુરુ પચીશીની સજ્ઝાય.

( દોહા. )

શ્રી જિનવર પ્રણમું સદા, લહી સદ્ગુરૂ આધાર ॥ કુગુરૂતણા લક્ષણ કહું, સુણજ્યો સહુ નર નાર ॥ ૧ ॥

## ॥ ઢાલ ૧ લી. ॥

( દેશી ચોપાઈની. ॥

મન શુદ્ધે સુણજ્યો નરનાર, રીસ મ ધરજ્યો હૃદય મઝાર ॥ પંચ પ્રમાદ જે નવિ છંડશે, તે કુગુરૂ કિમ તરશે તારશે ॥ ૨ ॥ કંઠ લગે નિત્ય ભોજન કરે, જે પરલોક થકી નવિ ડરે ॥ સમીસાંઝથી સંથાર શે, તે૦ ॥ ૩ ॥ દિન ઊગ્યા વિણ દાતણ કરે, મનમાં સૂગપણું આદરે ॥ ન કરે એક દિન નોકારશી, તે૦ ॥૪॥ પટીયાં પાઠે સમારે કેશ, નિત નિત નવા બનાવે વેષ ॥ મુખ ધોવે જોવે આરશી, તે૦ ॥ ૫ ॥ હસે ધસે બોલે પારસી, ન્હાઈ ધોઈ જોવાના રસી ॥ વેષ બનાવ કરયા ના રસી, તે૦ ॥ ૬ ॥ સાકર દૂધ પીયે પરભાત, ચાવલ દાળ જમે નિત ભાત ॥ સખર શાક વિણુ નવિ જિમશે, તે૦ ॥ ૭ ॥ ઊનું નીર ન પીવે કદા, સજળ કુંભ ભરી મુકે સદા ॥ જર જરીએ પાણી ઠારશે. તે૦ ॥ ૮ ॥ જે નિત્ય રાતે દીવો કરે, પડદા બાંધી ખુણે ઊતરે ॥ ભક્ષાભક્ષ ન વિચારશે, તે૦ ॥ ૯ ॥ સેવે મૈથુન રાખે દામ, નામ ધરાવે ગૌતમસ્વામ ॥ વિષય કષાય જે નવિ છંડશે, તે૦ ॥ ૧૦ ॥ ધમધમ મારગ ચાલે જેહ, ઈર્યાસમિતિ ન શોધે તેહ ॥ મનમાં જયણા નવિ ધારશે, તે૦ ॥ ૧૧ ॥ દિવસે જે મુનિ ભમતો ફરે, રાતે સારી પાસે રમે ॥ એક જીતે ને એક હારશે, તે૦ ॥ ૧૨ ॥ જડી બુટ્ટીને જન્મોત્તરી, હળદો હાથ કરે હિત ધરી ॥ સાપ વીંછી જે ઉતારશે, તે૦ ॥ ૧૩ ॥ ભાડે બળદ ચલાવે પંથ, નામ ધરાવે છે નિર્ગ્રંથ ॥ વાટે બળદ પોતે ચારશે, તે૦ ॥૧૪॥ ગાડે બેઠા કરે વિહાર, ગાડા પાખે ન ચાલે ભાર ॥ ઈર્યા સુમિતિ કિસિ શોધશે, તે૦ ॥૧૫॥ ઓછાને અધિકાં કાટલાં, સાથે રાખે પાટ પાટલા ॥ માનવ ભવ એળે હારશે, તે૦ ॥૧૬॥ એકણુ ધેર ખમાસણુ દીયે, અશનાદિક ચારે આહાર લીયે ॥ સચિત્ત અચિત્ત ન વિચારશે, તે૦ ॥૧૭॥ સૂરજ ઊગે કરે સનાન, ધૂપ ઉખેવે બેસે ધ્યાન ॥ મિથ્યા સુર મનમાં ધારશે, તે૦ ॥૧૮॥ ધુરથી પંચ મહાવ્રત ધરે, સવ્વં સાવજ્જં ઉચ્ચરે ॥ કુગુરૂ તણાં લક્ષણ એ હસી, તે૦ ॥ ૧૯ ॥ મ્હોટી પદવીના જે ધણી, લોક માંહે જસ પ્રભુતા ઘણી ॥ ધર્મ રીતિ પણ તે નહી કિશી, તે૦ ॥ ૨૦ ॥ ગૃહસ્થ તણી પરે કરે વ્યાપાર, વેચે પુસ્તક વસ્ત્ર અપાર ॥ પાર પંથ

દેખાડે હસી, તે૦ ॥ ૨૧ ॥ ચીપીને થરમાં પાંગરે, વેષ લેઇને તારા કરે ॥ મીઠી વાણી કદિ ન બોલશી, તે૦ ॥ ૨૨ ॥ કાળો સાપ કુ-ગુરૂથી ભલો, એક વાર કરે મામલો ॥ કુગુરૂ ભવોભવ દુઃખ દે હસી, તે૦ ॥ ૨૩ ॥ કુગુરૂ તણાં ચાવાં એ ચરિત્ત, ધર્મ વિના બોલે વિપરીત ॥ કુગુરૂતણો સંગ નહી છાંડશે, તે૦ ॥ ૨૪ ॥ તે શ્રી આણંદવિમળ ગુરૂરાજ, પંચમ આરે દીઠાં આજ ॥ તે ગુરૂનો પામી સુપસાય, તેજપાળ પભણે સુખદાય ॥ ૨૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી રુક્મિણીની સજ્ઝાય.

વિચરંતા ગામો ગામ, નેમિ જિનેશ્વર સ્વામ ॥ આછે લાલ ॥ નયરી દ્વારામતિ આવિયા જી ॥ ૧ ॥ કૃષ્ણાદિક નર નાર, સહુ મળી પર્ષદા બાર ॥ આછે લાલ ॥ નેમિ વંદણ તિહાં આવિયા જી ॥ ૨ ॥ દે દેશના જિનરાય, આવે સહુને દાય ॥ આછે૦ ॥ રૂકમણિ પૂછે શ્રી નેમિને જી ॥ ૩ ॥ પુત્રને મ્હારે વિયોગ, શો હશે કર્મ સંયોગ ॥ આછે૦ ॥ ભગવંત મુજને તે કહો જી ॥ ૪ ॥ તું હતી નૃપની નાર, પૂરવ ભવ કોઇ વાર ॥ આછે૦ ॥ ઉપવન રમવાને સંચ-ર્યાં જી ॥ ૫ ॥ ફરતાં વન મોઝાર, દીઠો એક સહકાર ॥ આછે૦ ॥ મોરલી વીયાણી તિહાં કણે જી ॥ ૬ ॥ સાથે હતો તુમ નાથ, ઇંડાં ઝાલ્યાં હાથ ॥ આછે૦ ॥ કંકુ વરણાં તે થયાં જી ॥ ૭ ॥ નવિ ઓળખે તિહાં મોર, કરવા લાગી સોર ॥ આછે૦ ॥ સોળ ઘડી નવિ સેવીયાં જી ॥ ૮ ॥ તિણે અવસર ઘમઘોર, મોરલા કરે છે સોર ॥ આછે૦ ॥ ચોદિશ ચમકે વીજળી જી ॥ ૯ ॥ પછી વૂઠયો તિહાં મેહ, ઇંડાં ધોવાણાં તેહ ॥ આછે૦ ॥ સોળ ઘડી પછી સેવીયાં જી ॥ ૧૦ ॥ હસતાં તે બાંધ્યાં કર્મ, નવિ ઓળખ્યો જિનધર્મ ॥ આછે૦ ॥ રોતાં ન છૂટે પ્રાણીયા જી ॥ ૧૧ ॥ તિહાં બાંધી અંતરાય, ભાંખે શ્રી જિનરાય ॥ આછે૦ ॥ સોળ ઘડિનાં વરસ સોળ થયાં જી ॥ ૧૨ ॥ દેશના સુણી અભિરામ, રૂકિમણી રાણી તામ ॥ આછે૦ ॥ સૂધો તે સંયમ આદર્યો જી ॥ ૧૩ ॥ થિર રાખ્યાં મન વચ કાય, શિવ-પુરી નગરીમાં જાય ॥ આછે૦ ॥ કર્મ ખપાવી મુગતેં ગયાં જી ॥ ૧૪ ॥ તેહનો છે વિસ્તાર, અંતગડસૂત્ર મોઝાર ॥ આછે૦ ॥ રાજવિજય રંગે ભણે જી ॥ ૧૫ ॥ ઇતિ. ॥

## અથ શ્રી રાજિમતી રહનેમોની સજ્જાય.

એક દિવસ વિષે રહનેમી રહ્યા કાઉસ્સગ્ગ ધ્યાને, રાજુલ રહી તસ ગુફામાં ચિવર સૂકાવે છાને ॥ એ આંકણી ॥ ઋષિ રાજુલ દેખીને ગળિયા છે ॥ કાઉસગ કરવાને બળિયા છે ॥ મુનિ માંહીથી ચળિયા છે ॥ એક૦ ॥ ૧ ॥ રહનેમિ હર્ષ હૈડે લાવે ॥ પેખી રાજિમતી બહુ સુખ પાવે ॥ મન ચિંતવે રાજુલ પ્રિયે આવે ॥ ઓ વહુઅર જી, અમ સાથે સંસારતણાં સુખ માણો ॥ સો પરિહરિ જી ॥ પ્રેમ પ્રિયકે બંધવ ઊપર આણો ॥ એક૦ ॥ ૨ ॥ આપણે સંસાર સફળ કરશું, પછી વૃદ્ધપણે વળિ વ્રત ધરશું ॥ લેઇ સંયમ ભવસાગર તરશું ॥ ઓ વહુઅર જી૦ ॥ ૩ ॥ ઈમ નિસુણી વચન રાજુલ નારી, દે સાર શિખામણ સુખકારી ॥ કહે ઉત્તમ વાણી હિતકારી ॥ ઓ દેવર જી, વ્રત ભૂલ્યાં ભમશો લહેશો ભય ભારી ॥ ૪ ॥ વ્રત ચૂકીને દુરગતિ અવતરશો, પરમાધામી ને વશ પડશો ॥ જો આળ હમારી તુમે કરશો ॥ ઓ દેવર જી૦ ॥૫॥ તેં નિજ કુળની લજ્જા મૂકી, અતિચાર ગયો સંયમ ચૂકી ॥ કુણ નિરખે હો મુનિ નિજ થૂંકી ॥ ઓ દેવર જી૦ ॥૬॥ એહ વાત તુને નવિ છાજે છે, ઈમ જપતાં યદુકુળ લાજે છે ॥ વળી મહાવ્રત ત્હારાં ભાંજે છે ॥ ઓ દેવર જી૦ ॥૭॥ જુઓ અમ સરખી રાણી રૂડી, ભરજોવન તુજ ભ્રાતે છોડી ॥ તોયે મૂર્ખ પ્રીતિ કિસિ જોડી ॥ ઓ રહનેમી, નેમિતણી હું નારી તે જોને વિચારી ॥ અતિ હિતકારી, ગુરૂ બંધવની નારી તે જનની ત્હારી ॥ ૮ ॥ પ્રતિબોધ ઈત્યાદિક ઇમ આપી, દેવરનું દિલડું થિર થાપી ॥ દેઈ મિથ્યાદુષ્કૃત અઘ કાપી ॥ ઓ રહનેમી૦ ॥૯॥ તવ તે તિહાંથી તુરત જ વળિયા, કહે ઉત્તમ જન પંથે ભળિયા ॥ રહનેમિ રાજુલ જિનને મળિયા ॥ ઓ રહનેમી૦ ॥ ૧૦ ॥ સહસાવન સંયમ નિરધારી, શિવ પહોત્યા જિન રાજુલ નારી ॥ એ અવિચળ જોડ યદુ અવતારી ॥ પ્રભુ સુખકારી, લેઈ સંયમ રહનેમિ વરયા શિવ નારી ॥ ભવિ ઉપગારી, નેમિ નવ ભવ નેહ પ્રથમ ત્રિય તારી ॥ ૧૧ ॥ રહનેમિ સંસાર જણાવ્યો છે, રાજુલ શુદ્ધ માર્ગ સુણાવ્યો છે ॥ ઈહાં એ અધિકાર બનાવ્યો છે ॥ પ્રભુ ઉપગારી૦ ॥ ૧૨ ॥ સંવત પંચોતેર અઢારે, કાર્તિક શુદી બીજ રવીવારે ॥ ચિત્ત ચોકસ ચાર ચતુર ધારે ॥ પ્રભુ ઉપગારી૦ ॥૧૩॥ ગુરૂ ગૌતમ નામે જસ પાયો, તસ શિષ્ય ખુશાલવિજય ભ:·

યે ॥ તસ શિષ્ય ઉત્તમચંદ ગુણ ગાયો ॥ પ્રભુ ઉપગારી ૦ ॥ ૧૪॥ ઇતિ.

---

# અથ શ્રી શ્રાવકને શિખામણનો સજ્જાય.

મંગળ કરણ નમીજે ચરણ જનમ મરણ દો ચોગઇ હરણ ॥ જીવજ- ગાવું હવે આપણો, એળે સંસાર રોળ્યો છે ઘણો ॥૧॥ઉઠ રે જીવ તું સૂતો જાગ, જઈ જિનવરને પાયે લાગ ॥ સઘળી વાતતણો રસ છાંડ, અ- રિહંત ધ્યાન સમતાશું માંડ ॥ ૨ ॥ સત્ય શિયળ પાળે આતમા, પાપે જઈશ નરક સાતમાં ॥ દેવ ધ્યાન ગુરૂને દે દાન, કર પડિક્ક- મણું કર પચ્ચખ્ખાણ ॥ ૩ ॥ ધંધો કરતાં બહુ દિન ચડે, પોરશી કરતાં પાછો પડે ॥ વિણ પચ્ચખ્ખાણે બહુ દિન ગમે. કાં રે જીવ તું ભુલો ભમે ॥ ૪ ॥ અસુરા વાળુ નવિ કીજિયે, અણગળ પાણી નવિ પીજિયે ॥ રાત્રે કર તિવિહાર ચોવિહાર, જાણે છે જે અથિર સંસાર ॥ ૫ ॥ વહેલો ઉઠી રાત પાછલી, સામાયિક તું કરજે વળી ॥ પહેલું લેજે દેવ ગુરૂનું નામ, જોઈ પૂંજી કરવું કામ ॥ ૬ ॥ છાણાં ઈંધણાં નિત સુઝીયે, ચૂલો ભાજન પછિ પુંજીએ ॥ ઘંટી ખાંડણિયા જોઇયે ઘણા, દીવે મૂકિયે નિત ઢાંકણાં ॥ ૭ ॥ રે જીવ વહેલો ઉઠી સહી, ચોવિ સંથો તું મુકીશ નહી ॥ પછી વાંદે પગ ગુરૂના વિને, ધર્મવિચાર જાણે જે કને ॥ ૮ ॥ સાધુ સાધવી દેખે જ્યાંહ. નીચું શીશ નમાવે ત્યાંહ ॥ વિનય કરે વડાનો ઘણો, પાંચપર્વી કર એ- કાસણો ॥ ૯॥ વહેલો ઉઠી પદ બે પદ પઢે, ભણવું ગણવું કોઇશું મત લડે ॥ નવકારવાળી એક બે ગુણે, વાત તાંત ભુંઠી મત સૂણે ॥ ૧૦ ॥ સહુને સુખદાયક સાચું ભાખ, મ ભરીશ કોઇની કુડી સા- ખ ॥ ગાઢે મ બોલીશ રાત પાછલી, સુતા ન જગાવિશ કોઇને વ- ળી ॥ ૧૧ ॥ થાળી સામું જોઇને જમે, સારિ પાસે રમત મત રમે ॥ પાણી ન પીયે ઊંચે મુખે, દુખીયો ન થઇશ પારકે સુખે ॥ ૧૨ ॥ લોલપુલ મ ચાંપે શેવાળ, નાટક ચેટક જોવાં ટાળ ॥ કાચાં કુણાં ફળ નવિ ચુટીયે, થાપણ દેણું દેઇ છુટીયે ॥ ૧૩ ॥ પરસ્ત્રી દેખી નીચું જોય, પડી વસ્તુ નવિ લેશો કોય ॥ એળે ગાળ ન દેવી ક હી, કઠણ વચન મુખથી નવિ કહી ॥ ૧૪ ॥ નિજ ગુણ ઢાંકી પર ગુણ બોલ, મરમ મોસો કોઇનો મત ખોલ ॥ મંત્ર જંત્રના ભામા ભોઠ, જડીબુટી ઉપડે હોય ખોડ ॥ ૧૫ ॥ સબંધ નિમિત્ત જેહવું મળે, ચિત્તમાં ચિંતવ્યું તે શું ફળે ॥ મ કરીશ કોઇશું હાંસી વાદ,

અરતિ રૂદ્ર હોશે વિષવાદ ॥ ૧૬ ॥ હર્ષ ઉચાટ હૈડે મતિ ધરે, નિરતિ વાતે ક્ષમા આદરે ॥ રે જીવ મ કરીશ કોઇથી તાંત, સંગત મ માંડીશ ઓછી જાત ॥ ૧૭ ॥ પરઘેર જઇ મ મ વસજે રાત, કૂડાં કલંગ લેઈ આવે સાથ ॥ બે જણ વાત કરે છે જ્યાં, ત્રીજા ન ઉભા રહેશો ત્યાં ॥ ૧૮ ॥ દુષ્ટ સંગતમાં બેસશે ખોડ, ભુંડું મ બોલી કોઇનુ હોઠ ॥ મ સુણીશ વાત કોઈ તણી, આંખે દેખીશ પ્રત્યક્ષ ગણી ॥ થોડું સૂવે થોડું જમે, થોડું બોલે થોડું ભમે ॥ પહેલે બોલે ઉઠી સેણ મત બોલે ઉઘાડે વેણ ॥ ૨૦ ॥ અછતાં આળ મ દેઇશ ગાળ, હળવે હળવે જોઇને ચાલ ॥ ભંડી ગંધે નાક ન મોડ, આખું ફૂળ રાંધે હોય ખોડ ॥ ૨૧ ॥ છાનું લીધું દીધું દાન, ખાધું પીધું કેહને માન ॥ પારકા ગુણ કીધા જાણીયે, આપણુ પુતે તે ન વખાણિયે ॥ વિજયભદ્રની જે શિખ ધરે. તે નરકા વાસે નવિ અવતરે ॥ ૨૨ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી જીવરાશિની સજ્જાય.

હવે રાણી પદમાવતી. જીવરાશિ ખમાવે ॥ જાણપણું જગ તે ભલું, એણી વેળાયે આવે ॥ તે મુજ મિચ્છામિદુક્કડં ॥ ૧ ॥ અરિહંતની સાખ ॥ જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ ॥ તે મુજ૦ ॥ ૨ ॥ સાતલાખ પૃથ્વીતણા, સાતે અપકાય ॥ સાતલાખ તેઉ કાયના સાતે વળી વાય ॥ તે મુજ૦ ॥ ૩ ॥ દશ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદે સાધાર ॥ બી તિ ચૌરેંદ્રિય જીવના, બે બે લાખ વિચાર ॥ તે મુજ૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી ॥ ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી ॥ તે મુજ૦ ॥ ૫ ॥ ઈણ ભવે પરભવે સેવીયાં, જે પાપ અઢાર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતિનાં દાતાર ॥ તે મુજ૦ ॥ ૬ ॥ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ ॥ દોષ અદત્તા દાનના, મૈથુન ઉનમાદ ॥ તે મુજ૦ ॥ ૭ ॥ પરિગ્રહ મેળ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ ॥ માન માયા લોભ મેં કિયાં, વળિ રાગને દ્વેષ ॥ તે મુજ૦ ॥ ૮ ॥ કળહ કરી જીવં દુહવ્યા દીધાં કૂડાં કલંક ॥ નિંદા કીધી પારકી, રતિ અરતિ નિસંક ॥ તે મુજ૦ ॥ ૯ ॥ ચાડી કીધી પારકી, કીધો થાપણ મોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરૂસો ॥ તે મુજ૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવે મેં કિયા, જીવના વધ ઘાત ॥ ચડીમાર ભવે ચરકલાં, માર્યાં

દિન રાત ॥ તે મુજ૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર ॥ જીવ અનેક જબ્બે કીયા, કીધાં પાપ અઘોર ॥ તે મુજ૦ ॥ ૧૨ ॥ માછીને ભવે માછલાં, ઝાલ્યાં જળવાસ ॥ ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયા પાસ ॥ તે મુજ૦ ॥ ૧૩ ॥ કોટવાળ ને ભવે મેં કીયા, આકરા કર દંડ ॥ બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ ॥ તે મુજ૦ ॥ ૧૪ ॥ પરમાધામી ને ભવે, દીધાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ ॥ તે મુજ૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કિયા, નીમાહ પચાવ્યા ॥ તેલી ભવે તલ પીલિયા, પાપે પિંઠ ભરાવ્યા ॥ તે મુજ૦ ॥ ૧૬ ॥ હાળી ભવે હળ ખેડીયાં, ફોડયા પૃથ્વીનાં પેટ ॥ સૂડ નિદાન કિયાં ઘણું, દીધા બળદ ચપેટ ॥ તે મુજ૦ ॥ ૧૭ ॥ માળી ભવે રોપ રોપિયા, નાનાવિધ વૃક્ષ ॥ મૂળ પત્ર ફળ ફુલનાં લાગ્યાં પાપ અલક્ષ ॥ તે મુજ૦ ॥૧૮॥ અધોવાઈયા ને ભવે, ભરયા અધિકા ભાર ॥ પોઠી ઊંટ કીડા પડયા, દયા નાણી લગાર ॥ તે મુજ૦ ॥ ૧૯ ॥ છીપાને ભવે છેતર્યા. કીધા રંગણ પાસ ॥ અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ ॥ તે મુજ૦ ॥ ૨૦ ॥ શૂર પણે રણઝુઝતાં, મારયાં માણસ વૃંદ ॥ મદિરા માસ માખણ ભખ્યાં ખાધા મૂળ ને કંદ ॥ તે મુજ૦ ॥ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં ॥ આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપ જ સંચ્યાં॥ તે મુજ૦ ॥૨૨॥ અંગાર કર્મ કિયાં વળી, ધરમે દવ જ દીધા ॥ સમ ખાધા વીતરાગના કૂડા કોસ જ કીધા ॥ તે મુજ૦ ॥ ૨૩ ॥ બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગીરોળી હત્યારી ॥ મૂઢ ગમાર તણે ભવે, મેં જૂ લીખ મારી॥ તે મુજ૦॥૨૪॥ ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ ॥ જાર ચણા ઘઉં શેકિયા, પાડંતા રીવ ॥ તે મુજ૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક ॥ રાંધણ ઈંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્વેગ ॥ તે મુજ૦ ॥ ૨૬॥ વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ ॥ ઈષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ ॥ તે મુજ૦ ॥૨૭॥ સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઈને ભાગ્યાં ॥ મૂળ અને ઊત્તરતણાં, મુજ દૂષણ લાગ્યાં ॥ તે મુજ૦ ॥ ૨૮ ॥ સાપ વીછીં સિંહ ચીતરા, શકરાને સમળી ॥ હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી ॥ તે મુજ૦ ॥૨૯॥ સૂવાવડી દૂષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા ॥ જીવાણી ઢોળ્યાં ઘણાં શીળ વ્રત ભંજાવ્યાં ॥ તે મુજ૦ ॥ ૩૦ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધો દેહ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ

પવિત્ર ॥ તે મુજ૦ ॥ ૩૧ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોશિરૂં, તિણિશું પ્રતિબંધ ॥ તે મુજ૦ ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ ॥ ત્રિવીધે ત્રિવીધે કરી વોશિરૂં, તિણુશું પ્રતિબંધ ॥ તે જ૦ ॥૩૩॥ ઇણિપરે ઇહભવ પરભવે, કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦ ॥ ૩૪॥ એણિ વિધે એ આરાધના ભાવે કરશે જેહ ॥ સમયસુંદર કહે પાપથી, વળી છુટશે તેહ ॥ તે મુજ૦ ॥ ૩૫ ॥ રાગ વૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ ॥ સમયસુંદર કહે પાપથી, છૂટે તતકાળ ॥ તે મુજ૦ ॥ ૩૬ ॥ ઇતિ૦ ॥

---

## अथ श्री क्षमा छत्रीशीनो सज्झाय.

આદર જીવ ક્ષમા ગુણ આદર, મ કરીશ રાગ નેદ્વેષ જી ॥ સમતાયે શિવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષ જી ॥ આદર૦॥૧॥ સમતા સંયમ સાર સુણીજે, વૃહતકલ્પની શાખ જી ॥ ક્રોધે ક્રોડ પૂરવનું સંયમ, બાળીને કરે રાખ જી॥ આ૦ ॥ ૨ ॥ કુણ કુણ જીવ તર્યો ઉપશમથી, સાંભળ તું દષ્ટાંત જી ॥ કુણ કુણ જીવ ભમ્યા ભવ માંહે, ક્રોધતણે વિરતંત જી ॥ આ૦ ॥ ૩ ॥ સોમલ સસરે શીશ પ્રજાળ્યું, બાંધી માટીની પાળ જી ॥ ગજસુકુમાળ ક્ષમા મન ધરતો, મુગતિ ગયો તતકાળ જી ॥ આ૦ ॥ ૪ ॥ કૂળવાળુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપારજી ॥ કોણિક ની ગણિકા વશ પડીયો,રડવડિયો સંસારજી ॥ આ૦ ॥ ૫ ॥ સોવનકારે કરી અતિ વેદન, વાધ્રશું વીંટયું શીશ જી ॥ મેતારજ ઋષિ મુગતેં પહોત્યા, ઉપશમ એહ જગીશ જી ॥ આ૦ ॥ ૬ ॥ કુરૂડ ખુરૂડ બે સુાધુ કહાતા, રહ્યા કુણાલા ખાળ જી ॥ ક્રોધ કરી તે કુ ગતી પહોત્યા, જનમ ગમાયો આળજી ॥ આ૦ ॥ ૭ ॥ કર્મ ખપાવી મુગતેં પહોત્યા, ખંધકસૂરિના શિષ્ય જી ॥ પાલક પાપીયે ઘાણી પીલ્યા, નાણી મનમાં રીસ જી ॥ આ૦ ॥ ૮ ॥ અચ્ચંકારી નારી અતિ ચૂકી, તોડયો પીયુશું નેહ જી ॥ બબ્બરકુળ સહ્યાં દુઃખ બહુળાં, ક્રોધતણાં ફળ એહ જી॥ આ૦ ॥ ૯॥ વાઘણે સર્વ શરીરવલૂર્યું, તતક્ષણ છોડયા પ્રાણ જી॥ સાધુ સુકોસળ શિવસુખ પામ્યા, એહ ક્ષમા ગુણ ખાણ જી ॥ આ૦ ॥૧૦॥ કુણ ચંડાળ કહીજે બિહુ મેં, નિરતિ નહી કહે દેવ જી ॥ ઋષિ ચંડાળ કહીજે વઢતો, ટાળો વેઢની ટેવ જી ॥ આ૦ ॥૧૧॥ સાતમી

નરક ગયો તે બ્રહ્મદત્ત, કાઢી બ્રાહ્મણે આંખ જી ॥ ક્રોધ તણાં ફળ કડુઆં જાણી, રાગ દ્વેષ ઘો નાંખ જી ॥ આ૦ ॥ ૧૨॥ ખંધકઋષિની ખાલ ઉતારી, સહ્યો પરિસહ જેણુ જી ॥ ગર્ભવાસ ના દુઃખથી છૂટયો, સબળ ક્ષમા ગુણુ તેણુ જી ॥ આ૦ ॥ ૧૩ ॥ ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિકુમાર જી ॥ દંડક નૃપનો દેશ પ્રજાળ્યો, ભમશે ભવ મઝાર જી ॥ આ૦ ॥ ૧૪ ॥ ચંડરૂદ્ર આચારજ ચલતાં, મસ્તક દીધ પ્રહાર જી ॥ ક્ષમા કરંતાં કેવળ પામ્યો, નવ દીક્ષિત અણુગાર જી ॥ આ૦ ॥ ૧૫ ॥ પાંચ વાર ઋષિને સંતાપ્યો, આણી મનમાં દ્વેષ જી ॥ પંચ ભવ સીમ દહ્યો નંદનાદિક, ક્રોધતણાં ફળ દેખ જી ॥ આ૦ ॥ ૧૬ ॥ સાગરચંદ્રનું શીશ પ્રજાલ્યું, નિશિ નભસેન નરિંદ જી ॥ સમતા ભાવ ધરી સુરલોકે, પહોત્યો પરમાનંદ જી ॥ આ૦ ॥ ૧૭ ॥ ચંદના ગુરૂણીયે ઘણું નિભ્રંછી, ધિગ ધિગ તુજ અવતાર જી ॥ મૃગાવતી કેવળસિરિ પામી, એહ ક્ષમા અધિકાર જી ॥ આ૦ ॥ ૧૮ ॥ શાંબ પ્રધુમ્ન કુમર સંતાપ્યો, કૃષ્ણુ દ્વૈપાયન સાહ જી ॥ ક્રોધ કરી તપનું ફળ હાર્યો, કીધો દ્વારિકા દાહ જી ॥ આ૦ ॥ ૧૯ ॥ ભરતને મારણ મૂઠી ઉપાડી, બાહુબળિ બળવંત જી ॥ ઉપશમ રસ મન માંહે આણી, સંયમ લે મતિ મંદ જી ॥ આ૦ ॥૨૦॥ કાઉસગ માં ચડિઓ અતિ ક્રોધે, પ્રસન્નચંદ્ર ઋષિરાય જી ॥ સાતમી નરક તણાં દળ મેળ્યાં, કડુઆ તેણુ કષાય જી ॥ આ૦ ॥ ૨૧ ॥ આહાર માંહે ક્રોધે ઋષિ થૂંકયા, આણ્યો અમૃત ભાવ જી ॥ કૂરગડૂયે કેવળ પામ્યું, ક્ષમાતણે પરભાવ જી ॥ આ૦ ॥૨૨॥ પાર્શ્વનાથને ઉપસર્ગ કીધા, કમઠ ભવાંતર ધીઠ જી ॥ નરક તિર્યંચતણાં દુઃખ લાધ્યાં, ક્રોધ તણાં ફળ દીઠ જી ॥ આ૦ ॥૨૩॥ ક્ષમાવંત દમદંત મુનીશ્વર, વનમા રહ્યા કાઉ-સગ્ગ જી ॥ કૌરવ કટક હણ્યો ઈટાળે, તોડયા કર્મના વગ્ગ જી ॥ આ૦ ॥ ૨૪ ॥ સજ્યા પાળક કાને તરૂઓ, નાંખ્યો ક્રોધ ઉદીર જી ॥ બેહુ કાને ખીલા ઠોકાણા, નવિ છૂટયા મહાવીર જી ॥ આ૦ ॥૨૫॥ ચાર હત્યાનો કારક હુતો, દઢપ્રહારી અતિ રેક જી ॥ ક્ષમા કરીને મુગતે પહોત્યો, ઉપસર્ગ સહ્યા અનેક જી ॥આ૦ ॥૨૬॥ પહોર માંહે ઉપજતો હાર્યો, ક્રોધે કેવળ નાણુ જી ॥ દેખી શ્રી દમસાર મુનીસર, સૂત્ર ગુણ્યો ઉઠુણુ જી ॥ આ૦ ॥ ॥૨૭॥ સીંહગુફા વાસી ઋષિ કીધો, સ્થુળભદ્ર ઉપર કોપ જી ॥ વેશ્યા વચન ગયો નેપાળે, કીધો સંયમ લોપ જી ॥ આ૦ ॥ ૨૮ ॥ ચંદ્રાવતંસક કાઉસગ રહિયો, ક્ષમા તણે

ભંડારજી ॥ દાસી તેલ ભરચો નિશિ દીવો, સુર પદવી લહે સાર જી ॥ આ૦ ॥૨૯॥ એમ અનેક તરચા ત્રિભુવનમેં, ક્ષમાગુણે ભવિ જીવ જી ॥ ક્રોધ કરી કુગતેં તે પહોત્યા, પાડંતા મુખ રીવ જી ॥ આ૦ ॥ ૩૦ ॥ વિષ હળાહળ કહીયે વિરૂઓ, તે મારે એક વાર જી॥ પણુ કષાય અનંતી વેળા, આપે મરણુ અપાર જી ॥ આ૦ ॥૩૧॥ ક્રોધ કરંતાં તપ જપ કીધાં, ન પડે કાંઇ ઠામ જી ॥ આપ તપે પરને સંતાપે, ક્રોધ શું કેહો કામ જી ॥ આ૦ ॥ ૩૨ ॥ ક્ષમા કરંતાં ખરચ ન લાગે, ભાંગે ક્રોડ કલેશ જી ॥ અરિહંત દેવ આરાધક થાયે, વ્યાપે સુજસ પ્રદેશ જી ॥ આ૦ ॥ ૩૩ ॥ નગર માંહે નાગોર નગીનો, જિહાં જિનવર પ્રસાદ જી ॥ શ્રાવક લોક વસે અતિ સુખીયા, ધર્મતણે પરસાદ જી ॥ આ૦ ॥ ૩૪ ॥ ક્ષમાછત્રીશી ખાંતે કીધી, આતમ પર ઉપગાર જી ॥ સાંભળતાં શ્રાવક પણુ સમજ્યા, ઉપશમ ધરચો અપાર જી ॥આ૦॥૩૫॥ જુગપ્રધાન જિણુચંદસૂરિસર, સકળચંદ તસુ શિષ્યજી॥ સમયસુંદર તસુ શિષ્ય ભણે ઇમ, ચતુર્વિધ સંઘ જગીશ જી ॥આ૦॥૩૬॥

---

## અથ શ્રી લોભની સજ્ઝાય.

( ઇડર આંબા આંબલી રે, એ દેશી. )

લોભ ન કરીએ પ્રાણીયા રે, લોભ બૂરો સંસાર ॥ લોભ સમો જગમાં નહી રે, દુર્ગતિનો દાતાર ॥ ભવિક જન, લોક બૂરો રે સંસાર ॥ ૧ ॥ કરજ્યો તુમે નિરધાર ॥ ભવિક૦ ॥ જિમ પામો ભવ પાર ॥ ભવિક૦॥ લોભ બૂરો રે સંસાર ॥ એ આંકણી॥ અતિ લોભે લક્ષ્મી પતી રે, સાગર નામે શેઠ ॥ પૂર પયોનિધિમાં પડચો રે, જઇ બેઠો તસ હેઠ ॥ ભવિક૦ ॥ લોભ૦ ॥ ૨ ॥ સોવન મૃગના લોભથી રે, દશરથ સુત શ્રી રામ ॥ સીતા નારિ ગમાવીને રે, ભમીયો ઠામો ઠામ ॥ ભવિક૦ ॥ લોભ૦ ॥ ૩ ॥ દશમા ગુણુઠાણુા લગેં રે, લોભતણું છે જોર ॥ શિવપુર જાતાં જીવ નેરે, એહજ મ્હોટો ચોર ॥ ભવિક૦ ॥ લોભ૦ ॥ ૪ ॥ ક્રોધ માન માયા લોભથી રે, દુર્ગતિ પામે જીવ ॥ પરવશ પડીયો બાપડો રે, અહો નિશ પાડે રીવ ॥ ભવિક૦ ॥ લોભ૦ ॥ ૫ ॥ પરિગ્રહના પરિહારથી રે, લહીયે શિવસુખ સાર ॥ દેવદાનવ નરપતિ થઈ રે, જાશે મુગતિ મઝાર ॥ ભવિક૦ ॥ ૬ ॥ ભાવસાગર પંડિત ભણે રે, વીરસાગર બુધ શિષ્ય ॥ લોભતણે ત્યાગે કરી રે, પહોંચે સયળ જગીશ ॥ ભવિક૦ ॥ લોભ૦ ॥ ૭ ॥ ઇતિ.॥

# અથ શ્રી તમાકૂની સજ્ઝાય

પ્રીતમસેંતી વીનવે, પ્રેમદા ગુણની ખાણ ॥ મેરે લાલ ॥ મનમોહન એકણ ચિત્તે, સાંભળો ચતુર સુજાણ ॥ મેરે૦ ॥ કંત તમાકુ પરિહરો ॥૧॥ એ આંકણી ॥ મૂકો એહનો સંગ ॥ મેરે૦ ॥ પંચ માંહે જશ લીજીયે, દીલે વાધે રંગ ॥ મેરે૦ ॥ કંત૦ ॥૨॥ તમાકૂ તે જાણીયે, ખુરાસાણીની આક ॥ મેરે૦ ॥ ઉત્તમ જન તે ઇમ કહે, પીવાની તલાક ॥ મેરે૦ ॥ કંત૦ ॥ ૩ ॥ દૂધ દહીં તે પીજીયે, વળી પીજિયે સાકર ખાંડ ॥ મેરે૦ ॥ ઘૃત પીધે તન ઉલ્લસે, તમાકૂ પરિ છાંડ ॥ મેરે૦ ॥ કંત૦ ॥૪॥ મ્હોટા સાથે બોલતા, મનમાં આવે લાજ ॥ મેરે૦ ॥ દિન પણ એળે નીર્ગમે, વિણસાડે નિજ કાજ ॥ મેરે૦ ॥ કંત૦ ॥ ૫ ॥ હોઠ લિહાળા સારિખા, શ્વાસ ગંધાયે જેણ ॥ મેરે૦ ॥ દાંત તે દીસે સામળા, હૈડું દાઝે તેણ ॥ મેરે૦ ॥ કંત૦ ॥ ૬ ॥ એક પિયારી આચરે, વિટલાવે નિજ જાત ॥ મેરે૦ ॥ વ્યસની વાર્યો નવિ રહે, ન ગણે જાત પર જાત ॥ મેરે૦ ॥ કંત૦ ॥ ૭ ॥ એક ફુંકે જેટલા, વાયુકાય હણાય ॥ મેરે૦ ॥ ખશખશ સમ કાયા કરે, તો જંબૂદ્વીપ ન માય ॥ મેરે૦ ॥ કંત૦ ॥૮॥ ગડાકુ કરી જે પિયે, તે નર મૂઢ ગમાર ॥ મેરે૦ ॥ જળ નાંખે જે જિહાં કને, માખીનો સંહાર ॥ મેરે૦ ॥ કંત૦ ॥૯॥ ચોમાસાના કુંથુઆ, તે કિમ શુદ્ધ જ થાય ॥ મેરે૦ ॥ તમાકૂ પીતાં થકાં, પાપે પિંડ ભરાય ॥ મેરે૦ ॥ કંત૦ ॥૧૦॥ તલક તમાકૂ વાપરી, પરોણાને ભાગ ॥ મેરે૦ ॥ આગેં કરતા લાપશી, હવે ઠીકરે ને આગ ॥ મેરે ॥ કંત૦ ॥ ૧૧ ॥ પાણી એકને બિંદુએ, જીવ કહ્યા જિનરાય ॥ મેરે૦ ॥ વડબીજ સમ કાયા કરે, જંબૂદ્વીપ ન માય ॥ મેરે૦ ॥ કંત૦ ॥૧૨ ॥ અગ્નિ એકને તણખલે, જીવ કહ્યા જિનરાય ॥ મેરે૦ ॥ સરશવ સમ કાયા કરે, જંબૂદ્વીપ ન માય ॥ મેરે૦ ॥ કંત૦ ॥૧૩॥ થૂંકે સમૂર્છિમ ઉપજે, નર પંચેંદ્રિય જીવ ॥ મેરે૦ ॥ એ પણ અસંખ્યાત કહ્યા, શ્રીજગદીશ સદીવ ॥ મેરે૦ ॥ કંત૦ ॥ ૧૪ ॥ જળમાં જીવ કહ્યા ઘણા, સંખ્ય અસંખ્ય અનંત ॥ મેરે૦ ॥ લીલફુલ તિહાં ઉપજે, અગ્નિ પ્રજાળે જંત ॥ મેરે૦ ॥ કંત૦ ॥૧૫॥ તમાકૂ પીતાં થકાં, એ છકાય હણાય ॥ મેરે૦ ॥ જ્યોતિ ઘટે નયણા તણી, શ્વાસે પિંડ ભરાય ॥ મેરે૦ ॥ કંત૦ ॥૧૬॥ ઘડી હોય વ્રત જે કરો, સેવો શ્રી ભગવાન ॥ મેરે૦ ॥ દયા ધર્મ જાણી કરી, સેવો ચતુર સુજાણ ॥ મેરે ॥ કંત ॥૧૭॥ ચતુર વિચારી સમજીયે, ધરીયે

ધર્મનું ધ્યાન ॥ મેરે૦ ॥ આનંદમુનિ એમ ઉચ્ચરે, તે લહે કોડિ કલ્યાણ ॥ મેરે૦ ॥ ૧૮ ॥ ઇતિ. ॥

## અથ શ્રી રાત્રિભોજનની સજ્ઝાય.

પુણ્ય સંચોગે નરભવ લાધ્યો, સાધો આતમ કાજ ॥ વિષયા રસ જાણો વિષ સરીખો એમ ભાંખે જિનરાજ રે ॥ પ્રાણી રાત્રિ ભોજન વારો ॥ આગમ વાણી સાચી જાણી, સમકિત ગુણ સહિનાણી રે ॥ પ્રાણી રાત્રિભોજન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ અભક્ષ બાવીશ માં રયણીભોજન, દોષ કહ્યા પરધાન ॥ તેણે કારણ રાતે મત જમ જયો, જો હોય હૈડે સાન રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ દાન સ્નાન આયુધ ને ભોજન, એટલાં રાતે ન કીજે ॥ એ કરવાં સૂરજની સાખે, નીતિ વચન સમજીજે રે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ ઉત્તમ પશુ પંખી પણ રાતે, ટાળે ભોજન ટાણો ॥ તુમે તો માનવી નામ ધરાવો, કેમ સંતોષ ન આણો રે ॥ પ્રાણી૦ ॥૪॥ માખી જૂ કીડી કોળીયાવડો ભોજનમાં જો આવે ॥ કોઢ જળોદર વમન વિકળતા, એવા રોગ ઉપાવે રે ॥ પ્રાણી૦ ॥૫॥ છન્નુ ભવ જીવ હત્યા કરતાં, પાતક જેહ ઉપાયું ॥ એક તળાવ ફોડંતા તેટલું, દૂષણ સુગુરૂ બતાયું રે॥ પ્રાણી૦ ॥ ૬ ॥ એકલોત્તર ભવ સર ફોડયા સમ, એક દવ દેતાં પાપ ॥ અઠલોત્તર ભવ દવ દીધા જિમ, એક કુવણિજ સંતાપરે ॥ પ્રાણી૦ ॥ ૭ ॥ એકસો ચુમ્માળીસ ભવ લગેં કીધા, કુ વણિજના જે દોષ ॥ કૂડું એક કલંક દીયંતા, તેહવો પાપનો પોષ રે ॥ પ્રાણી૦ ॥૮॥ એકસો એકાવન ભવ લગેં, દીધાં કૂડાં કલંક અપાર ॥ એક વાર શીળ ખંડયા જેહવો, અનરથનો વિસ્તાર રે ॥ પ્રાણી૦ ॥ ૯ ॥ એકસો નવાણુ ભવ લગેં ખંડયા, શિયળ વિષય સંબંધ ॥ તેહવો એક રાત્રી ભોજનમાં, કર્મ નિકાચિત્ત બંધ રે ॥ પ્રાણી ॥ ૧૦ ॥ રાત્રીભોજનમાં દોષ ઘણાં છે, કહેતાં નાવે પાર ॥ કેવળી કહેતાં પાર ન પાવે, પૂરવ કોડિ મઝાર રે ॥ પ્રાણી૦ ॥ ૧૧ ॥ એવું જાણીને ઉત્તમ પ્રાણી, નિત ચઉવીહાર કરીજે ॥ માસે માસે પાસખમણનો, લાભ એણી વિધ લીજે રે ॥ પ્રાણી૦ ॥ ૧૨ ॥ મુનિ વસતાની એહ શીખામણ, જે પાળે નર નારી ॥ સુર નર સુખ વિલસીને હોવે, મોક્ષતણા અધિકારી રે ॥ પ્રાણી૦ ॥ ૧૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રી નિંદા વારકની સજ્ઝાય.

નિંદા ન કરશો કોઇની પારકી રે, નિંદાનાં બ્હોળાં મહા પાપ રે ॥ વૈર વિરોધ વાધે ઘણો રે, નિંદા કરતો ન ગણે માયને બાપ રે ॥ નિંદા૦ ॥ ૧ ॥ દૂર બળતી કાં દેખો તુમે રે, પગમાં બળતી દેખો સહુ કોય રે ॥ પરના મેલમાં ધોયાં લૂગડાં રે, કહો કેમ ઊજળાં હોય રે ॥ નિંદા૦ ॥ ૨ ॥ આપ સંભાળો સહુ કો આપણો રે, નિંદાની મૂકો પડી ટેવ રે ॥ થોડે ઘણે અવગુણે સહુ ભરયા રે, કેહનાં નળિયાં ચુએ કહેનાં નેવ રે ॥ નિંદા ॥ ૩ ॥ નિંદા કરે તે થાયે નારકી રે, તપ જપ કીધું સહુ જાય રે ॥ નિંદા કરો તો કરજ્યો આપણી રે, જેમ છૂટકબારો થાય રે ॥ નિંદા૦ ॥ ૪ ॥ ગુણ ગ્રહજ્યો સહુ કો તણા રે, જેહમાં દેખો એક વિચાર રે ॥ કૃષ્ણપરે સુખ પામશો રે, સમયસુંદર સુખકાર રે ॥ નિંદા૦ ॥ ૫ ॥ ઈતિ૦ ॥

## અથ શ્રી શીયલ વિષે પુરુષને શીખામણની સજ્ઝાય.

ચાલ—સુણ સુણ કંતા રે, શીખ સોહામણી ॥ પ્રીત ન કીજે રે, પર નારી તણી ॥ ઉથલો—પરનારિ સાથે પ્રીત પિયુડા, કહો કિણિ પરે કીજીયે ॥ ઊંઘ વેચી આપણી, ઉજાગરો કેમ લીજીયે ॥ કાછડીછૂટો કહે લંપટ, લોક માંહે લાજીયે ॥ કુળ વિષય ખંપણ રખે લાગે, સગામાં કેમ ગાજીયે ॥ ૧ ॥ ચાલ—પ્રીતિ કરતાં રે, પહેલાં બ્હીજીયે ॥ રખે કોઇ જાણે રે, મનશું ધ્રુજીયે ॥ ઉથલો—ધ્રજીયે મનશું ઝૂરીયે પણ, જોગ મળવો છે નહી ॥ રાત દિન વિલપંતા જાયે, અટવાઇ મરવું સહી ॥ નિજ નારિથી સંતોષ ન વળ્યો, પરનારિથી કહો શું હશે ॥ ભરે ભાણે તૃપ્તિ ન વળી, તો એઠ ચાટે શું થશે ॥ ૨ ॥ ચાલ—મૃગ તૃષ્ણાથી રે, તૃષ્ણા નવિ ટળે ॥ વેળુ પીલ્યાં રે તેલ ન નીકળે ॥ ઉથલો—ન નીકળે પાણી વલોવતાં, લવ લેશ માખણનો વળી ॥ બૂડતાં બાચકા ભરિયા કેણે, તે તરયા વાત ન સાંભળી ॥ તેમ નારિ રમતાં પરતણી, સંતોષ ન વળ્યો એક ઘડી ॥ ચિત ચટપટી ઉચ્ચાટ થાયે, નયણે નાવે નિંદ્રડી ॥૩॥ ચાલ—જેવો ખોટો રે, રંગ પતંગનો ॥ તેવો ચટકો રે, પરસ્ત્રી સંગનો ॥ ઉથલો—પરનારિ સાથે પ્રેમ પીયુડા, રખે તું જાણે ખરો ॥ દિન ચાર રંગ સુરંગ રૂડો, પછી નહી રહે નિધરો ॥ જે ઘણા સાથે નેહ માંડે, છાંડ તેહશું વાતડી ॥ એમ જાણી મકર નાહલા, પરનારિ

સાથે પ્રીતડી ॥ ૪ ॥ ચાલ–જે પતિ વ્હાલો રે, વંચે પાપિણી ॥ પરશું પ્રેમે રે, રાચે સાપિણી ॥ ઉથલો–સાપિણી સરખી વેણિ નિરખી રખે શીળ થકી ચળે ॥ આંખને મટકે અંગને લટકે, દેવ દાનવ ને છળે ॥ મનમાંહે કાળિ અતિ રસાળી, વાણી મીઠી શેલડી ॥ સાંભળી ભોળા રખે ભૂલો, જાણજ્યો વિષ વેલડી ॥ ૫ ॥ ચાલ–સંગ નિવારો રે, પર રામાતણો ॥ શોક ન કીજે રે મન મળવા તણો ॥ ઉથલો–શોક શાને કરો ફોગટ, દેખવું પણ દોહિલું ॥ ક્ષણ મેડિયે ક્ષણ શેરિયે, ભમતાં ન લાગે સોહિલું ॥ ઉચ્છ્વાસને નિઃશ્વાસ આવે અંગ ભાંગે મન ભમે ॥ વળિ કામીની દેખી દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે ॥ ૬ ॥ ચાલ–જાયે કલામી રે, મનશું કળમળે, ઉન્મત્ત થઇને રે, અલલ પલલ લવે ॥ ઉથલો–લવે અલલ પલલ જાણે, મોહ ઘેલો મન રડે ॥ મહા મદન વેદન કઠિણ જાણી, મરણ વારૂ ત્રેવડે ॥ એ દશ અવસ્થા કામકેરી, કંત કાયાને દહે ॥ એમ ચિત્ત જાણી તજે રાણી, પારકી તે સુખ લહે ॥ ૭ ॥ ચાલ–પરનારીના પરાભવ સાંભળો ॥ કંતા કીજે રે, ભાવ તે નિર્મળો ॥ ઉથલો–નિર્મળે ભાવે નાહ સગાજો, પર વધુ રસ પરિહરો ॥ ચાંપીયો કીચક ભીમસેને, શિલા હેઠળ સાંભળો ॥ રણ પડ્યાં રાવણ દશે મસ્તક, રડવડ્યાં ગ્રંથે કહ્યાં ॥ તેમ મુંજપતિ દુઃખ પુંજ પામ્યો, અપજસ જગ માંહે લહ્યાં ॥ ૮ ॥ ચાલ–શિયળ સલૂણા રે, માણસ સોહીયે॥ વિણ આભરણે રે, જગ મન મોહીયે ॥ ઉથલો–મોહીયે સુર નર કરે સેવા, વિષ અમિય થઇ સંચરે ॥ કેસરીસિંહ શિયાળ થાયે, અનળ અતિ શીતળ કરે ॥ સાપ થાયે ફુલમાળા, લચ્છી ઘર પાણી ભરે ॥ પરનારિ પરિહરિ શિયળ મન ધરી, મુક્તિ વધુ હેલા વરે ॥ ૯ ॥ ચાલ–તે માટે રે હું વાલમ વીનવું ॥ પાય લાગીને રે, મધુર વચણે સ્તવું ॥ ઉથલો–વચણ મ્હારૂં માનિને, પરનારિથી રહો વેગળા ॥ અપવાદ માથે ચઢે મ્હોટા, નરકે થઇએ દોહિલા ॥ ધન્ય ધન્ય તે નર નારી જે જગ, શીયળ પાળે કુળ તિલો ॥ તે પામશે જસ જગત માંહી, કુમુદચંદ સમ ઉજળો ॥ ૧૦ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી શીયલ વિષે સ્ત્રીને શીખામણની સજ્ઝાય.

ચાલ–એક અનોપમ, શીખામણ ખરી ॥ સમજી લેજ્યો રે, સઘળી સુંદરી ॥ સુંદરી સહજે હૃદય હેજે, પર સેજે નવિ બેસીયે

॥ ચિત્ત થકી ચૂકી લાજ મૂકી, પર મંદિર નવિ પેસીયે ॥ બહુ ઘેર હીંડે નારિ નિર્લજ, શાસ્ત્રે પણ ત્યજવી કહી ॥ જેમ પ્રેત દ્રષ્ટે પડયું ભોજન, જમવું તે જુગતું નહી ॥ ૧ ॥ ચાલ–પરશું પ્રેમે રે. હસીય ન બોલીયે ॥ દાંત દેખાડી રે, ગુહ્ય ન ખોલીયે ॥ ઉથલો-ગુહ્ય ઘરનું પરની આગે, કહોને કેમ પ્રકાશીયે ॥ વળી વાત જે વીપરીત ભાસે, તેહથી દૂરે નાસીયે ॥ અસુર સવારા અને અણો-ચર, એકલડાં નવિ જાઇયે ॥ સહસાત કારે વાત કરતાં, સહજે શીયળ ગમાવીયે ॥ ૨ ॥ ચાલ–નટ વીટ નરશૂં રે, નયણ ન જોડિયે ॥ મારગ જાતાં રે, આઘું ઓઢીયે ॥ ઉથલો–આઘું તે ઓઢી વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભીયે ॥ સાસૂ અને માના જણ્યા વિણ, પલક પાસ ન થોભિયે ॥ સુખ દુઃખ સરજયું પામિયે પણ, કુળાચાર ન મૂકીયે, પરવશ વસતાં પ્રાણ જાતાં, શિયળથી નવિ ચૂકીયે ॥ ૩ ॥ ચાલ–બ્યસની સાથે રે, વાત ન કીજીયે ॥ હાથો હાથે રે, તાળી ન લીજીયે ॥ ઉથલો–તાળી ન લીજે નજર ન દીજે, ચંચળ ચાલ ન ચાલીયે ॥ એક વિષય બુદ્ધે વસ્તુ કેહની, હાથે પણ નવી ઝાલીયે ॥ કોટી કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહીયે ॥ તૃણખલા તોલે ગણી તેહને, ફરિય સામુ ન જોઇએ ॥૪॥ ચાલ–પુરૂષ પિયારો રે, વળી ન વખાણીયે ॥ વૃદ્ધ તે પિતા રે, સરખો જાણીયે ॥ ઉથલો–જાણીયે પિયુ વિણ પુરૂષ સઘળા, સહોદર સમોવડે ॥ પતિવ્રતાનો ધર્મ જોતાં નાવે કોઇ તડોવડે ॥ કુ રૂપ કુષ્ટી કૂબડોને, દુષ્ટ દુર્બળ નિર્ગુણો ॥ ભરતાર પામી ભામિની તે, ઇંદ્રથી અધિકો ગુણો ॥૫॥ ચાલ–અમર કુમારે રે તજી સુરસુંદરી ॥ પવનજયે રે, અંજના પરિહરી ॥ ઉથલો–પરિહરી સીતા રામે વનમાં, નળે દમયંતી વળી ॥ મહાસતી માથે કષ્ટ પડયાં પણ, શિયળથી તે નવિ ચળી ॥ કસોટીની પરે કસીય જોતાં, કંતશું વિહડે નહી ॥ તન મન વચને શિયળ રાખે, સતી તે જાણો સહી ॥ ૬ ॥ ચાલ–રૂપ દેખાડી રે, પુરૂષ ન પાડીયે ॥ વ્યાકૂળ થઇને રે, મન ન બગાડીયે ॥ ઉથલો–મન ન બગાડીયે પર પુરૂષનું, જોગ જોતાં નવિ મળે ॥ કલંક માથે ચઢે કૂડાં, સગાં સહુ દૂરે ટળે ॥ અણ સરજ્યો ઉચ્ચાટ થાયે, પ્રાણ તિહાં લાગી રહે ॥ ઇહલોક પામે આપદા, પરલોક પીડા બહુ સહે ॥૭॥ ચાલ–રામને રૂપે રે, સૂર્પનખા મોહી ॥ લાજ ન સીધુરે, વળિ ઇજતે ખોઇ ॥ ઉથલો–ઇજ્જત ખોઈ દેખ અણાયા, ચોક

સુદર્શન નવિ ચળ્યો ।। ભરતાર આગળ પડી ભોંઠી, અપવાદ સઘળે ઉછળ્યો ।। કામની બુદ્ધે કામનીયે, વંકચૂળ વાહ્યો ઘણું ।। પણ શિયળથી ચૂકયો નહીં, દૃષ્ટાંત એમ કેતાં ભણું ।।૮।। ચાલ–શિયળ પ્રભાવે રે, જુઓ સોળે સતી ।। ત્રિભુવન માંહે રે, જે જે થઈ છતી ।। ઉથલો–છતી થઇને શિયળ રાખ્યું, કલ્પના કીધી નહી ।। નામ તેહના જગત જાણે, વિશ્વમાં ઊગી રહી ।। વિવિધ રત્ને જડિત ભૂષણ, રૂપ સુંદર કિન્નરી ।। એક શિયળ વિણ શોભે નહી, તે સત્ય ગણજો સુંદરી ।। ૯ ।। ચાલ–શિયળ પ્રભાવે રે, સહુ સેવા કરે ।। નવે વાડે રે, જેહ નિર્મળ ધરે ।। ઉથલો–ધરે નિર્મળ શિયળ ઉજ્વળ તાસ કીર્તિ ઝળહળે ।। મન કામના સવિ સિદ્ધિ પામે, અષ્ટ ભય દૂરે ટળે ।। ધન્ય નન્ય તે જાણો ધરા જે, શિયળ ચોખું આદરે ।। આનંદ ના તે ઓઘ પામે, ઉદય મહા જસ વિસ્તરે ।। ૧૦।।ઇતિ.।।

## અથ શ્રી ક્રોધની સજ્ઝાય.

કડુવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે ।। રીસ તણો રસ જાણીયે, હળાહળ તોલે ।। કડુવાં૦ ।। ૧ ।। ક્રોધે ક્રોડપૂરવ તણું, સંયમ ફળ જાય ।। ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય।। ક૦ ।। ૨ ।। સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ ।। શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ।। ક૦ ।। ૩ ।। આગ ઊઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે ।। જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે ।। ક૦ ।।૪।। ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળનાણી ।। હાણ કરે જે હિતની, જાળવજ્યો પ્રાણી ।। ક૦ ।।૫।। ઉદયરતન કહે ક્રોધને, કાઢજ્યો ગળે સાહી ।। કાયા કરજ્યો નિર્મળી, ઉપશમ રસ નાહી।। ક૦ ।। ૬ ।। ઇતી. ।।

## અથ શ્રી માનની સજ્ઝાય.

રે જીવ માન ન કીજીયે, માને વિનય ન આવે રે ।। વિનય વિના વિદ્યા નહી, તો કિમ સમકિત પાવે રે।। રે જીવ૦ ।। ૧ ।। સમકિત વિણ ચારિત્ર નહી, ચારિત્ર વિણ નહી મુક્તિ રે।। મુક્તિ વિનાં સુખ શાશ્વતાં, તે કેમ લહિયે યુકિતરે ।। રે જીવ૦ ।।૨।। વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી રે ।।ગર્વે ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારી રે ।। રે જીવ૦ ।। ૩ ।। માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે ।। દુર્યોધન ગર્વે કરી, અંતે સાવ હાર્યો

રે ॥ રે જીવ૦ ॥ ૪ ॥ સૂકાં લાકડાં સારિખો, દુઃખદાઇ એ ખોટો રે ॥ ઉદયરતન કહે માન ને, દેજ્યો દેશવટો રે ॥ રે જીવ૦ ॥૫॥ ઈતિ.॥

## અથ શ્રી માયાની સજ્ઝાય.

સમકિતનું બીજ જાણીયે જી, સત્ય વચન સાક્ષાત ॥ સાચામાં સમકિત વસે જી ॥ માયામાં મિથ્યાત રે ॥ પ્રાણી, મ કરો માયા લગાર ॥ ૧ ॥ એ આંકણી. ॥ મુખ મીઠો જુઠો મને જી, કૂડ કપટ નો રે કોટ ॥ જીભે તો જી જી કરે જી, ચિત્તમાં તાકે ચોટ રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ આપ ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ ॥ મેલ ન છંડે મન તણો જી, એ માયાનો પાસ રે ॥ પ્રાણી૦ ॥૩॥ જેહશું માંડે પ્રીતડી જી, તેહશું રહે પ્રતિકૂળ ॥ નવિ મૂકે મન આમળો જી, એ માયાનું મૂળ રે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ ॥ મલ્લિ જિનેશ્વર જાણજ્યો જી, તો પામ્યા સ્ત્રીવેદ રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ ઉદયરતન કહે સાંભળો જી, મૂકો માયાની બુદ્ધ ॥ મુક્તિપુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે ॥ પ્રાણી૦ ॥ ૬ ॥ ઈતિ. ॥

## અથ શ્રી લોભની સજ્ઝાય.

તમે લક્ષણ જોજ્યો લોભનાં રે, લોભે મુનિજન પામે ખોભના રે ॥ લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે, લોભે દુર્ઘટ પંથે સંચરે રે ॥ તમે૦ ॥ ૧ ॥ તજે લોભ તેહનાં લેઉં ભામણાં રે, વળી પાય નમીને કરૂં ખામણાં રે ॥ લોભે મર્યાદા ન રહે કેહની રે, તમે સંગત મૂકો તેહની રે ॥ તમે૦ ॥૨॥ લોભે ઘર મુકી રણમાં મરે રે, લોભે ઊંચ તે નીચું આદરે રે ॥ લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકાર્ય કરતાં ન ઓસરે રે ॥ તમે૦ ॥ ૩ ॥ લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે ॥ લોભે ન રહે પ્રીતિ ને પાવડું રે, લોભે ધન મેળે બહુ એકઠું રે ॥ તમે૦ ॥ ૪ ॥ લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતક નવિ ગણે રે ॥ તે તો દામ તણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરી રે ॥ તમે૦ ॥ ૫ ॥ જોતાં લોભનો થોભ દીસે નહી રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે ॥ લોભે ચક્રી સુભુમ નામે જુઓ રે, તે તો સમુદ્ર માંહિ ડૂબી મુઓ રે ॥ તમે૦ ॥૬॥ એમ જાણીને લોભને છંડજ્યો રે, એક

ધર્મશું મમતા મંડજ્યો રે ॥ કવિ ઉદયરતન ભાંખે મુદા રે, વંદુ લોભ તજે તેહને સદા રે ॥ તુમે૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

## અથ શ્રી મેઘકુમારની સજ્ઝાય.

ધારણી મનાવે રે મેઘકુમારને રે, તું મુજ એકજ પુત્ર ॥ તુજ વિણુ જાયા રે ! સુનાં મંદિર માળિયાં રે, રાખો રાખો ઘરતણાં સુત્ર ॥ ધારણી૦ ॥ ૧ ॥ તુજને પરણાવું રે આઠ કુમારિકા રે, સુંદર અતિ સુકુમાળ ॥ મલપતિ ચાલે રે જેમ વન હાથણી રે, નયણુ વયણુ સુવિશાળ ॥ ધા૦ ॥ ૨ ॥ મુજ મન આશા રે પુત્ર હતી ઘણી રે, રમાડીશ વહુનાં રે બાળ ॥ દૈવ અટારો રે દેખી નવિ શકયો રે, ઉપાયો એહ જંજાળ ॥ ધા૦ ॥ ૩ ॥ ધણ કણ કંચણુ રે ઋદ્ધિ ઘણી અછે રે, ભોગવો ભોગ સંસાર ॥ છતી ઋદ્ધિ વિલસો રે જાયા ઘર આપણે રે, પછી લેજ્યો સંયમ ભાર ॥ ધા૦ ॥ ૪ ॥ મેઘકુમારે રે માતા પ્રત્યે બૂઝવી રે, દીક્ષા લીધી વીરજીની પાસ ॥ પ્રીતિવિમળ રે ઇણિપરે ઉચ્ચરે રે, પહોતી મ્હારા મનડાની આશ ॥ ધા૦ ॥ ૫ ॥

## અથ શ્રી અરણિકમુનિની સજ્ઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશો જી ॥ પાય અણુવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશો જી ॥ અરણિક૦ ॥ ૧ ॥ મુખ કરમાણું રે માલતી ફૂલ જયું, ઊભો ગોખની હેઠો જી ॥ ખરે બપોરે રે દીઠો એકલો, મોહી માનની મેટો જી ॥ અ૦ ॥ ૨ ॥ વયણ રંગીલી રે નયણે વેંધીયો, ઋષિ થંભ્યો તેણે ઠાણો જી ॥ દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણો જી ॥ અ૦ ॥ ૩ ॥ પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારો જી ॥ નવ જોવન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારો જી ॥ અ૦ ॥ ૪ ॥ ચંદ્રા વદનીયે ચારિત્રથી ચુકવ્યો, સુખ વિલસે દીન રાતો જી ॥ બેઠો ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતો જી ॥ અ૦ ॥ ૫ ॥ અરણિક અરણિક કરતી મા ફરે, ગલિયે ગલિયે બજારો જી ॥ કહો કેણે દીઠો રે મ્હારો અરણીલો, પૂછે લોક હજારો જી ॥ અ૦ ॥ ૬ ॥ હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાંડાની ધારો જી ॥ ધિગ ધિગ વિષયા રે માહરા જીવને, મેં કીધો અવિચારો જી ॥ અ૦ ॥ ૭ ॥ ગોખથી ઉતરી રે જનુનીને પાય પડયો, મનશું લાજ્યો અ-

પ્યારો જી ॥ વચ્છ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવસુખ સારો જી ॥ અ૦ ॥ ૮ ॥ એમ સમજાવી રે પાછો વાળીયો, આણ્યો ગુરૂની પાસો જી ॥ સતગુરૂ દીયે રે શીખ ભલી પરે, વૈરાગે મન વાસો જી ॥ અ૦ ॥ ૯ ॥ અગ્નિ ધખંતી રે શીલા ઊપરે, અરણિકે અણસણ કીધો જી ॥ રૂપવિજય કહે ધન્ય તે મુનિવરૂ, જેણે મનવંછીત લીધો જી ॥ અ૦ ॥ ૧૦ ॥ ઇતિ. ॥

## અથ શ્રી પર સ્ત્રી ત્યાગ કરવાની સજ્ઝાય.

સુણ ચતુર સુજાણ, પરનારીશું પ્રીતિ કબૂ નવ કીજિએ ॥ એ આંકણી ॥ હાં રે જેણે પરનારીશું પ્રીતિ કરી, તેને હેડે રૂધણુ થાય ઘણી ॥ તેણે કુળ મરજાદા કાંઇ ન ગણી ॥ સુણ૦ ॥ ૧ ॥ ત્હારી લાજ જશે નાત જાતમાં, તું તો હળુઓ પડીશ સહુ સાથમાં ॥ એ ધૂમારો ન આવે હાથમાં ॥ સુણ૦ ॥ ૨ ॥ હાં રે સાંજ પડે રવિ આથમે, ત્હારો જીવ ભમરાની પેરે ભમે ॥ તને ઘરનો ધંધો કાંઈ ન ગમે ॥ સુણ૦ ॥ ૩ ॥ હાં રે તું જંઇને મળીશ દૂતીને, ત્હારૂં ધન લેશે સવિ ધુતીને ॥ પછી રહીશ હૈડું કૂટીને ॥ સુણ૦ ॥૪॥ તું તો બેઠો મૂછો મરડીને, ત્હારૂં કાળજુ ખાશે કરડીને ॥ ત્હારૂં માંસ લેશે ઊતરડીને ॥ સુણ૦ ॥ ૫ ॥ હાં રે તને પ્રેમના પ્યાલા પાઇને, ત્હારાં વસ્તર લેશે વાઇને ॥ તને કરશે ખોખું ખાઇને ॥ સુણ૦ ॥૬॥ હાંરે તું તો પર મંદિરમાં પેસીને, તિહાં પારકી સેજે બેસીને ॥ તેં ભોગ કરયા ઘણું હેંસીને ॥સુણ૦॥૭॥ હાં રે જેમ ભુયંગ થકી ડરતા રહિયે, તેમ પર નારીને પરિહરિયે ॥ હાં રે ભવસાયર ફેરા નવિ ફરિયે ॥ સુણ૦ ॥ ૮ ॥ બ્હાલા પરણી નારીથી પ્રીત સારી, એ માથું વઢાવે પરનારી ॥ તમે નિશ્ચે જાણજો નિરધારી ॥ સુણ૦॥૯॥ એ સદ્ગુરૂ કહે તે સાચું છે, ત્હારી કાયાનું સરવે કાચું છે ॥ એક નામ પ્રભુનું સાચું છે ॥ સુણ૦ ॥૧૦॥ ઇતિ.॥



## અથ શ્રી પુણ્યફલની સજ્ઝાય.

( સુગ્રિવ નગર સોહામણું જી. એ દેશી. )

એક ઘર ઘોડા હાથિયા જી, પાયક સંખ્યા ન પાર ॥ મ્હોટાં મંદિર માળિયાં જી, વિશ્વતણો આધાર રે ॥ જીવડા, દીધાનાં ફળ જોય ॥ વિણ દીધાં કેમ પામીએ જી, હૃદય વિમાસી જોય રે ॥ જી૦

॥ ૧ ॥ એ આંકણી ॥ ભરિયાને સહુ કો ભરે જી, વૂઠયા વરસે રે મેહ ॥ સુખીયાના સહુ કો સગા જી, દુઃખીયાશું નહી નેહ રે ॥ જી૦ ॥ ૨ ॥ બેહુ નર સાથે જનમિયા જી, એવડો અંતર આજ ॥ એક માથે *મૂળી વહે જી, એક તણે ઘર રાજ રે ॥ જી૦ ॥ ૩ ॥ એક સુખીયા દીસે સદા જી, દુઃખીયા એક જ જોય ॥ સુખ દુઃખ બેહુ આંતરે જી, પુણ્ય તણાં ફળ જોય રે ॥ જી૦ ॥ ૪ ॥ શેવસુંવાળી લાપશી જી, ભોજન કૂર કપૂર ॥ એકને કુકશ ઢોકળાં જી, પેટ ન પહોંચે પૂર રે ॥ જી૦ ॥ ૫ ॥ એક ઘર આંગણુ મલપતી જી, મીઠા બોલી રે નાર ॥ એક ઘર કાળી કુબડી જી, કો ન ચઢે ઘરબાર રે ॥ જી૦ ॥ ૬ ॥ એક ચડે ઘોડે હાંસલે જી, એક આગળ ઉજાય ॥ એક નર પોઢે પાલખી જી, એક ઉલાસે પાય રે ॥ જી૦ ॥ ૭ ॥ એક ઘર બેટા સુંદરૂ જી, રાખે ઘરનાં રે સૂત્ર ॥ એક નર દીસે વાંઝીયા જી, કુળખંપણુ કુ પૂત્ર રે ॥ જી૦ ॥ ૮ ॥ પાય પટોળી પહેરણે જી, માથે મોળીડા સાર ॥ એકતણે નહી પહેરવા જી, ઓઢણુ અતિ સફાર રે ॥ જી૦ ॥ ૯ ॥ એક ચિહું માંહે જાણિયે જી, વિશ્વ માંહે ચોસાળ ॥ એકનું નામ ન જાણિયેજી, નામ હોયે ધનપાળ રે ॥ જી૦ ॥૧૦॥ રોષ મ ધરજ્યો માનવી જી, દૈવ મ દેજ્યો રે ગાળ ॥ જો કર વાવ્યા કોદરા જી, તો કિમ લણુશો શાળિ રે ॥ જી૦॥૧૧॥ દત્તવિણુ ગર્વ મ કીજીયે જી, ભોળા મૂરખ લોક ॥ જિમ દીપક તેલ જ વિના જી, ક્ષણુમાં થાયે ફોક રે ॥ જી૦॥૧૨॥ પાત્ર કુપાત્રનો આંતરો જી, જોજ્યો કરીને વિચાર ॥ શાળિભદ્ર સુખ ભોગવે જી, પાત્ર તણે અનુસાર રે ॥ જી ॥ ૧૩ ॥ આણુ મ ખંડો જિનતણી જી, શુભ અશુભ ફળ જાણુ ॥ મુનિ લાવણ્યસમય ભણે જી, એ સવિ પુણ્ય પ્રમાણુ રે ॥ જી૦ ॥ ૧૪ ॥ ઇતિ. ॥

## અથ શ્રી શીયલનો ચુનડીની સજ્ઝાય.

( વીર કહે ગૌતમ સુણો. એ દેશી. )

રે જીવ વિષય નિવારીએ, નારી શિર શો નેહો રે ॥ મુંજ મૃણાલ તણી પરે, ઝટક દેખાવે છેહો રો રેજીવ૦ ॥૧॥ ષટ ખંડ કેરો રાજીયો, આપ તણો અંગ જાતો રે ॥ ચૂલણી ચૂકી મારવા, અવર કહું કિસી વાતો રે ॥ રે જીવ૦ ॥૨॥ જનમ લગેં જે વાલહી, સૂરિકંતાના-

* મૂળી—કાષ્ટનો ભારો.

રી રે ॥ કંઠ હણ્યો અંગૂઠડે, મારચો નિજ ભરતારો રે ॥ રે જીવ૦ ॥ ૩ ॥ ચંદ્રવદની મૃગલોચની, ચાલંતી ગજ ગેલો રે ॥ રૂપે દીસે રૂયડી, પણ તે વિષની વેલીરે ॥ રે જીવ૦ ॥ ૪ ॥ વિષયારસ વિષ વેલડી; શેલડી સેવો ચંગો રે ॥ પંડિત જનને ભોળવે, ક્ષણુમાં હાખે ભંગો રે ॥ રે જીવ૦ ॥ ૫ ॥ નારી વિષય વિણાસીયો, દશકંધર દશ શીશો રે ॥ રાજ રમણી હારી કરી, નરક પડયો નિશ દીશો રે ॥ રે જીવ૦ ॥ ૬ ॥ એક ઇંદ્રી પરવશ પણે, બંધન પામે જીવો રે ॥ મયંગળ મોહ્યો હાથણી, બંધ પડયો કરે રીવો રે ॥ રે જીવ૦ ॥૭॥ મધુકર મોહ્યો માલતી, લેવા પરિમલ પૂરો રે ॥ કમળ મિલંતે માંહિ રહ્યો, જબ આથમિયો સૂરો રે ॥ રે જીવ૦ ॥૮॥ દીપ શિખા દેખી કરી, રૂપે મોહ્યો પતંગો રે ॥ સોના કારણુ લોભીયો, હોમે આપણો અંગો રે ॥ રે જીવ૦ ॥ ૯ ॥ નાદ વિનોદે વેંધીયો, હરણુ હણ્યો નિજ બાણો રે ॥ રસના ફરસે માછલો, બાંધ્યો ધીવર જાળો રે ॥ રે જીવ૦ ॥ ૧૦ ॥ પંડિત શીળવિજયતણા, શિષ્ય દીયે આશીષો રે ॥ શીળસુરંગી ચૂનડી, તે સેવો નિશ દિશો રે ॥ રે જીવ૦ ॥ ૧૧ ॥

---

## अथ श्री करकंडू प्रत्ये कबुद्धनो सज्झाय.

ચંપાનગરી અતિ ભલિ ॥ હું વારી લાલ ॥ દધિવાહન ભુપાળ રે ॥ હું૦ ॥ પદ્માવતી કુખે ઉપન્યો ॥ હું ॥ કર્મે કીધો ચંડાળ રે ॥ હું૦ ॥ કરકંડૂને કરૂં વંદના ॥ હું૦ ॥૧॥ પહિલો પ્રત્યેકબુદ્ધ રે ॥ હું૦ ॥ ગિરૂવાના ગુણ ગાવતાં ॥ હું૦ ॥ સમકિત થાયે શુદ્ધ રે ॥ હું૦ ॥ ૨ ॥ લીધી તે વાંસની લાકડી ॥ હું૦ ॥ થયો કંચનપુર રાય રે ॥ હું૦ ॥ બાપશું સંગ્રામ માંડિયો ॥ હું૦ ॥ સાધવી દિયો સમજાય રે ॥ હું૦ ॥ ૩ ॥ વૃષભ રૂપ દેખી કરી ॥ હું૦ ॥ પ્રતિબોધ પામ્યો નરેશ રે ॥ હું૦ ॥ ઉત્તમ સંયમ આદરચો ॥ હું૦ ॥ દેવતાયે દીધો વેષ રે ॥ હું૦ ॥૪॥ કર્મ ખપાવી મુગતેં ગયા ॥ હું૦ ॥ કરકંડૂ ઋષિરાય રે ॥ હું૦ ॥ સમયસુંદર કહે સાધુને ॥ હું૦ ॥ પ્રણમ્યાં પાતક જાય રે ॥ હું૦ ॥ ૫ ॥

---

## अथ श्री कलियुगनी सज्झाय.

સરસ્વતી સ્વામિની પાય નમીને, ઉલટ મન માંહે આયો ॥ તીરથ નહિ કોઈ ઇણુ સંસારે, તેણે એ કાળયુગ આયો ॥ દેખો બે યારો, કૂડો કળિયુગ આયો ॥ એ આંકણી ॥ બાબો કહે મ્હારી ન્હા-

નડી બેટી, દિન દિન મૂલ્ય સવાયો ॥ બે ચારો, કૂડો કળિયુગ આયો ॥૧॥ રાજા તે પરજાને પીડે, કુનર કામ ભળાયો ॥ બોલ બંધ નહી મંત્રીને, ગોચર ક્ષેત્ર ખેડાયો ॥ બે૦ ॥ ૨ ॥ ગુરૂને ગાળ દીયે નિજ ચેલો, વેદ પુરાણ પઢાયો ॥ સાસુ ચુલે ને વહુ ખાટલડે, ફૂંકે શરીર જલાયો ॥ બે૦ ॥૩॥ એંશી વર્ષનો હીંડે હોંશે, મૂછે હાથ ઘલાયો ॥ પંચતણી સાખે પરણીને, અબળા અર્થ ગમાયો ॥ બે૦ ॥ ૪ ॥ જોગી જંગમ ને સન્યાસી, ભાંગ ભખે મદ વ્હાયો ॥ચોર ચાડ પર ધનને ખાયે, સાધુ જન શીદાયો ॥ બે૦ ॥૫॥ નિર્ધન ને બહુ બેટા બેટી, ધનવંત એક ન પાયો ॥ નીચ તણે ઘર અતિ ઘણી લક્ષ્મી, ઉત્તમ જન સીદાયો ॥ બે૦ ॥૬॥ ન મળે બાપ સંઘાથે બેટો, ઘણું રે મનોર્થે જાયો ॥ હાથ ઉપાડે માયને મારે, પરણીશું ઉમાહ્યો ॥બે૦॥૭॥ ઘરડાને ઘેલો કહે બેટો, આપ તણો મદ વાહ્યો ॥ વહુ સુતીને વર હીંડોળે, સાસરે સુવાને ધરાયો ॥ બે૦ ॥ ૮॥હળ ખેડે બ્રાહ્મણ ગો જુત્તિ, નિર્દય નાક ફૂડાયો ॥ મા બાપે બેટી વેચીને, બેટાને પરણાયો ॥બે૦ ॥૯॥ રાગતણે વશ ગુરૂ ને ગુરૂણી, કામ કરે પરાયા ॥ કાગાની પરે કળહો માંડી, કુળગુરૂ નામ ધરાયો ॥ બે૦ ॥ ॥૧૦॥ બૈયર બાર વરસની બેટો, દીઠો ગોદ ખેલાયો ॥ માગ્યા મેહ ન વરસે મહીયલ, લોભે ધચ્યો સવાયો ॥બે૦॥ ૧૧ ॥ કૂડા કળિયુગની એ માયા, દેખી ગીત ગવાયો ॥ પભણે પ્રીતિવીમળ પરમારથ, જિન વચને સુખ પાયો ॥ બે૦ ॥ ૧૨ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી સીતાજીની સજ્ઝાય.

જનક સુતા હું નામ ધરાવું, રામ છે અંતરજામી ॥ પાલવ હમારો મેલને પાપી, કુળને લાગે છે ખામી ॥ અડશો માં જો, માં જો, માં જો, માં જો ॥ અ૦ ॥ મ્હારો નાહલીયો દુહવાય ॥ અ૦ ॥ મને સંગ કેનો ન સુહાય ॥ અ૦ ॥ મ્હારૂં મન માંહેથી અકુળાય ॥ અ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ મેરૂ મહીધર ઠામ તજે જો, પત્થર પંકજ ઉગે ॥ જો જળધિ મર્યાદા મૂકે, પાંગળો અંબર પૂગે ॥ અ૦ ॥૨॥ તો પણ તું સાંભળ રે રાવણ; નિશ્ચય શીળ ન ખંડુ ॥ પ્રાણ હમારા પરલોક જાએ; તો પણ સત્ય ન છંડુ ॥ અ૦ ॥ ૩ ॥ કુણ મણિધરની મણિ લેવાને; હૈડે ઘાલે હામ ॥ સતી સંગાથે સ્નેહ કરીને; કહો કુણ સાધે કામ ॥અ૦॥૪॥ પરદારા નો સંગ કરીને; આખર કોણ ઉગરિયો ॥

કુડ કહું તો જો આલોચી, સહી તુજ દહાડો ફરિયો ॥ અ૦ ॥ ૫ ॥ જનક સુતા હું જગ સહુ જાણે, ભામંડળ છે ભાઈ॥ દશરથ નંદન શિર છે સ્વામી, લક્ષ્મણ કરશે લડાઇ ॥ અ૦ ॥ ૬ ॥ હું ધણીયાતી પિયુ ગુણ રાતી, માહરે હાથ છે છાતી ॥ રહે અળગો તુજ વયણે ન ચળું, કાં કુળે વાહે છે કાતી ॥અ૦॥ ૭॥ ઉદયરતન કહે ધન્ય એ અબળા, શીતા જેહનું નામ ॥ સતીયો માંહે શિરોમણિ કહીયે, નિત્ય નિત્ય હોજ્યો પ્રણામ ॥ અ૦ ॥ ૮ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી જંબૂસ્વામીની સજ્ઝાય.

સરસ્વતિ સ્વામીને વીનવું, સત ગુરૂ લાગું જી પાય॥ ગુણ રે ગાશું જંબૂસ્વામીના, હરખ ધરી મન માંય ॥ ૧ ॥ ધન ધન ધન જંબૂસ્વામીને ॥ એ આંકણી ॥ ચારિત્ર છે વચ્છ દોહિલું, વ્રત છે ખાંડાની ધાર ॥ પાયે અણવાણેજી ચાલવું, કરવા જી ઉગ્ર વિહાર॥ ધન૦ ॥ ૨ ॥ મધ્યાન પછી કરવી ગૌચરી, દિનકર તપે રે નિલાડ॥ વેળુ કવળ સમ કોળિયા, તે કિમ વાળ્યા એ જાય ॥ ધન૦ ॥ ૩ ॥ કોડી નવાણું સોવન તણી, તમારે છે આઠે જી નાર ॥ સંસાર તણાં સુખ સુણ્યાં નહી, ભોગવો ભોગ ઉદાર ॥ ધન૦ ॥ ૪ ॥ રામે સીતાને વિજોગડે, બહોત કિયા રે સંગ્રામ ॥ છતી રે નારી તુમે કાંઇ તજો, કાંઇ તજો ધન ને ધામ ॥ ધન૦ ॥ ૫ ॥ પરણી ને શું જી પરિહરો, હાથ મળ્યાનો સંબંધ ॥ પછી તે કરશો સ્વામી ઓરતો, જિમ કીધો મેઘ મુણિંદ ॥ધન૦ ॥ ૬ ॥ જંબૂ કહે રે નારી સુણો, અમ મન સંયમ ભાવ॥ સાચો સ્નેહ કરી લેખવો, તો સંયમ લ્યો અમ સાથ ॥ ધન૦ ॥ ૭॥ તેણે સમે પ્રભવોજી આવીયો, પાંચશે ચોર સંઘાત॥ તેણે પણ જંબૂસ્વામીયે બૂઝવ્યો, બૂઝવ્યા માત ને તાત ॥ ધન૦ ॥૮॥ સાસુ સસરાને બૂઝવ્યા, બૂઝવી આઠે નાર ॥ પાંસશે સત્તાવીશ શું, લીધો જી સંયમ ભાર ॥ ધન૦ ॥ ૯ ॥ સુધર્માસ્વામી પાસે આવીયા, વિચરે છે મન ને ઉલ્લાસ ॥ કર્મ ખપાવી કેવળ પામીયા, પહોત્યા જી મુક્તિ મોઝાર ॥ધન૦॥૧૦॥

---

## અથ શ્રી સામાયિકના લાભની સજ્ઝાય.

કર પડીક્કમણું રે ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન ॥ લાલ રે ॥ કર૦ ॥૧॥ શ્રીમુખ વીર ઇમ ઉચ્ચરે, શ્રેણિકરાય પ્રતે વાણ ॥ લા૦ ॥

લાખ ખાંડી સોના તણી, દિયે દિન પ્રતે દાન ॥ લાલ રે ॥ કર૦ ॥ ૨ ॥ લાખ વરસ લગે તે વળી, એમ દીયે દ્રવ્ય અપાર ॥ લાલ રે ॥ એક સામાયિક ને તોલે, નાવે તેહ લગાર ॥ લાલ રે ॥ કર૦ ॥ ૩ ॥ સામાયિક ચઉવિસંત્થો, વંદના દોય દોય વાર ॥ લાલ રે ॥ વ્રત સંભારે ને આપણાં, પાળો નિરતિચાર ॥ લાલ રે ॥ કર૦ ॥૪॥ કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાન નો, પચ્ચખ્ખાણ શુદ્ધ વિચાર ॥ લાલ રે ॥ દોય સંધ્યાયે તે વળી, ટાળો ટાળો અતિચાર ॥ લાલરે ॥ ॥ કર૦ ॥૫॥ શ્રી સામાયિક પ્રસાદથી, લહીયે અમર વિમાન ॥ લાલ રે ॥ ધર્મસિંહ મુનિ એમ ભણે, એ છે મુક્તિ નિદાન ॥ લાલ રે ॥ કર૦ ॥ ૬ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી સહજાનંદીની સજ્ઝાય.

( બીજી અશરણ ભાવના. એ દેશી. )

સહજાનંદી રે આતમા, સૂતો કાંઇ નિશ્ચિંત રે ॥ મોહ તણા રણીયા ભમે, જાગ જાગ મતિવંત રે ॥ લૂંટે જગતના જંત રે, નાંખી વાંક અત્યંત રે, નરકાવાસ ઠવંત રે,કોઈ વિરલા ઉગરંત રે ॥સ૦ ૧॥ રાગ દ્વેષ પરિણતી ભજી, માયા કપટ કરાય રે ॥ કાશ કુસુમ પરે જીવડો, ફોગટ જનમ ગમાય રે, માથે ભય જમરાય રે, શો મન ગર્વ ધરાય રે, સહુ એક મારગ જાય રે, કોણ જગ અમર કહાય રે ॥સ૦ ॥ ૨ ॥ રાવણ સરિખા રે રાજવી, નાગા ચાલ્યા વિણ ધાગ રે ॥ દશ માથાં રણ રડવડયાં, ચાંચ દીએ શિર કાગ રે, દેવ ગયા સવી ભાગ રે, ન રહ્યા માનનો છાગ રે, હરિ હાથે હરિ નાગ રે, જોજ્યો ભાઇઓના રાગ રે ॥ સ૦॥૩॥ કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતા ચાલણ હાર રે ॥ મારગ વહેતો રે નિત્ય પ્રત્યે, જોતાં લક્ષ હજાર રે, દેશ વિદેશ સધાર રે, તે નર એણે સંસાર રે, જાતાં જમ દરબાર રે, ન જુવે વાર કુવાર રે॥ સ૦ ॥૪॥ નારાયણ પુરી દ્વારિકા, બળતી મેલી નિરાશ રે ॥ રોતા રણમાં તે એકલા, નાઠા દેવ આકાશ રે, કિહાં તરૂ છાયા આવાસ રે, જળ જળ કરી ગયો સાસ રે, બળભદ્ર સરોવર પાસ રે, સુણી પાંડવ શિવ વાસ રે ॥ સ૦ ॥ ૫ ॥ રાજી ગાજીરે બોલતા, કરતા હુકમ હેરાન રે ॥ પોઢયા અગ્નિમાં એકલા, કાયા રાખ સમાન રે ॥ બ્રહ્મદત્ત નરક પ્રયાણ રે, એ ઋદ્ધિ અથિર નિદાન રે ॥ જેવું પીંપળ પાન રે, મ ધરો જૂઠ ગુમાન રે ॥સ૦ ॥ ૬ ॥ વાલેશર વિના એક ઘડી, નવિ સોહાતું લગાર રે ॥ તે વિણ જનમારો વહી

ગયો નહી કાગળ સમાચાર રે, નહી કોઇ કોઇનો સંસાર રે, સ્વારથીયો પરિવાર રે, માતા મરૂદેવી સાર રે, પહોત્યાં મોક્ષ મોઝાર રે ॥ સ૦ ॥ ૭ ॥ માતા પિતા સુત બાંધવા, અધિકો રાગ વિચાર રે, નારી અશારી રે ચિત્તમાં, વંછે વિષય ગમાર રે, જુઓ સુરિકંતા જે નાર રે, વિષ દીધો ભરતાર રે, નૃપ જિન ધર્મ આધાર રે, સજ્જન નેહ નિવાર રે ॥ સ૦ ॥૮॥ હસી હસી દેતા રે તાળીયો, શંય્યા કુસુમની સાર રે ॥ તે નર અંતે માટી થયા, લોક ચણે ઘર બાર રે ॥ ઘડતા પાત્ર કુંભાર રે, એહવું જાણી અસાર રે ॥ છોડો વિષય વિકાર રે, ધન્ય તેહનો અવતાર રે ॥ સ૦ ॥ ૯ ॥ થાવચ્ચી સુત શિવ વરયા, વળી એલચી કુમાર રે, ધિક ધિક વિષયા રે જીવને, લઇ વૈરાગ્ય રસાળ રે, મ્હેલી મોહ જંજાળ રે, ઘેર રમે કેવળ બાળ રે, ધન્ય કરકંડુ ભૂપાળ રે ॥ સ૦ ॥ ૧૦ ॥ શ્રી શુભવિજય સુગુરૂ લહી, ધર્મ રયણુ ધરો છેક રે, વીર વચન રસ શેલડી, ચાખે ચતુર વિવેક રે, ન ગમે તે નર ભેક રે, ધરતા ધર્મનો ટેક રે, ભવ જળ તરિયા અનેક રે ॥ સ૦ ॥ ૧૧ ॥ ઈતિ. ॥

## अथ श्री बाहुबलनी सज्झाय.

રાજ તણા રે અતિ લોભિયા, ભરત બાહુબળિ જૂઝે રે ॥ મૂઠી ઉપાડી રે મારવા, બાહુબળિ પ્રતિ બૂઝે રે ॥ વીરા મોરા ગજ થકી ઉતરો ॥ ગજ ચડે કેવળ ન હોય રે ॥ વીરા૦ ॥૧॥ ઋષભદેવ તિહાં મોકલે, બાહુબળિજીની પાસે રે ॥ બંધવ ગજ થકી ઉતરો, બ્રાહ્મી સુંદરી એમ ભાસે રે ॥ વીરા૦ ॥ ૨ ॥ લોચ કરીને ચારિત્ર લીયો, વળિ આવ્યો અભિમાન રે ॥ લઘુ બંધવ વાંદુ નહી, કાઉસ્સગ્ગ રહ્યા શુભ ધ્યાન રે ॥ વીરા૦ ॥ ૩ ॥ વરસ દિવસ કાઉસ્સગ્ગ રહ્યા, શીત તાપથી સૂકાણા રે ॥ પંખીડે માળા ઘાલીયા, વેલડીયે વીંટાણા રે ॥ વીરા૦ ॥ ૪ ॥ સાધવીનાં વચન સુણી કરી, ચમકયો ચિત્ત મઝાર રે ॥ હય ગય રથ સહુ પરિહરયા, વળી આવ્યો અહંકાર રે ॥ વીરા૦ ॥ ૫ ॥ વૈરાગે મન વાળીયું, મૂકયો નિજ અભિમાન રે ॥ પગ ઉપાડયો રે વાંદવા, ઉપન્યું કેવળજ્ઞાન રે ॥ વીરા૦ ॥ ૬ ॥ પહોત્યા તે કેવળી પરષદા, બાહુબળિ મુનિરાય રે ॥ અજરામર પદવી લહી, સમયસુંદર વંદે પાય રે ॥ વીરા૦ ॥ ૭ ॥ ઈતિ. ॥

## અથ શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિની સજ્ઝાય.

પ્રણમું તુમારા પાય ॥ પ્રસનચંદ્ર પ્રણમું તુમારા પાય ॥ રાજ છોડી રળીયામણું રે, જાણી અથિર સંસાર ॥ વૈરાગે મન વાળીયું રે, લીધો સંયમ ભાર ॥ પ્રસન૦ ॥ ૧ ॥ સમશાને કાઉસ્સગ્ગ રહી રે, પગ ઉપર પગ ચઢાય ॥ બાહુ બે ઊંચા કરી રે, સૂરજ સામી દૃષ્ટી લગાય ॥ પ્રસન્ન૦ ॥ ૨ ॥ દુર્મુખ દૂત વચન સુણી રે, કોપ ચઢયો તતકાળ ॥ મનશું સંગ્રામ માંડીયો રે, જીવ પડયો જંજાળ ॥ પ્ર૦ ॥૩ ॥ શ્રેણિક પ્રશ્ન પૂછે તિસે રે, સ્વામી એહની કુણ ગતિ થાય ॥ ભગવંત કહે હમણાં મરે તો સાતમી નરકે જાય ॥ પ્ર૦ ॥ ૪ ॥ ક્ષણ એક આંતરે પૂછીયું રે, સર્વારથ સિદ્ધ વિમાન ॥ વાજી દેવની દુંદભી રે, ઋષિ પામ્યો કેવળજ્ઞાન ॥ પ્ર૦ ॥ ૫ ॥ પ્રસન્નચંદ્ર ઋષિ મુગતેં ગયા રે, શ્રી મહાવીરના શિષ્ય ॥ રૂપવિજય કહે ધન્ય ધન્ય, દીઠા એ પ્રત્યક્ષ ॥ પ્ર૦ ॥ ૬ ॥ ઇતિ. ॥

## અથ શ્રી ભરત ચક્રવર્તિની સજ્ઝાય.

મનમેં હી વૈરાગી ભરતજી, મનમેં હી વૈરાગી ॥ સહસ બત્રીશ મુકુટબંધ રાજા, સેવા કરે વડભાગી ॥ ચોશઠ સહસ અંતેઉરી જાકે તોહિ ન હુવા અનુરાગી ॥ ભરતેશ્વર, મનમેંહી વૈરાગી ॥ ૧ ॥ એ આંકણી ॥ લાખ ચોરાશી તુરંગમ જાકે, છન્નુ કોડ હે પાગી ॥ લાખ-ચોરાશી ગજ રથ શોહીયે, સુરતા ધર્મશું લાગી ॥ ભ૦ ॥૨॥ ચાર ક્રોડ મણુ અન્ન નિત સીઝે, લૂણ દસલાખ મણુ લાગી ॥ તિન ક્રોડ ગોકુળ ઘર દૂઝે, એક કોડ હળ સાગી ॥ ભ૦ ॥ ૩ ॥ સહસ બત્રીશ દેશ વડ ભાગી, ભયે સરવ કે ત્યાગી ॥ છન્નુ ક્રોડ ગામકે અધિપતિ, તોહિ ન હુઆ સરાગી ॥ ભ૦ ॥ ૪ ॥ નવનિધિ રતન ચોગડા બાજે, મનચિંતા સબ ભાગી ॥ કનક કીર્તિ મુનિવર વંદત હે, દેજયો મુકિતગેં માગી॥ ૫ ॥ ઇતિ૦ ॥

## અથ શ્રી આપ સ્વભાવની સજ્ઝાય.

આપ સ્વભાવમાં રે, અબધૂ સદા મગનમેં રહેના ॥ જગત જીવ હે કરમાધીના, અચરિજ કછુઅ ન લીના ॥ આ૦ ॥ ૧॥ તુમ નહી કેરા કોઈ નહી તેરા, કયા કરે મેરા મેરા ॥ તેરા હેસો તેરી પાસે, અવર સબે અનેરા ॥ આ૦ ॥૨॥ વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકું વિલાસી ॥ વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી ॥ આ૦ ॥ ૩ ॥ રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ

દુખકા દીસા ॥ જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા ॥ આ૦ ॥ ૪ ॥ પારકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા ॥ તે કાટન કું કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા ॥ આ૦ ॥૫॥ કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી ॥ કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્દગળકી બાજી ॥ આ૦ ॥૬॥ શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી ॥ કર્મ કલંક કું દૂર નિવારી, જીવ વરે શિવ નારી ॥ આ૦ ॥ ૭ ॥ ઇતિ. ॥

## अथ श्री रहनेमी नो सज्झाय.

કાઉસગ્ગ થકી રે રહનેમી, રાજુલ નિહાળી ॥ ચિત્તડું ચળિયું તવ બોલે નાર રે ॥ દેવરિયા મુનિવર, ધ્યાનમાં રહેજો ॥ ધ્યાન થકી હોય ભવનો પાર રે ॥ દેવ૦ ॥૧॥ ઉત્તમ કુળના યાદવ કુળ ને અજુવાળી, લીધો છે સંયમ ભાર રે ॥દેવ૦॥ હું રે વ્રતી રે તું છે સંયમ ધારી, જાશો સરવે વ્રત હારી રે ॥ દેવ૦ ॥ ધ્યા૦ ॥૨॥ વિષધર વિષ વમી આપ ન લેવે, કરે પાવક પરિચાર રે ॥ દેવ૦ ॥ તુજ રે બાંધવ નેમજી યે મુજનેરે વામી, વમ્યો ન ઘટે તુમને આહાર રે ॥ દેવ૦॥ ધ્યા૦ ॥૩॥ નારી અછે રે જગમાં વિષની રે વેલી, નારી છે અવગુણનો ભંડાર ॥ દેવ૦ ॥ નારી મોહે રે મુનિવર જેહ વિગતા, તે નવિ લહે ભવ પાર રે ॥ દેવ૦॥ધ્યા૦ ॥૪॥ નારીનું રૂપ દેખી મુનિને ન રહેવું, એ છે આગમમાં અધિકાર રે ॥ દેવ૦॥ નાનિઃસંગી તે તો મુનિવર કહીયે, ન કરે ફરી સંસાર રે ॥ દેવ૦ ॥ ધ્યા૦ ॥૫॥ એરે સતીનાં મુનિવર વયણ સુણીને, પામ્યા ભવ પ્રતિબોધ રે ॥દેવ૦॥ નેમજી ભેટીને ફરી સંયમ લીધો, કરયો છે આતમ શોધ રે॥દેવ૦॥ ધ્યા૦ ॥૬॥ ધન્ય રે સતી રે જેણે મુનિ પ્રતિબોધ્યા, ધન્ય ધન્ય એ અણુગાર રે ॥દેવ૦॥ એ રે વસતા મુનિનાં વયણ સુણીને, ફરી ન કરે સંસાર રે ॥ દેવ૦ ॥ ધ્યા૦ ॥ ૭ ॥ ઈતિ. ॥

## अथ श्री शीखामणनो सज्झाय.

શ્રી ગુરૂ ચરણ પસાઉલે, કહિશું શીખામણ સાર ॥ મન સમજાવો રે આપણું, જિમ પામો ભવપાર ॥૧॥ કહે ભાઈ રૂડું તેં શું કરયું, આતમને હિતકાર ॥ ઇહ ભવ પરભવ સુખ ઘણાં, લહિયે જય જયકાર ॥કહે૦॥૨॥લાખ ચોરાશિ યોનિ તું; ભમિ પામ્યો

નર અવતાર ॥ દેવ ગુરૂ ધર્મ ન ઓળખ્યા, ન જપ્યો મન નવકારા કહે૦॥૩॥ નવ મસવાહા ઉદર ધરયો, પાળી મોટો રે કીધ ॥ માય તાય સેવા કીધી નહી, ન્યાયે મન નવિ દીધ ॥ કહે૦ ॥૪॥ ચાડી કીધી રે ચોતરે, દંડાવ્યા ભલા લોક ॥ સાધુ સહુને સંતાપિયા, આળ ચઢાવ્યા તેં ફોક ॥કહે૦॥૫॥ લોભે લાગ્યો રે પાણીયો, ન ગણે રાતને દીસ ॥ હા હો કરતાં રે એકલો, જઈ ને હાથ ઘશીશ ॥કહે૦ ॥૬॥ કપટ છળભેદ તેં કર્યા, ભાંગ્યા પરના રે મર્મ ॥ સાતે વ્યસન ને સેવિયાં, નવિ કીધો જૈનધર્મ ॥કહે૦॥૭॥ ક્ષમા ન કીધી તેં ખાંતશું, દયા ન કીધી રેખ॥ પર વેદન તેં જાણી નહી, તો શું લીધો તેં ભેખ॥ કહે૦॥સંધ્યા રંગ સમ આવખુ, જળ પરપોટો રે જેમ ॥ ડાભ અણી ઉપર બિંદુઓ, અથિર સંસાર છે એમ ॥ કહે૦ ॥ ૯॥ અભક્ષ અનંત કાય વાવરચાં, પીધાં અણુગળ નીર ॥ રાત્રીભોજન તેં કરચાં, કેમ પામીશ ભવ તીર ॥ કહે૦ ॥૧૦॥ દાન શીયળ તપ ભાવના, ધર્મનાં ચાર પ્રકાર ॥ તે તેં ભાવે ન આદરયા, રઝળીશ અનંતો સંસાર ॥કહે૦॥૧૧॥ પાંચે ઇંદ્રિ રે પાપિણી, દુર્ગતિ ઘાલે છે જેહ ॥ તે તો મૂકી રે મોકળી, કિમ પામીશ શિવગેહ ॥ કહે૦॥૧૨॥ ક્રોધે વીંટીયો રે પ્રાણીયો, માન ન મૂકે રે કેડ ॥ માયા સાપણી ને સંગ્રહી, લોભને લીધો તેં તેડ ॥ કહે૦ ॥૧૩॥ પર રમણી રસ મોહિયો, પર નિંદાનો રે ઢાળ॥ પર દ્રવ્ય તેં નવિ પરિહરયું, પરને દીધી રે ગાળ॥ કહે૦ ॥૧૪॥ધર્મની વેળા તું આળસુ, પાપ વેળા ઉજમાળ ॥ સંચ્યું ધન કોઈ ખાયશે, જિમ મધમાખી મહુઆળ ॥ કહે૦॥૧૫॥ મેળી મેળી મૂકી ગયા, જે ઉપરાજી રે હાથ ॥ સંચય કીજેરે પુણ્ય નો, જે આવે તુજ સાથ ॥ કહે૦ ॥૧૬॥ શુદ્ધ દેવ ગુરૂ ઓળખી, કીજે સમકિત શુદ્ધ ॥ મીથ્યામતી દૂરે કરી, રાખી નિર્મળ બુદ્ધ ॥ કહે૦ ॥૧૭॥ ગોડીદાસ સંઘવી તેણે, આગ્રહે કીધ સજ્ઝાય ॥ શાંતિ વિજય ઉવઝાયનો, રૂપવિજય ગુણ ગાય ॥ કહે૦॥ ૧૮ ॥ ઈતિ.॥

---

## અથ શ્રી મેગરથ રાજાની સજ્ઝાય.

દશમે ભવે શ્રી શાંતિ જી, મેઘરથ જીવડો રાય ॥રૂડા રાજા॥ પોસહશાળા માં એકદા, પોસહ લીયો મન ભાય ॥રૂડા રાજા ॥ ધન્ય ધન્ય મેઘરથ રાયજી, જીવ દયા ગુણ ખાણ ॥ ધર્મી રાજા ॥ધન્ય॥૧॥ એ આંકણી॥ ઈસાનધિપ ઇંદ્ર જી, વખાણ્યો મેઘરથ રાય ॥ રૂ૦ ॥

ધર્મે ચળાવ્યો નવિ ચળે, ભાસુર દેવતા આય ॥ રૂ૦ ॥ ધન્ય ॥ ૨ ॥ સીંચાણા મુખે અવતરી, પડીયું પારેવુ ખોળા માંય ॥ રૂ૦ ॥ રાખ રાખ મુજ રાજવી,મુજને સીંચાણો ખાય ॥રૂ૦॥ ધન્ય૦ ॥૩॥ સીંચાણો કહે રાજીયા, એ છે માહરો આહાર ॥રૂ૦॥ મેઘરથ કહે સુણ પંખીયા, હિંસાથી નરક અવતાર ॥ રૂડા પંખી ॥ ધન્ય ॥૪॥ શરણે આવ્યું રે પારેવડું, નહી આપુ નિરધાર ॥રૂ૦॥ માટી મંગાવી તુજને દીઊં, તેહનો તું કર આહાર ॥ રૂ૦॥ધન્ય૦॥ ૫ ॥ માટી ખપે મુજ એહની, કાં વળી તાહરી દેહ॥ રૂડા રાજા ॥ જીવદયા મેઘરથ વસી, સત્ય ન મેલે ધર્મી તેહ ॥રૂ૦॥ ધન્ય૦ ॥ ૬ ॥ કાતી લેઇ પિંડ કાપીને, લે માંસ તું સીંચાણ ॥રૂ૦॥ ત્રાજુયે તોળાવી મુજને દીયો, એ પારેવા પ્રમાણ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥૭॥ ત્રાજુઆં મંગાવી મેઘરથ રાયજી, કાપી કાપી મૂકે છે માંસ ॥ રૂડા રાજા ॥ દેવ માયા ધારણ સમી, નાવે એકણ અંશ ॥ રૂ૦ ॥ ધન્ય૦ ॥૮॥ ભાઈ સુત રાણી વલવલે, હાથ ઝાલી કહે તેહ ॥ ધર્મિ રાજા ॥ એક પારેવાને કારણે, શું કાપો છો દેહ ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥૯॥ મહાજન લોક વારે સહુ, મ કરો એવડી વાત ॥રૂ૦॥ મેઘરથ કહે ધર્મ ફળ ભલાં, જીવદયા મુજ ઘાત॥ રૂ૦ ॥ધન્ય૦॥૧૦॥ ત્રાજુએ બેઠા રાજવી, જે ભાવે તે ખાય ॥ રૂડા પંખી ॥ જીવથી પારેવો અધિક ગણ્યો, ધન્ય પિતા તુજ માય ॥ રૂડા રાજા ॥ ધન્ય૦ ॥૧૧॥ ચડતે પરિણામે રાજવી, સુર પ્રગટ્યો તિહાં આય રૂઠા રાજા ॥ ખમાવે બહુ વિધે કરી, લળી લળી લાગેછે પાય ॥ રૂ૦ ॥ ધન્ય૦ ॥૧૨॥ ઈંદ્ર પ્રશંસા તાહરી કરી, તેહવો તું છે રાય ॥ રૂ૦॥ મેઘરથ કાયા સાજી કરી, સુર પહોત્યો નિજ ઠાય ॥ રૂ૦ ॥ ધન્ય૦ ॥૧૩॥ સંયમ લીયો મેઘરથ રાયજી, એક લાખ પૂરવનું આય ॥ રૂ૦॥ વીશ સ્થાનક વિધે સેવીયાં, તીર્થંકર ગોત્ર બંધાય ॥રૂ૦॥ધન્ય૦ ॥૧૪॥ ઇગ્યારમે ભવે શ્રી શાંતિજી, પહોત્યા સર્વારથ સિદ્ધ ॥રૂ૦॥ તેત્રીશ સાગર આઊખું, સુખ વિલસે સુર ઋદ્ધ ॥રૂ૦॥ ધન્ય૦ ॥૧૫॥ એક પારેવા ની દયા થકી, એ પદવી પામ્યા નરેશ ॥રૂ૦॥ પાંચમા ચક્રવર્તિ ઉપન્યા, સોળમા શાંતિ જિણેશ ॥રૂ૦॥ધન્ય૦॥૧૬॥ લાખ વર્ષ આયુ શાંતિજી, પહોત્યા શિવપુર વાસ ॥રૂ૦॥જીવદયા પરસાદ થી, ફળે સહુ મનની આશ ॥રૂ૦॥ ધન્ય૦॥ ૧૭ ॥ દયા થકી નવનિધિ હોવે, દયા તે સુખની ખાણ ॥ રૂ૦ ॥ કોડ ભવાંતર ની સગી, દયા માતા છે જાણ ॥રૂ૦॥ ધન્ય૦ ॥૧૮॥ ગજ ભવે શશલો રાખીયો, મેઘ-

કુમર ગુણુ જાણુ ॥૨૦॥ શ્રેણિકરાય સુત સુખ લહ્યાં, પહોત્યા અનુત્તર વિમાન ॥૨૦॥ધન્ય૦॥૧૯॥ એમ જાણી ભવિ દયા પાળજ્યો, છક્કાય ની સુખદાય ॥૨૦॥ નવાનગર માંહે ખંતશું, કહી મેઘરથ સજ્ઝાય ॥૨૦॥ ધન્ય૦॥૨૦॥ સંવત સત્તર સત્તાણું એ, માસખમણુ દિન જાણુ ॥૨૦॥ ઋષિ ગોવર્દ્ધન પસાયથી, કહે રાયચંદ શુભ વાણુ॥૨૦॥ધન્ય૦॥૨૧॥

## અથ શ્રી કામકંદર્પ ની સજ્ઝાય.

( કરેલડા ઘડ દે રે એ દેશી. )

કામવિકારે માનવી રે, કરે કુકર્મ અનેક ॥ કામ કરેવા કારણે. વિરમે આપ વિવેક ॥ કામી નર વર્જજો રે, કામહ કેરા વિકાર ॥કામી નર વર્જજો રે ॥૧॥ એ આંકણી ॥ કામ વશે જે વાહીયા રે, પામ્યા દુઃખ અપાર ॥ લંપટ થયો લંકાપતિ, અવલેહી સ્વ આચાર॥ કામી૦ ॥ ૨ ॥ કામ થકી સીતા હરી રે, લાવ્યો રાવણુ લંકા દશ શિર રામે છેદીયાં, કામતણા એ વંક ॥કામી૦॥૩॥ પદ્મોત્તર દ્રૌપદી હરી રે, પાંડવ પાંચની નાર ॥ કૃષ્ણુ બળે લેઇ આવીયા, છુટયો તે રાય થઇ નાર ॥ કામી૦ ॥૪॥ કામ વિકળ હુઈ કામિની રે, તે સૂરિકંતા નાર ॥ નિજ પતિને હાથે હણ્યો, પહોત્યો તે સ્વર્ગ મઝાર ॥ કામી૦ ॥૫॥ બ્રહ્મદત્ત નિજ સુત ઊપરે રે, કીધો એકત્ર પ્રપંચ ॥ ચુકી ચુલણી મારવા, કામહ કેરા એ સંચ॥ કામી૦ ॥૬॥ ઇત્યાદિક કામે કરી રે, પામ્યા દુઃખ અ છેહ ॥ ઇણુ ભવતો લંપટી તણો, નામ ધરાવે તેહ ॥કામી૦॥૭॥ પરભવ તો નરકે પચે રે, કામ થકી એ જીવ ॥ મુનિ ભૂધર કહે પ્રાણીયા, વર્જો કામ સદૈવ ॥ કામી૦॥૮॥ઇતિ.॥

## અથ શ્રી ભાવિભાવ ની સજ્ઝાય.

( રાગ બંગાળી. )

કર્મે લખીયું નિશ્ચય રે હોય, નહી હુએ જોર ભાવીશું કોય ॥ ભાવિ ના મિટે ॥ ઉદ્યમ હે સો ભાવિ કે હાથ, ભાવિશું નહી કિસહી કો સાથ ॥ ભાવિ૦॥૧॥ ભ વિ તુંહે આપહી રાજાન, ઉદ્યમ હે રાજાકો દીવાન ॥ ભાવિ૦ ॥ સાહેબકો તબ હુએ રે મિલાપ, પહેલા પ્રધાન ને મળિયે આપ ॥ ભાવિ૦॥૨॥ ધર્મ કર્મ ઓર સબ હુએ કામ, નિશ્ચય પુરે મનકી હામ ॥ ભાવિ૦ ॥ હોણહાર જે હુએ અધિકાર મતિ ઉપજે તેસી તેણી વાર ॥ ભાવિ૦ ॥૩॥ કરમે રામ લક્ષમણુ વન-

વાસ, સીતા વચને મતિ ગઇ નાસ ॥ નિસુણ્યો કનકે વેદ પુરાણ, ધાયા મારણ ભાવિ પ્રમાણ ॥ ભાવિ૦ ॥ ૪ ॥ ત્રિકુટ બેટ લંકાનો રે રાય, રાવણના સુર સેવે પાય ॥ ભાવિ૦ ॥ યોગી વેષ કરી અપહરિ સીત, યુદ્ધ કરંતાં નવિ થઇ જીત ॥ ભાવિ૦ ॥ ૫ ॥ કૃષ્ણ પુત્ર શાંબાદિ કુમાર, દ્વૈપાયન ઋષિ દુહવ્યો અપાર ॥ ભાવિ૦ ॥ દ્વારિકાનો તેણે કીધો રે લોપ, ભાવિથી ન ગયો તસ કોપ ॥ ભાવિ૦ ॥ ૬ ॥ આઠમો બારમો વળી ચક્રીશ, હણીયા બ્રાહ્મણ આણી રીશ ॥ ભાવિ૦ ॥ બ્રહ્મદત્તની ગઇ હોય આંખ, તમત માંયે ગયો સુત્ર દે સાખ ॥ ભાવિ૦ ॥ ૭ ॥ ડુંબ ઘરે વહ્યું નીર હરિચંદ, રાજ પાળ્યું ભાવી નવ નંદ ॥ ભાવિ૦ ॥ વીર તણો હુઓ ગર્ભાપહાર, તે સવિ ભાવીનો અધિકાર ॥ ભાવિ૦ ॥ ૮ ॥ ભરતેસરની ષટખંડ આણ, આરીસાભુવને લહ્યું કેવળનાણ ॥ ભાવિ૦ ॥ તપ જપ કીધો નહી રે લગાર, ભાવિ થકી ગયા મોક્ષ મઝાર ॥ ભાવિ૦ ॥ ૯ ॥ સ્ત્રીને વચને આર્દ્રકુમાર, દીક્ષા તજીને રહ્યા ઘરબાર ॥ ભાવિ૦ ॥ વરસ ચોવીશ લગેં પાળ્યો રે નેહ, ચરમશરીરી છે પણ તેહ ॥ ભાવિ૦ ॥ ૧૦ ॥ દીક્ષા લેતાં સુર દીયે શીખ, અવસર નહી તુજ નંદીષેણ દીખ ॥ ભાવિ૦ ॥ બાર વરસ રહ્યો ગણિકા રે ગેહ, ભોગ કર્મેં દીધો નહી છેહ ॥ ભાવિ૦ ॥ ૧૧ ॥ ચઉદહ સય બાવન ગણધાર, તે માંહે ગૌતમ લબ્ધિ ભંડાર ॥ ભાવિ૦ ॥ જે દિખ્ખે તે પહેલા મુગતિ રે જાય, પછી પોતાને કેવળ થાય ॥ ભાવિ૦ ॥ ૧૨ ॥ એમ અનેક સંબંધ અપાર, સમજો સહુ કોઇ હૈડા મઝાર ॥ ભાવિ૦ ॥ કોડી સયા બુદ્ધે કરજોડ, પણ ભાવિની ન કરે કોઇ હોડ ॥ ભાવિ૦ ॥ ૧૩ ॥ ઉદ્યમ છે ભાવિને આયત્ત, ભાવિ કરે ઉત્તમની જીત ॥ ભાવિ૦ ॥ એણિ પરે બોલે મુનિચંદ્ર અણગાર, શાસ્ત્ર ઉપરે કીધો અધિકાર ॥ ભાવિ૦ ॥ ૧૪ ॥

---

## अथ श्री रात्रिज्ञोजननी सज्झाय.

અવનીતળ વારૂ વસે જી, કુંદનપુર ઉદાર ॥ સેઠ યશોધન જાણીયે જી, કરે વ્યવસાય અપાર રે ॥ માનવી, રાત્રિભોજન વાર ॥ ૧ ॥ રંભા ઘરણી રૂયડી જી રે, પુત્ર સલુણા રે દોય ॥ હંસ કુમર ભાઈ વડો જી રે, લઘુ ભાઇ કેશવ હોય રે ॥ માનવી, રાત્રિભોજન વાર ॥ ૨ ॥ દોષ અનંતા ઓળખ્યા જી રે, જિમ ન પડે સંસાર રે ॥ માનવી૦ ॥ એ આંકણી ॥ એક દિન રમતાં ભેટીયા જી, સાધુ શિરોમણિ સુરિ ॥ ધર્મઘોષ નામે નમી જી, આવી આણંદ પુરે રે ॥ માનવી૦ ॥ ૩ ॥

સુરિ ભણે રજની તણું જી, ભોજન છડે જેહ ॥ તસ સુર નર સેવા કરે જી, લહે મુક્તિ નિઃસંદેહ રે ॥ માનવી૦ ॥ ૪ ॥ સાંજે રાંધી રાત્રે જમે જી રે, તે ઉત્કૃષ્ટો રે દોષ ॥ દિવસે રાંધી રાતે જમે જી રે, પાપ તણો બહુ પોષ રે ॥ માનવી૦ ॥૫॥ રાતે રાંધિ મુકિયું જી, દીવસે તે કરે આહાર ॥ તે જીવિત પ્રાયે બાહિરા જી રે, અતિ જીવ તણો સંહાર રે ॥ માનવી૦ ॥૬॥ દિવસે રાંધી દિવસે જમે જી, ઘડીય તજે દોય દોય ॥ પુણ્યવંત તે પૂજીયે જી, જે નર એહવા હોય રે ॥ માનવી૦ ॥૭॥ ઘેર આવ્યા માતા કને જી, ભોજન માગે રે દીશ ॥ ચાર ઘડી છે પાછલી જી, પિતા કરે બહુ રીશ રે ॥ માનવી૦ ॥૮॥ માતા બ્હીતી નવિ દીયે જી, મૌન કરે તે ત્યાંય ॥ લાંઘણ કરતાં દીહડલા-જી, પાંચ ઇણી પરે જાય રે ॥ માનવી૦ ॥૯॥ છઠ્ઠે દિવસે સહોદરાજી, મળિયા એકણ ચિત્ત ॥ રાતે જમો કે બાહિર રમો જી, ન્હી અમ ઘર એ રીત રે ॥ માનવી૦ ॥૧૨॥ હંસ કુમર તિહાં ખોભીયો જી, વાળુ કીધું રે જામ ॥ વિષહર ગરલે મુકીયું જી, માંહે જમાણું તામ રે ॥ માનવી૦ ॥૧૧॥ કેશવ કુમર વનમાં ગયો જી, તિહાં કીધો વિ-શ્રામ ॥ યક્ષ દેવ તિહાં આવીયો જી, મઢી નિહાળે તામ રે ॥ માન-વી૦ ॥૧૨॥ એહ પુરૂષ મ્હોટો અછે જી, વ્રત નવિ ભાંજ્યાં રે જેણ ॥ ભંજાવું હું તેહનાં જી, માયા માંડી તેણે રે ॥ માનવી૦ ॥ ૧૩ ॥ સૂરજ રચિયો કારમો જી, માણસ રચ્યાં બહુ થોક ॥ કેશવ કુમાર જગાવીયો જી, ઉઠ જમે છે સહુ લોક રે ॥ માનવી૦ ॥૧૪॥ કેશવ મનમાં ચિંતવે જી, હજીય ન થયો પ્રભાત ॥ એ કાંઇક કૌતુક અછે જી, અમે ન જમશું રાત રે ॥ માનવી૦ ॥ ૧૫ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઇ કરી જી, લાગ્યો કેશવને પાય ॥ નાગ વચ્છ તુઠયો તુને જી, કાંઇક કરૂં પસાય રે ॥ માનવી૦ ॥૧૬॥ મુજ ભાઇયે વ્રત ભાંજીયું જી, વિષધર ગ્રહીયો જેણ ॥ હું માગું છું તુજ કને જી, જો જીવાડો એણ રે ॥ માનવી૦ ॥ ૧૭ ॥ યક્ષ દેવ તિહાં આવીયો જી, લેઈ માણસનું રૂપ ॥ વમન કરીને છાંડીયો જી, ઢાંકી ઊઠયો ભૂપ રે ॥ માનવી૦ ॥ ૧૮ ॥ રાત્રિ ભોજન પરિહરી જી, હુઓ સાકેતપુર રાજ ॥ સંયમ લેઈ તપ કરી-જી, સારચાં આતમ કાજ રે ॥ માનવી૦ ॥ ૧૯ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રી કર્મપચીશીની સજ્ઝાય.

દેવ દાનવ તીર્થંકર ગણધર, હરિ હર નર વર સબળા ॥ કર્મ

સંયોગે સુખ દુઃખ પામ્યા, સબળા હુઆ મહા નિબળા રે ॥ પ્રાણી, કર્મ સમો નહી કોય ॥ કીધાં કર્મ વિના ભોગવિયાં, છૂટકબારો ન હોય રે ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આદીશ્વર ને અંતરાય વિટંબ્યો, વર્ષ દિવસ રહ્યા ભૂખે ॥ વીરને બાર વરસ દુઃખ દીધું, ઉપન્યા બ્રાહ્મણી કૂખે રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ સાઠ સહસ સુત એક દિન મૂઆ, સામંત શૂરા જેસા ॥ સગર હુઓ મહા પુત્રે દુઃખીયો, કરમ તણાં ફળ એસા રે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ બત્રીશ સહસ દેશોનો સાહેબ, ચક્રી-સનતકુમાર ॥ સોળ રોગ શરીરે ઉપન્યા, કરમે કિયો તસ ખુવાર રે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ સુભુમ નામે આઠમો ચક્રી, કર્મે સાયર માં નાંખ્યો ॥ સોળ સહસ યક્ષે ઉભાં દીઠો, પણ કિણુ હી નવિ રાખ્યો રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધો રે અંધો ॥ એમ જાણી પ્રાણી વિણુ કામે, કોઇ મત બંધો રે ॥ પ્રાણી૦ ॥ ૬ ॥ વીશ ભુજા દશ મસ્તક હુતાં, લક્ષમણે રાવણ મારચો એકલડે જગ સહુને જીત્યો, કર્મથી તે પણ હારચો રે ॥ પ્રાણી૦ ॥ ૭ ॥ લક્ષમણ રામ મહા બળવંતા, વળિ સત્યવંતી સીતા ॥ બાર વરસ લગેં વન માંહે ભમિયા, વીતક તસ બહુ વીત્યાં રે ॥ પ્રાણી૦ ॥ ૮ ॥ છપ્પન ક્રોડ જાદવનો સાહેબ, કૃષ્ણ મહાબળિ જાણી ॥ અટ-વી કોશંબીમાં એકલડો મૂઓ, વલવલતો વિણુ પાણી રે ॥ પ્રાણી૦ ॥ ૯ ॥ પાંચ પાંડવ મહા ઝુઝરા, હારી દ્રૌપદી નારી ॥ બાર વર-સ લગેં વન દુઃખ દીઠાં, ભમિયા જેમ ભીખારી રે ॥ પ્રાણી૦ ॥ ૧૦ ॥ સતીય શિરોમણિ દ્રૌપદી કહીયે, પાંચ પુરૂષની નાર ॥ સુકમાળિકા ભવે બાંધ્યું નિયાણું, પામી પાંચ ભરતાર રે ॥ પ્રાણી૦ ॥ ૧૧ ॥ કર્મે હલકો કીધો હરિચંદ ને, વેચી તારા રાણી ॥ બાર વરસ લગેં માથે આણ્યું, ડુંબ તણે ઘર પાણી રે ॥ પ્રાણી૦ ॥૧૨॥ દધિવાહન રાજાની બેટી, ચાવી ચંદનબાળા ॥ ચૌપદ ની પરે ચઉટે વેચાણી, કર્મતણા એ ચાળા રે ॥ પ્રાણી૦ ॥ ૧૩ ॥ સમકિતધારી શ્રેણિક રાજા, બેટે બાંધ્યો મુસકે ॥ ધર્મી નરપતિ કર્મે દબાણા, કર્મથી જોર ન કિસકે રે ॥ પ્રાણી૦ ॥ ૧૪॥ ઇશ્વર દેવને પાર્વતી રાણી, કર્તા પુરૂષ કહેવાય ॥ અહો નિશ સમશાન માંહે વાસો, ભિક્ષા ભોજન ખાય રે ॥ પ્રાણી૦ ॥ ૧૫ ॥ સહસ કિરણ સૂરજ પ્રતાપી, રાત દિવસ રહે ભમતો ॥ સોળ કળા સશિ હર જગ જાચો, દિન દિન જાયે ઘટતો રે ॥ પ્રાણી૦ ॥ ૧૬ ॥ નળ રાજા પણ જુવટે રમતાં,

અરથ ગરથ રાજ્ય હારયો ।। બાર વરસ લગે વન દુઃખ દીઠાં, તેને પણ કર્મે ભમાડયો રે ।। પ્રાણી૦ ।। ૧૭ ।। સુદર્શન ને શૂળીયે દીધો, મુંજરાયે માગી ભીખ ।। તમસ ગુફા મુખ કોણિક બળિયો, માની ન કોઇની શીખ રે ।। પ્રાણી૦ ।। ૧૮ ।। ગજમુનિ ના શિર ઊપર શગડી, સાગરદત્ત બળ્યું શીશ ।। મેતારજ વાધરે વિંટાણા, ક્ષણ ન આણી રીશ રે ।। પ્રાણી૦ ।। ૧૯ ।। પાંચશે સાધુ ઘાણીમાં પીલ્યા, રાશ ન આણ્યો લગાર ।। પૂરવ કર્મે ઢંઢણઋષિ ને, ષટ માસ ન મળ્યો આહાર રે ।। પ્રાણી૦ ।। ૨૦ ।। ચૌદ પૂરવધર કર્મતણે વશ, પડયા નિગોદ મઝાર ।। આર્દ્રકુમાર અને નંદિષણે, ફરિ વાશો ઘરબાર રે ।। પ્રાણી૦ ।। ૨૧ ।। કળાવતી ના કર છેદાણા, સુભદ્રા પામી કલંક ।। મહાબળ મુનિનું ગાત્ર પ્રજાળ્યું, કર્મતણા એ વંક રે ।। પ્રાણી૦ ।। ૨૨ ।। દ્રૌપદી હેતે પદ્મનાભ નું, ફેડયું કૃષ્ણે ઠામ ।। વીરને કાને ખીલા ઠોકાણા, પગે રાંધી ખીર તામ રે ।। પ્રાણી૦ ।। ૨૩ ।। કર્મથી નાઠા જાય પાતાળે, પેસે અગનિ મઝાર ।। મેરૂશિખર ઊપર ચઢે પણ, કર્મ ન મૂકે લગાર રે ।। પ્રાણી૦ ।। ૨૪ ।। એવાં કર્મ જીત્યાં નર નારી, તે પહોંત્યાં શિવ ઠાય ।। પ્રભાતે ઊઠી નિત નિત વંદો, ભક્તિએ તેહના પાય રે ।। પ્રાણી૦ ।। ૨૫ ।। એમ અનેક નર ખંડયા કર્મે, ભલ ભલેરા જે સાજ ।। ઋષિ હરખ કરજોડીને કહે, નમો નમો કર્મ મહારાજ રે ।। પ્રાણી૦ ।। ૨૬ ।। ઇતિ. ।।

---

## અથ શ્રી આત્મશિક્ષાનો સજ્ઝાય.

( કરેલડાં ઘડી દ રે. એ દેશી. )

ભવિક જન ભજ લે રે, ભજ ભજ ભજ ભગવંત ।। ભવિ૦ ।। તું તજી દે મોહ અજ્ઞાન ।। ભવિ૦ ।। તું તો દેય સુપાત્રે દાન ।। ભવિ૦ ।। લે સદ્ગુરૂ વાણુ ।। ભવિ૦ ।। ૧ ।। જો દિન રયણી જાત હે, સો તો ફિર નહી આય ।। મૂરખ ચિત્ત ચિંતે નહી, અંજળી જળકે ન્યાય ।। ભવિ૦ ।। ૨ ।। તેં તો જનમ મરણે કરી, ફરશો સબ સંસાર ।। અબ તો માનવ ભવ પાયકે, સફળ કરો અવતાર ।। ભવિ૦ ।। ૩ ।। તન ધન જોવન કારમું, કારમો સબ સંસાર ।। કારમો સંગ વિચારકે, માનવ જનમ મ હાર ।। ભવિ૦ ।। ૪ ।। કબ હુ સુખી કબ હુ દુઃખી, કબ રાજા કબ રંક ।। કબૂ ન મેટે જગતમેં, કર્મે લખ્યો જે અંક ।। ભવિ૦ ।। ૫ ।। ક્રોધ માન માયા તજો, વર્જો વિષય

પ્રસંગ ॥ પાંચ ઇંદ્રિય વશ કરો, જીપો સબળ અનંગ ॥ ભવિ૦ ॥૬॥ પૂરવ પુણ્ય વિના કિયે, કહો કિહાં સુખ હોય ॥ વાયે બીજ બબૂલકે, અંબ કહાંસે હોય ॥ ભવિ૦ ॥૭॥ એહ માયાકે મામલે, મૂળ રહે હિ ભુત ॥ દીપ કરેગો તોહિ યે, માન વચન તું સુત ॥ ભવિ૦ ॥ ૮ ॥ મોહ વશે સબ જીઉ રે, મળે બટાઉ આય ॥ હળી મળી શીખ ન કરી શકે, અણુ બોલ્યા ઉઠ જાય ॥ ભવિ૦ ॥૯॥ કહા કરે જ્ઞાની ભલો, કહા કરે અજ્ઞાન ॥ મોહરાયકે રાજ મેં, કેહનું ન રહ્યું માન ॥ ભવિ૦ ॥૧૦॥ સબહુ કરમ સેં જિન કહ્યો, મોહ કર્મ દુખ દંદ ॥ દોરચો ભરત હનન ભણી, કીનો મારણ સંદ ॥ ભવિ૦ ॥૧૧॥ દીર્ઘરાય ચૂલણી મળી, કીનો મારણ સંચ ॥ બ્રહ્મદત્ત ચક્રી ભણી, દેખો મોહ પ્રપંચ ॥ ભવિ૦ ॥ ૧૨ ॥ કૃષ્ણ કલેવર લઇ ભમ્યો, રામ છમાસી વિદીત ॥ વનગિરિ કુંજન કુંજમેં એ એ મોહકી રીત ॥ ભવિ૦ ॥ ૧૩ ॥ ગર્ભવાસ માંહે રહ્યો, લે તવ ઐસો નીમ ॥ માતા પિતા જબ જીવતે, વ્રત લેવાની સીમ ॥ભવિ૦॥૧૪॥ નમો નમો યા મોહકું, મોહ સબળ કર્મ રાય ॥ છિન માંહે મહાવીર કે,દીનો જેહને ઘાય ॥ ભવિ૦ ॥૧૫॥મોહ કર્મ વત્સ તુમ તજો, જેમ હોયે અશરીર ॥ ઇણુ વિધ બહુ પરે શીખવી,ગૌતમને મહાવીર ॥ ભવિ૦ ॥૧૬॥ દીક્ષા લીધી ભાવશું, છોડી સબ ઘરવાસ ॥ વરસ ચોવીશ ઘરે રહ્યો, સો ફિરિ આર્દ્રકુમાર ॥ ભવિ૦ ॥૧૭॥ થુળીભદ્ર કું દેખકે, મન કરો મત કોય ॥ સિંહ ગુફાવાસી મુનિ, ચૂકયો વેશ્યા જોય ॥ ભવિ૦ ॥૧૮॥ પુત્ર મરણ મનક સમે, સિજ્જંભવ ગણધાર ॥ દુઃખ ધરી નિજ ચિતમેં, દુર્જય મોહ વિકાર ॥ ભવિ૦ ॥ ૧૯ ॥ વાત સકળ યા મોહકી, મુખે કહી નવિ જાય ॥ પ્રસન્નચંદ્ર શુભ ધ્યાન મેં, દેવદુંદુભિ ગવાય ॥ ભવિ૦ ॥૨૦॥ ઋદ્ધિ છાંડી વ્રત આદરયું, મન વૈરાગ સંભાળ ॥ સો મોહે વળી ભોળવ્યો, વીર જમાઈ જમાળિ ॥ ભવિ૦ ॥ ૨૧ ॥ અબ તો માયામેં પડયો, જાણુત નહી લગાર ॥ પસતાવેગો પ્રાણિયો, વીછડ વાની વાર ॥ ભવિ૦ ॥૨૧॥ અરિહંત કિહાં ચક્રવર્ત્તિ કિહાં, જામેં બળ અસમાન ॥ ઐસે ભી થિર ના રહે, તું તો કેહે જ્ઞાન ॥ ભવિ૦ ॥૨૩॥ સ્વારથકો સબકો સગો, સ્વારથકો સબ નેહ ॥ જો સ્વારથ પૂગે નહી, છિનમેં દેખાડે છેહ ॥ ભવિ૦ ॥ ૨૪ ॥ જેસા ચંચળ પવન હે, તેસી મનકી દોર ॥ ગુરૂકે વયણુ વિચારકે, લે રાખો એક ઠોર ॥ ભવિ૦ ॥ ૨૫ ॥ પાંચે

ઇંદ્રિય વશ કરો, વારજ્યો વિષય કષાય ॥ આતમ જીપો આપણો, ઈણ વિધ બહુ સમજાય ॥ ભવિ૦ ॥૨૬॥ એ હિત શીખ વિચારકે, ગ્રહો સકળ નર નાર ॥ લાવણ્ય કીર્તિ સંપદા, જ્યું પામો ભવ પાર ॥ ભવિ૦ ॥ ૨૭ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી મહાવીરસ્વામીના સત્તાવીશભવનું પંચઢાલિયું

## ( દોહા. )

શ્રી શુભવિજય સુગુરૂ નમી, નમી પદ્માવતિ માય ॥ ભવ સત્તાવીશ વર્ણવું, સુંણતાં સમકિત થાય ॥૧॥ સમકિત પામે જીવને, ભવ ગણુતી એ ગણાય ॥ જો વળી સંસારે ભમે, તો પણ મુગતે જાય ॥ ૨ ॥ વીર જિનેશ્વર સાહેબો, ભમિયો કાળ અનંત ॥ પણ સમકિત પામ્યા પછી, અંતે થયો અરિહંત ॥ ૩ ॥

## ॥ ઢાલ ૧ લી. ॥

( કપૂર હોય અતિ ઉજળો રે. એ દેશી. )

પહેલે ભવે એક ગામનો રે, રાય નામે નયસાર ॥ કાષ્ટ લેવા અટવી ગયો રે, ભોજન વેળા થાય રે ॥ પ્રાણી, ધરિયે૦ સમકિત રંગ, જિમ પામિયે સુખ અભંગ રે ॥ પ્રા૦ ॥ ધરિયે ॥૧॥ એ આંકણી ॥ મન ચિંતે મહિમા નીલો રે, આવે તપસી કોય ॥ દાન દેઇ ભોજન કરૂં રે, તો વંછિત ફળ હોય રે ॥પ્રાણી૦॥૨॥ મારગ દેખી મુનિવરા રે, વંદે દેઇ ઉપયોગ ॥ પૂછે કેમ ભટકો ઈહાં રે, મુનિ કહે સાથ વિજોગ રે ॥ પ્રાણી૦ ॥૩॥ હરખ ભરે તેડી ગયો રે, પડિલાભ્યા મુનિરાજ ॥ ભોજન કરી કહે ચાલીએ રે, સાથ ભેળા કરૂં આજ રે ॥ પ્રાણી૦ ॥૪॥ પગવતી એ ભેળા કર્યા રે, કહે મુનિ દ્રવ્ય એ માર્ગ ॥ સંસારે ભુલા ભમો રે, ભાવ મારગ અપવર્ગ રે ॥ પ્રાણી૦ ॥૫॥ દેવ ગુરૂ ઓળખાવિયા રે, દીધો વિધિ નવકાર ॥ પશ્ચીમ મહાવિદેહ માં રે, પામ્યો સમકિત સાર રે ॥પ્રાણી૦ ॥૬॥ શુભ ધ્યાને મરી સુર હુઓ રે, પહેલા સર્ગ મઝાર ॥ પલ્યોપમ આયુ ચવી રે, ભરત ઘરે અવતાર રે ॥ પ્રાણી૦ ॥૭॥ નામે મરીચી જોવને રે, સંયમ લીએ પ્રભુ પાસ ॥ દુષ્કર ચરણ લહી થયો રે, ત્રિદંડીક શુભ વાસ રે ॥ પ્રાણી૦ ॥ ૮ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

### ( વિવાહલા ની દેશી. )

નવો વેષ રચે તેણી વેળા, વિચરે આદીસર ભેળા ॥ જળ થોડે સ્નાન વિશેષ, પગ પાવડી ભગવે વેષ ॥૧॥ ધરે ત્રિદંડ લાકડી મ્હોટી, શિર મૂંડણ ને ધરે ચોટી ॥ વળી છત્ર વિલેપન અંગે, થુલથી વ્રત ધરતો રંગે ॥૨॥ સોના ની જનોઈ રાખે, સહુ ને મુનિ મારગ ભાખે ॥ સમોસરણે પૂછે નરેશ, કોઇ આગે હોશે જિનેશ ॥૩॥ જિન જંપે ભરત ને તામ, તુજ પુત્ર મરીચી નામ ॥ વીર નામે થશે જિન છેલ્લા, આ ભરતે વાસુદેવ પહેલા ॥૪॥ ચક્રવર્તિ વિદેહે થાશે, સુણી આવ્યા ભરત ઉલ્લાસે ॥ મરીચી ને પ્રદક્ષિણા દેતા, નમી વંદી ને એમ કહેતા ॥૫॥ તમે પુન્યાઇવંત ગવાશો, હરિ ચક્રી ચરમ જિન થાશો ॥ નવિ વંદુ ત્રિદંડક વેષ, નમું ભક્તિયે વીર જિનેશ ॥ ૬ ॥ એમ સ્તવના કરી ઘર જાવે, મરિચી મન હર્ષ ન માવે ॥ મ્હારે ત્રણ પદવીની છાપ, દાદા જિન ચક્રી બાપ ॥ ૭ ॥ અમે વાસુદેવ ધુર થઈશું, કુળ ઉત્તમ મ્હારૂં કહીશું ॥ નાચે કુળ મદશું ભરાણો, નીચ ગોત્ર તિહાં બંધાણો ॥૮॥ એક દિન તનુ રોગે વ્યાપે, કોઈ સાધુ પાણી ન આપે ॥ ત્યારે વંછે ચેલો એક, તવ મળિયો કપિલ અવિવેક ॥૯॥ દેશના સુણી દીક્ષા વાસે, કહે મરિચી લીયો પ્રભુ પાસે ॥ રાજપુત્ર કહે તુમ પાસે, લેશું અમે દીક્ષા ઉલ્લાસે ॥૧૦॥ તુમ દરશને ધરમનો વ્હેમ, સુણી ચિંતે મરિચી એમ ॥ મુજ યોગ્ય મળ્યો એ ચેલો, મૂળ કડવે કડવો વેલો ॥૧૧॥ મરિચી કહે ધર્મ ઉભય માં, લીએ દીક્ષા જોવન વય માં ॥ એણે વચને વધ્યો સંસાર, એ ત્રીજો કહ્યો અવતાર ॥૧૨॥ લાખ ચોરાશી પૂરવ આય, પાળી પંચમે સ્વર્ગ સધાય ॥ દશ સાગર જીવિત ત્યાંહી, શુભ વીર સદા સુખ માંહી ॥ ૧૩ ॥

## ॥ ઢાલ ૩ જી. ॥

### ( ચોપાઇની દેશી. )

પાંચમે ભવ કોલ્લાગ સન્નિવેશ, કૌશીક નામે બ્રાહ્મણ વેષ ॥ એંશી લાખ પૂરવ અનુસરી, ત્રિદંડીયા ને વેષે મરી ॥૧॥ કાળ બહુ ભમીયો સંસાર, થુણાપુરી છઠ્ઠો અવતાર ॥ બહોતેર લાખ પૂરવને આય, વિપ્ર ત્રિદંડીક વેષ ધરાય ॥૨॥ સૌધર્મે મધ્ય સ્થિતિ યે

થયો, આઠમે ચૈત્ય સન્નિન વેશે ગયો ાાઅગ્નિ દ્યોત દ્વિજ ત્રિદંડી યો, પૂર્વ આયુ લખ સાઠે મૂઓ ાા૩ાા મધ્ય સ્થિતિયે સુર સ્વર્ગ ઇશાન, દશમે મંદિરપુર દ્વિજ ઠાણુ ાા લાખ છપ્પન પૂરવાયુરી, અગ્નીભૂતિ ત્રિદંડીક મરી ાા૪ાા ત્રીજે સરગ મધ્યાયુ ધરી, બારમે ભવ શ્વેતાંબી-પુરી । પુરવ લાખ ચુમ્માળીશ આય, ભારદ્વાજ ત્રિદંડીક થાય ાા૫ાા તેરમે ચોથે સર્ગે રમી, કાળ ઘણો સંસારે ભમી ાા ચઉદમે ભવ રાજગૃહી જાય, ચોત્રીશ લાખ પુર્વને આય ાા ૬ ાા થાવર વિપ્ર ત્રિદંડી થયો, પાંચમે સર્ગ મરીને ગયો ાા સોળમે ભવ કોડ વરસ સમાય, રાજકુમાર વિશ્વભૂતિ થાય ાા૭ાા સંભૂતિમુનિ પાસે અણુગાર, દુક્કર તપ કરી વરસ હજાર ાા માસખમણુ પારણુ ધરી દયા, મથુ-રામાં ગૌચરીએ ગયા ાા ૮ ાા ગાયે હણ્યા મુનિ પડિયા વશા, વિશાખનંદી પિતરિયો હસ્યા ાા ગૌશૃંગે મુનિ ગર્વે કરી, ગયણુ ઉછાળી ધરતી ધરી ાા ૯ ાા તપ બળથી હોજ્યો બળ ઘણી, કરી નિયાણું મુનિ અણુસણી ાા સત્તરમે મહાશુક્રે સુરા, શ્રી શુભ વીર સત્તર સાગરા ાા ૧૦ ાા

## ॥ ઢાલ ૪ થી ॥

( નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં. એ દેશી. )

અઢારમે ભવે સાત, સુપને સૂચિત સતી ાા પોતનપુરીયે પ્રજાપતિ, રાણી મૃગાવતી ાા તસ સુત નામે ત્રિપૃષ્ઠ, વાસુદેવ નીપન્યા ાા પાપ ઘણું કરી સાતમી, નરકે ઉપન્યા ાા૧ાા વીશમે ભવ થઈ સિંહ, ચોથી નરકે ગયા ાા તિહાંથી ચવી સંસારે, ભવ બહુળા થયા ાા બાવીશમે નરભવ લહી, પુણ્ય દશા વર્યા ાા ત્રેવીશમે રાજ્યધાની, મૂકાયે સંચર્યા ાા૨ાા રાય ધનંજય ધારણી, રાણીયે જનમિયા ાા લાખ ચોરાશી પૂર્વ આયુ જીવિયા ાા પ્રિયમિત્ર નામે ચક્રવર્ત્તી દીક્ષા લહી ાા કોડી વરસ ચારિત્ર દશા પાળી સહી ાા૩ાા મહાશુક્ર થઇ દેવ, ઇણે ભરતે ચવી ાા છત્રિકા નગરી યે જિતશત્રુ રાજવી ાા ભદ્રા માય લખ પચવીશ, વરસ સ્થિતિ ધરી ાા નંદન નામે પુત્રે, દીક્ષા આચરી ાા ૪ ાા અગીયાર લાખ ને એંશી, હજાર છસ્સે વળી ાા ઉપર પીસ્તાળીશ, અધિક પણુ દિન રૂળી ાા વીશ સ્થાનક માસખમણે, જાવજ્જીવ સાધતા ાા તીર્થંકર નામ કર્મ, તિહાં નિંકાચતા ાા૫ાા લાખ વરસ દીક્ષા, પર્યાય તે પાળતા ાા છવ્વીશમે ભવ, પ્રાણુત કલ્પે દેવતા ાા સાગર વીશનું જીવિત, સુખભર લો-

ગવે ॥ શ્રી શુભ વીરજિનેશ્વર, ભવ સુણજો હવે ॥ ૬ ॥

## ॥ ઢાલ ૫ મી. ॥

( ગજરામારૂજી ચાલ્યા ચાકરી રે. એ દેશી. )

નયર માહણકુંડ માં વસે રે, મહાઋદ્ધિ ઋષભદત્ત નામ ॥ દેવાનંદા દ્વિજ શ્રાવિકા રે, પેટ લીધો પ્રભુ વિસરામ રે ॥ પેટ લીધો પ્રભુ વિસરામ ॥ ૧ ॥ બ્યાશી દિવસને અંતરે રે, સુર હરિણગમેષી આય ॥ સિદ્ધારથ રાજા ઘરે રે, ત્રિશલા કૂખે છટકાય રે ॥ ત્રિ૦ ॥ ૨ ॥ નવ માસાંતરે જનમિયા રે, દેવ દેવીયે ઓચ્છવ કીધ ॥ પરણી યશોદા જોવને રે, નામે મહાવીર પ્રસિદ્ધ રે ॥ ના૦ ॥ ૩ ॥ સંસાર લીલા ભોગવી રે, ત્રીશ વર્ષે દીક્ષા લીધ ॥ બાર વરશે હુઆ કેવળી રે, શિવ વહુનું તિલક શિર દીધ રે ॥ સિ૦ ॥ ૪ ॥ સંઘ ચતુવિધ થાપીયો રે, દેવાનંદા ઋષભદત્ત પ્યાર ॥ સંયમ દેઇ શિવ મોકલ્યાં રે, ભગવતી સૂત્રે અધિકાર રે ॥ ભ૦ ॥ ૫ ॥ ચોત્રિશ અતિશય શોભતા રે, સાથે ચઉદ સહસ અણગાર ॥ છત્રીશ સહસ તે સાધવી રે, બીજો દેવ દેવી પરિવાર રે ॥ બીજો૦ ॥ ૬ ॥ ત્રીશ વરસ પ્રભુ કેવળી રે, ગામ નગર તે પાવન કીધ ॥ બ્હોતેર વરસનું આઉખું રે, દીવાળીયે શિવપદ લીધ રે ॥ દીવા૦ ॥ ૭ ॥ અગુરૂ લઘુ અવગાહ ને રે, કીયો સાદી અનંત નિવાસ ॥ મોહરાય મલ્લ મૂળશું રે, તન મન સુખનો હોય નાશ રે ॥ તન૦ ॥ ૮ ॥ તુમ સુખ એક પ્રદેશનું રે, નવિ માવે લોકા કાસ ॥ તો અમને સુખીયા કરો રે, અમે ધરીયે તુમારી આશ રે ॥ અમે૦ ॥ ૯ ॥ અખય ખજાનો નાથનો રે, મેં દીઠો ગુરૂ ઉપદેશ ॥ લાલચ લાગી સાહેબા રે, નવિ ભજીયે કુમતિનો લેશ રે ॥ નવિ૦ ॥ ૧૦ ॥ મ્હોટા નો જે આશરો રે, તેથી પામીયે લીલ વિલાસ ॥ દ્રવ્ય ભાવ શત્રુ હણી રે, શુભ વીર સદા સુખ વાસ રે ॥ શુભ૦ ॥ ૧૧ ॥ કળશ ॥ ઓગણીશ એકે, વરસ છેકે, પૂર્ણિમા શ્રાવણ વરો ॥ મેં થુણ્યો લાયક, વિશ્વનાયક, વર્દ્ધમાન જિનેશ્વરો ॥ સંવેગ રંગ તરંગ ઝીલે, જસવિજય સમતા ધરો ॥ શુભ વિજય પંડિત ચરણ સેવક, વીરવિજયો જય કરો ॥ ૧૨ ॥ ઇતિ.॥

## અથ શ્રી મહાવીરસ્વામીનાં પાંચ કલ્યાણકનું ચોઢાળિયું.

( દોહા. )

પ્રેમે પ્રણમું સરસ્વતી, માગું અવિચળ વાણ ॥ વીર તણા ગુણ

ગાયશું, પંચ કલ્યાણુક જાણુ ॥૧॥ ગુણ ગાતાં જિનજી તણા, લહીએ ભવનો પાર ॥ સુખ સમાધિ હોય જીવને, સુણજો સહુ નરનાર ॥૨॥

## ॥ ઢાલ ૧ લી. ॥

( ચાલો ગરબે રમીયે રૂડા રામશું જો. એ દેશી. )

જંબૂદ્વીપના ભરતમાં જો, રૂડું માહાણુકુંડ છે ગામ જો ॥ ઋષભદત્ત માહણ તિહાં વસે જો, તસ નારી દેવાનંદા નામ જો ॥ ચરિત્ર સુણો જિનજી તણાં જો ॥ ૧ ॥ એ આંકણી ॥ જેમ સમકિત નિર્મળ થાય જો ॥ અષ્ટ મહાસીદ્ધિ સંપજે જો, વળી પાતક દૂર પલાય જો ॥ ચ૦ ॥ ૨ ॥ ઊજળી છઠ આષાઢની જો, યોગે ઉત્તરાફાલ્ગુણી સાર જો ॥ પુષ્પોત્તર સુ વિમાનથી જો, ચવિ કૂખે લીયો અવતાર જો ॥ ચ૦ ॥૩॥ દેવાનંદા તેણી રયણીએ જો, સૂતાં સુપન લહ્યાં દશ ચાર જો ॥ ફળ પૂછે નિજ કંત ને જો, કહે ઋષભદત્ત મન ધાર જો ॥ ચ૦ ॥૪॥ ભોગ અરથ સુખ પામશું જો, તમે લહેશો પુત્ર રતન્ન જો ॥ દેવાનંદા તે સાંભળી જો,કીધું મનમાં તહત્તિ વચન્ન જો ॥ ચ૦ ॥ ૫ ॥ સંસારીક સુખ ભોગવે જો, સુણો અચરિજ હુઓ તિણિવાર જો ॥ સુધર્મ ઇંદ્ર તિહાં કણે જો, જોઇ અવધિ તણે અનુસાર જો ॥ ચ૦ ॥ ૬ ॥ ચરમ જિણેસર ઊપન્યા જો, દેખી હરખ્યો ઇંદ્ર મહારાજ જો ॥ સાત આઠ પગ સામો જઈ જો, એમ વંદન કરે શુભ સાજ જો ॥ ચ૦ ॥ ૭ ॥ શક્રસ્તવ વિધિશું કરી જો, ફરી બેઠો સિંહાસન જામ જો ॥ મન વિમાસણ માં પડયું જો, ચિત ચિંતવે સુરપતિ તામ જો ॥ ચ૦ ॥ ૮ ॥ જિન ચક્રી હરિ રામજી જો, અંત પ્રાંત માહણ કૂળે જોય જો ॥ આવ્યા નહી નહી આવશે જો, એ તો ઉગ્ર ભોગ રાજ કૂળે હોય જો ॥ ચ૦ ॥ ૯ ॥ અંતિમ જિણેસર આવિયા જો, એ તો માહણ કૂળમાં જેણ જો ॥ એતો અચ્છેરાભૂત છે જો, થયું હુંડાસર્પિણી તેણ જો ॥ ચ૦ ॥ ૧૦ ॥ કાળ અનંત જાતે થકે જો, એહવાં દશ અચ્છેરાં થાય જો ॥ ઇણ અવસર્પિણીમાં થયાં જો, તે કહીયે જે ચિત્ત લાય જો ॥ ચ૦ ॥ ૧૧ ॥ ગર્ભહરણ ઉપસર્ગનો જો, મૂળ રૂપે આવ્યા રવિ ચંદ જો ॥ નિષ્ફળ દેશના જે થઈ જો, ગયો સૌધર્મે ચમરેંદ્ર જો ॥ ચ૦ ॥ ૧૨ ॥ એ શ્રી વીરની વારમાં જો, કૃષ્ણ અમરકંકા ગયા જાણ જો ॥ નેમિનાથ ને વારે સહીજો, સ્ત્રી તીર્થ મલ્લી ગુણખાણ જો ॥ચ૦॥ ૧૩ ॥ એકસો આઠ

સિધ્યા ઋષભ ને જો,વારે સુવિધિ ને અસંયત્તિ જો ॥ શીતળનાથ વારે થયું જો, કુળ હરિવંશ ની ઉત્પત્તિ જો ॥ ચ૦ ॥૧૪॥ એમ વિચાર કરે ઇંદ્રલો જો, પ્રભુ નીચ કૂળે અવતાર જો ॥ તેહનું કારણ શું અ- છે જો, ઇમ ચિંતવે હૃદય મઝાર જો ॥ ચ૦ ॥ ૧૫ ॥

## ॥ ઢાળ ૨ જી. ॥

( આસો માસે શરદ પુનમની રાત જો. એ દેશી. )

ભવ મ્હોટા કહીએ પ્રભુના સત્તાવીશ જો, મરિચી ત્રિદંડી તે માંહે ત્રીજે ભવે રે જો ॥ તિહાં ભરત ચક્રીસર વંદે આવી જોય જો, કુળનો મદ કરી નીચ ગોત્ર બાંધ્યું તેહવે રે જો ॥ ૧ ॥ એ તો માહણ કુળમાં આવ્યા જિનવર દેવ જો, અતિ અણજુગતું એહ થયું થાશે નહી રે જો ॥ જે જિનવર ચક્રી આવે નીચ કુળ માંય જો, છે આચાર ધરે ઉત્તમ કુળે સહી રે જો ॥ ૨ ॥ એમ ચિંતી તેડયો હરિણગમેષી દેવ જો, કહે માહણકુંડે જઇને એ કારજ કરો રે જો ॥ છે દેવાનંદાની કૂખે ચરમ જિણંદ જો, હર્ષ ધરીને પ્રભુને તિહાંથી સંહરો રે જો ॥ ૩ ॥ નયર ક્ષત્રિકુંડ રાય સિદ્ધારથ ગેહ જો, ત્રિશ- લા રાણી તેહની છે રૂપે ભલી રે જો ॥ તસ કૂખે જઇ સંક્રમાવો પ્રભુને આજ જો, ત્રિશલા નો જે ગર્ભ છે તે માહણ કુળે રે જો ॥ ૪ ॥ જેમ ઇંદ્રે કહ્યુ તેમ કીધું તતક્ષણ તેણ જો, બ્યાશી રાતને આંતરે પ્રભુને સંહરયા રે જો ॥ માહણી સુપનાં જાણે ત્રિશલા હરિ ને લીધ જો, ત્રિશલા દેખી ચૌદ સુપન મનમાં ધરયાં રે જો ॥ ૫ ॥ ગજ વૃષભ અને સિંહ લક્ષ્મી ફૂલની માળ જો, ચંદો સૂરજ ધ્વજ કુંભ પદ્મસરોવરૂ રે જો ॥ સાગરને દેવવિમાન ને રત્નની રાશિ જો, ચૌદમે સુપને દેખી અગ્નિ મનોહરૂ રે જો ॥ ૬ ॥ શુભ સુહણાં દેખી હરખી ત્રિશલા નાર જો, પરભાતે ઉઠીને પિયુ આગળ કહે રે જો ॥ તે સાંભળી દિલમાં રાય સિદ્ધારથ નેહ જો, સુપન પાઠક ને તેડી પૂછે ફળ લહે રે જો ॥ ૭ ॥ તુમ હોશે રાજ અરથ ને સુત સુખ ભોગ જો, સુણી ત્રિશલાદેવી સુખે ગર્ભ પોષણ કરે રે જો ॥ તવ માતા હેતે પ્રભુજી રહ્યા સંલીન જો, તે જાણીને ત્રિશલા દુઃખ દિલમાં ધરે રે જો ॥ ૮ ॥ મેં કીધાં પાપ જ ઘોર ભવો ભવ જેહ જો, દૈવ અટારો દ્રોહી દેખી નવિ શકે રે જો ॥ મુજ ગર્ભ હરયો જે કિમ પામું હવે તેહ જો, રાંક તણે ઘર રત્નચિંતામણિ કિમ ટકે રે જો ॥ ૯ ॥ પ્રભુજીએ જાણી તતક્ષણ દુઃખની વાત જો, મોહ

વિટંખને જાલિન જગમાં જે લહું રે જો ॥ જુઓ દીઠા વિણુ પણુ એવડો જાગે મોહ જો, નજરે બાંધ્યા પ્રેમનું કારણુ શું કહું રે જો ॥ ૧૦ ॥ પ્રભુ ગર્ભ થકી હવે અભિગ્રહ લીધો એહ જો, માત પિતા જીવતાં સંયમ લેશું નહી રે જો ॥ એમ કરૂણા આણી તુરત હલાવ્યું અંગ જો, માતાને મન ઉપન્યો હર્ષ ઘણો સહી રે જો ॥૧૧॥ અહો ભાગ્ય અમારૂં જાગ્યું સહિયર આજ જો, ગર્ભ અમારો હાલ્યો સહુ ચિંતા ગઇ રે જો ॥ એમ સુખ ભર રહેતાં પૂર્ણ હુવા નવ માસ જો, તે ઉપર વળી સાડીસાત રયણી થઇ રે જો ॥૧૨॥ તવ ચૈત્ર તણી શુદિ તેરશ ઉત્તરા જોગ જો, જનંમ્યા શ્રી જિન વીર હુઇ વધામણી રે જો ॥ સહુ ધરણી વિકસી જગમાં થયો પ્રકાશ જો, સુર નરપતિ ઘર વૃષ્ટિ કરે સોવન તણી રે જો ॥ ૧૩ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( મ્હારી સહીરે શમાણી. એ દેશી. )

જનમ સમય શ્રી વીરનો જાણી, આવી છપ્પન કુમારી રે ॥ જગજીવન જિન જી ॥ જનમ મહોત્સવ કરી ગીત જ ગાયે,પ્રભુજીને જાઉ બલિહારી રે ॥ જ૦ ॥૧॥ તતક્ષણુ ઇંદ્ર સિંહાસન હાલ્યું, ઘોષ ઘંટા વજડાવી રે ॥ જ૦ ॥ મળિયા કોડિ સુરાસુર દેવા, મેરૂપર્વતે આવી રે ॥ જ૦ ॥૨॥ ઇંદ્રો પંચ રૂપે પ્રભુજી ને, સુરગિરિ ઉપર લાવે રે ॥જ૦॥ યત્ન કરી હિયડા માં રાખે, પ્રભુને શીશ નમાવે રે ॥ જ૦ ॥૩॥ એક કોડી સાઠ લાખ કળશ લા, નિર્મળ નીરે ભરિયા રે ॥ જ૦ ॥ ન્હાનો બાળક એ કિમ સહસે, ઇંદ્રે સંશય ધરિયા રે ॥ જ૦ ॥૪॥ અતુલબળિ જિન અવધે જોઈ, મેરૂ અંગૂઠે ચંપ્યો રે ॥ જ૦ ॥ પૃથ્વી હાલકલ્લોલ થઈ તવ, ધરણીધર તિહાં કંપ્યો રે ॥ જ૦ ॥૫॥ જિનનું બળ દેખી ને સુરપતિ, ભક્તિ કરીને ખમાવે રે ॥ જ૦ ॥ ચાર વૃષભનાં રૂપ ધરીને, જિનવર ને ન્હવરાવે રે ॥ જ૦ ॥ ૬ ॥ અમૃત અંગૂઠે થાપીને, માતા પાસે મેલે રે ॥ જ૦ ॥ દેવ સહુ નંદીસર જાએ,આવતાં પાતક ઠેલે રે ॥જ૦ ॥૭॥ હવે પ્રભાતે સિદ્ધારથ રાજા, અતિ ઘણા ઓચ્છવ મંડાવે રે ॥ જ૦ ॥ ચકલે ચકલે નાચ કરાવે, જગત નાં દાણુ છંડાવે રે ॥ જ૦ ॥ ૮ ॥ બારમે દિવસે સજ્જન સંતોષી, નામ દીધું વર્દ્ધમાન રે ॥ જ૦ ॥ અનુક્રમે વધતા આઠ વરસના,હુઆ શ્રી ભગવાન રે ॥ જ૦ ॥ ૯ ॥ એક દિન પ્રભુજી રમવા ચાલ્યા, દેવ દેવડા સંઘાતી રે ॥ જ૦ ॥ ઇંદ્ર મુખે પરશંસા નિસુણી,

આવ્યો સુર મિથ્યાતી રે ॥ જ૦ ॥ ૧૦ ॥ પન્નગ રૂપે ઝાડે વળગ્યો, પ્રભુજીએ નાંખ્યો ઝાલી રે ॥ જ૦ ॥ તાઠ સમાન વળી રૂપ કીધું, મૂઠીએ નાંખ્યો ઉછાળી રે ॥ જ૦ ॥ ૧૧ ॥ ચરણે નમીને ખમાવે તે સુર, નામ ધરે મહાવીર રે ॥ જ૦ ॥ જેહવા તુમને ઇંદ્રે વખાણ્યા, તેહવા છો પ્રભુ ધીર રે ॥ જ૦ ॥ ૧૨ ॥ માતપિતા નીશાળે ભણવા, મૂકે બાળક જાણી રે ॥જ૦॥ ઇંદ્ર આવી તિહાં પ્રશ્ન જ પૂછે, પ્રભુ કહે અર્થ વખાણી રે ॥ જ૦ ॥૧૩॥ જોવન વય જાણી પ્રભુ પરણ્યા, નારી જશોદા નામે રે ॥ જ૦ ॥ અઠ્ઠાવીશે વર્ષે પ્રભુના માત પિતા સ્વર્ગ પામે રે ॥ જ૦ ॥૧૪॥ ભાઇ તણો અતિ આગ્રહ જાણી, દોય વરસ ઘર વાસી રે ॥ જ૦ ॥ તેહવે લોકાંતિક સુર બોલે, પ્રભુ કહો ધર્મ પ્રકાશી રે ॥ જ૦ ॥ ૧૫ ॥

## ॥ ઢાલ ૪ થી ॥

( થારે માથે પચરંગી પાગ, સોનારો છોગલો મારુજી. એ દેશી. )

પ્રભુ આપી વરસીદાન, ભલું રવિ ઊગતે ॥ જિનવરજી ॥ એક કોડીને આઠલાખ, સોનૈયા દિન પ્રતે ॥ જિ૦ ॥ માગશર વદિ દશમી, ઉત્તરા યોગે મન ધરી ॥ જિ૦ ॥ ભાઈની અનુમતિ માગીને દીક્ષા વરી ॥ જિ૦ ॥ ૧ ॥ તેહ દિવસ થકી પ્રભુ ચઉનાણી થયા ॥ જિ૦ ॥ સાધિક એક વરસ તે ચીવરધારી રહ્યા ॥ જિ૦ ॥ પછે દીધું બંભણને બે વાર ખંડો ખંડે કરી ॥ જિ૦ ॥ પ્રભુ વિહાર કરે એકાકી અભિગ્રહ ચિત્ત ધરી ॥ જિ૦ ॥ ૨ ॥ સાડાબાર વર્ષમાં ઘોર પરિસહ જે સહ્યા ॥ જિ૦ ॥ શૂળપાણિ ને સંગમ દેવ ઘોશાળા ના કહ્યા ॥ જિ૦ ॥ ચંડકોશી ને ગોવાળે ખીર રાંધી પગ ઉપરે ॥ જિ૦ ॥ કાને ખીલા ખોસ્યા તે દુષ્ટ સહુ પ્રભુ ઉદ્ધરે ॥ જિ૦ ॥ ૩ ॥ લેઈ અડદના બાકુળા ચંદનબાળા તારિયાં ॥ જિ૦ ॥ પ્રભુ પર ઉપગારી સુખ દુઃખ સમ ધારિયા ॥ જિ૦ ॥ છમાસી બે ને નવ ચોમાસી કહીએ રે ॥ જિ૦ ॥ અઢીમાસ ત્રિમાસ દોઢમાસ એ બે બે લહી એ રે ॥ જિ૦ ॥ ૪ ॥ ષટ કીધાં બે બે માસ પ્રભુ સોહામણા ॥ જિ૦ ॥ બાર માસને પખ બ્હોંતેર તે રળિયામણા ॥ જિ૦ ॥ છઠ બસે ઓગણત્રીશ બાર અઠ્ઠમ વખાણીયે ॥ જિ૦ ॥ ભદ્રાદિક પ્રતિમા દિન બે ચૌદશ જાણીયે ॥ જિ૦ ॥ ૫ ॥ સાડાબાર વર્ષે તપ કીધા વિણુ પાણીયે ॥ જિ૦ ॥૬॥ પારણાં ત્રણસેં ઓગણપચાસ તે જાણીએ ॥ જિ૦ ॥ તવ કર્મ ખપાવી ધ્યાન શુકળ મન ધ્યાવતા ॥જિ૦॥ વૈશાખ શુદિ દશમી

ઉત્તરાં જોગે સોહાવતા ॥ જિ૦ ॥૬॥ શાળિવૃક્ષ તળે પ્રભુ પામ્યા કેવળનાણ રે ॥ જિ૦ ॥ લોકા લોકતણા પરકાશી થયા પ્રભુ જાણુ રે ॥ જિ૦ ॥ ઇંદ્રભૂતિ પ્રમુખ પ્રતિબોધી ગણધર કીધ રે ॥જિ૦॥ સંઘ થાપના કરીને ધર્મની દેશના દીધ રે ॥ જિ૦ ॥ ૭ ॥ ચૌદ સહસ ભલા અણગાર પ્રભુને શોભતા ॥ જિ૦ ॥ વળી સાધવી સહસ છત્રીશ કહી નિર્લોભતા ॥ જિ૦ ॥ ઓગણસાઠ સહસ એક લાખ તે શ્રાવક સંપદા ॥ જિ૦ ॥ તિન લાખને સહસ અઢાર તે શ્રાવિકા સંમુદા ॥ જિ૦ ॥ ૮ ॥ ચૌદ પૂર્વધારી ત્રણશે સંખ્યા જાણીયે ॥જિ૦॥ તેરશે ઉહિનાણી સાતશે કેવળી વખાણીયે ॥ જિ૦ ॥ લબ્ધિધારી સાતશે વિપુલમતિ વળી પાંચસે ॥ જિ૦ ॥ વળી ચારશે વાદી તે પ્રભુજી પાસે વસે ॥ જિ૦ ॥૯॥ શિષ્ય સાતશે ને વળી ચૌદશે સાધવી સિદ્ધ થયાં ॥ જિ૦ ॥ એ પ્રભુજી નો પરિવાર કહેતાં મન ગહ ગહ્યાં ॥ જિ૦ ॥ પ્રભુજીએ ત્રીસ વરસ ઘરવાસે ભોગવ્યાં ॥ જિ૦ ॥ છદમસ્થ પણામાં બાર વરસ તે જોગવ્યાં ॥ જિ૦ ॥૧૦॥ ત્રીશ વરસ કેવળ બેતાળીશ વરસ સંયમ પણું ॥ જિ૦ ॥ સંપૂર્ણ બહોતેર વરસ આયુ શ્રી વીર તણું ॥જિ૦॥ દીવાળી દિવસે સ્વાંતિ નક્ષત્ર સોહંકરૂ ॥જિ૦॥ મધ્ય રાતે મુગતિ પહોત્યા પ્રભુજી મનોહરૂ ॥ જિ૦ ॥૧૧॥ એ પાંચ કલ્યાણક ચોવીશમા જિનવરણ તણાં ॥જિ૦॥ તે ભણતાં ગણતાં હરખ હોય મનમાં ઘણા ॥જિ૦॥ જિનશાસન નાયક ત્રિશલા સુત ચિત્ત રંજણો ॥જિ૦॥ ભવિયણ ને શિવ સુખકારી ભવ ભય ભંજણો ॥ જિ૦ ॥ ૧૨ ॥

॥ કળશ ॥ જય વીર જિનવર, સંઘ સુખકર, થુણ્યો અતિ ઉત્સુક ધરી ॥ સંવત સત્તર એકાશીયે, સૂરત ચોમાસુ કરી ॥ શ્રી સહજ સુંદર તણો સેવક, ભક્તિશું એણી પરે કહે ॥ પ્રભુજી શું પૂર્ણ પ્રેમ પામ્યો, નિત્ય લાભ વંછિત લહે ॥ ૧૪ ॥ ઇતિ. ॥

## અથ શ્રી મહાવીરસ્વામીનું ચોઢાળિયું.

## ॥ ઢાલ ૧ લી. ॥

સિદ્ધાર્થ કુળે તું ઊપન્યો, ત્રિશલાદે થારી માત જી ॥ વરશી દાન દેઈ કરી, સંયમ લીધો જપનાથ જી ॥ થેં મન મોહ્યું મહાવીર જી ॥૧॥ કંચન વરણી છે કાય જી ॥ નયણ ન ધ્રાપે જી નિરખતાં, દિઠડે આવે છે દાયજી ॥ થેં મન૦ ॥૨॥ આપ એકિલા સંયમ આદ-

રચો, ઉપન્યો ચોથો રે જ્ઞાન જી ॥ ઉત્કૃષ્ટ તપ થેં આદરચો, ધરતા નિર્મળ ધ્યાન જી ॥ થેં મન૦ ॥૩॥ ઉગ્ર વિહાર થેં આદરચો, કેઈ વાસ રહ્યા વનવાસ જી ॥ કેઇ વાસા વસ્તિયે રહ્યા, ન રહ્યા એક ઠામે ચોમાસ જી ॥ થેં મન૦ ॥૪॥ પ્રભુ પહેલો ચોમાસો થેં કિયો, અઠ્ઠી ગામ મોઝાર જી ॥ દૂજો વાણીજ ગામમેં, પંચ ચંપા સુખકાર જી ॥ થેં મન૦ ॥૫॥ પંચ પૃષ્ઠ ચંપા કરચો, વિશાળા નગરી માં તીન જી ॥ રાજગૃહિમાં ચૌદે કરચાં, નાલંદે પાડે લયલીન જી ॥ થેં મન૦ ॥૬॥ ૭ ચોમાસાં મિથિલા કરચાં, ભદ્રિકા નગરીમાં દોય જી ॥ એક કરચો રે આલંભિયા, સાવર્ત્થિ નગરી એક હોય જી ॥ થેં મન૦ ॥ ૭ ॥ એક અનારજ દેશમાં, અપાપા નગરી એક જાણુ જી ॥ એક કરચો પાવાપુરિ મેં, જઠે પહોત્યા નિરવાણુ જી ॥ થેં મન૦ ॥૮॥ હસ્તિપાળ રાજા ઇમ વીનવે, હું તુમ ચરણાંરો દાસ જી ॥ એક શાળા મ્હારે સૂઝતી, આપ કરોને ચોમાસ જી ॥ થેં મન૦ ॥૯॥ ચાળીશ ચોમાસાં શેહેરમાં, દાખ્યાં દેશ નગરનાં નામ જી ॥ એક અનારજ દેશમાં એક ચોમાસુ વળિ ગામ જી ॥ થેં મન૦ ॥૧૦॥ પ્રભુ ગામ નગર પુર વિચરિયા, ભવ્ય જીવાંરાં ભાગ્ય જી ॥ મારગ બતાવ્યો મોક્ષનો, કિયો ઉપગાર અથાગ જી ॥ થેં મન૦ ॥ ૧૧ ॥ સાડાબાર વરસાં લગે, ઉપર આધો રે માસ જી ॥ છદમસ્થ રહ્યા પ્રભુ એટલું, પછી કરચો કેવળજ્ઞાન પ્રકાશ જી ॥ થેં મન૦ ॥ ૧૨ ॥ વર્ષ બયાળીશ પાળિયો, સંયમ સાહસ ધીર જી ॥ ત્રીશ વરસ ઘરમાં રહ્યા, મોક્ષ દાયક મહાવીર જી ॥ થેં મન૦ ॥૧૩॥ પાવાપુરિમાં પધારિયા, નર નારી હુઆ ઉલ્લાસ જી ॥ ઋષિ રાયચંદજી ઇમ વીનવે, હું આયો પ્રભુજીને પાસ જી ॥ થેં મન૦ ॥૧૪॥ સંવત અઠારે ગુણચાળીશ મેં, નાગોર શેહેર ચોમાસ જી ॥ પૂજ્ય જેમલજી પ્રસાદથી, એહ કરી અરદાસ જી ॥ થે મન૦ ॥ ૧૫ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

શાસન નાયક વીર જિણુંદ, તીરથ નાથ જાણે પૂનમ ચંદ ॥ ચરણે લાગે જ્યારે ચોશઠ ઇંદ્ર, સેવા કરે જ્યારી સુર નર વૃંદ ॥ થેં અબકો ચોમાસો સ્વામિજી અઠે કરો જી, થેં પાવાપુરિ સેં પગ આઘો મતિ ધરો જી ॥ અઠે કરો, અઠે કરો, અઠે કરો, જી, થેં ચરમ ચોમાસો સ્વામિજી અઠે કરો જી ॥ ૧ ॥ એ આંકણી ॥ હસ્તિપાળ રાજા વિનવે કરજોડ, પૂરો પ્રભુજી મ્હારા મનરા હો કોડ ॥ શીશ

નમાય ઉભો જોડી હાથ, કરૂણા સાગર વાંજો કૃપાજી નાથ ॥ થેં અબકોં૦ ॥૨॥ રાયની રાણી વિનવે રાજ લોક, પુણ્ય જોગે મળ્યો સેવાનો સંજોગ ॥ મનવંછિત સહુ મળિયાંજી કાજ, થેં મયા કરી મુજ સામું જુઓ જિનરાજ ॥ થેં અબકોં૦ ॥૩॥ શ્રાવક શ્રાવિકા કઇ નર નાર, મળી મળી વિનતી કરે વારંવાર ॥ પાવા પૂરીમાં પધારચા વીતરાગ, પ્રગટી પુન્યાઇ મ્હારાં મ્હોટાં જી ભાગ્ય ॥ થેં અબકોં૦ ॥૪॥ વળિ હસ્તિપાળ રાજા વિનવે ભૂપાળ, પ્રભુજી થેં છો દીન દયાળ ॥ સૂઝતી એક મ્હારે મ્હોટી છે શાળ, હવે લાગી ગયો છે વરષા જી કાળ ॥ થેં અબકો૦ ॥૫॥ માની વિનતી પ્રભુ રહ્યા ચોમાસ, પાવાપૂરિમાં હુઓ હરખ ઉલ્લાસ, ॥ ગોતમ ગણધર ગુરુંજી ને પાસ, નિશિ દિન જ્ઞાન ના કરે જી અભ્યાસ ॥ થે અબકોં૦ ॥૬॥ સાધુ અનેક રહ્યા કરજોડ, સેવા કરે સદા હોડાજી. હોડ ॥ ચૌદ હજાર ચેલા રત્નારી માળ, દીક્ષા લીધી છોડી માયા જંજાળ ॥ થેં અબકોં૦ ॥૭॥ વડી ચેલી ચંદનબાળા જી જાણુ, હુઇ કુમારિ મહાસતિ ચતુર સુ જાણ ॥ મોતીની માળા છત્રીશ હજાર, સઘળી મેં વડી સાધવી એ શિરદાર ॥ થેં અબકોં૦ ॥૮॥ ચારૂંઈ સંઘ સેવા નિત્ય કરે, પ્રભુજીને દેખી દેખી અંખીયાં ઠરે ॥ નવ મલ્લિ ને નવ લચ્છીજી રાય, જ્યારાં દર્શન કેરી ચિત્તમેં ચાય ॥ થેં અબકોં૦ ॥૯॥ સંઘ સઘળા રે હુઇ મન રંગ રળી, પુણ્ય યોગે પ્રભુજી ની સેવા મળી ॥ ઋષિ રાયચંદજી વિનવે જોડી હાથ, થેં કરૂણાસાગર વાંજો કૃપાજી નાથ ॥ થેં અબકોં૦ ॥૧૦॥ શેહેર નાગોર મેં કિયો જી ચોમાસ, પ્રભુજી દેજ્યો મને મુંગતિનો વાસ ॥ હું સેવક તુમે સાહિબ સ્વામ, મ્હારે અવર દેવાશું નહિ કોઇ કામ ॥ થેં અબકોં૦ ॥૧૨॥

## ॥ ઢાલ ૨ જો. ॥

શાસન નાયક શ્રી મહાવીર, તીર્થંનાથ ત્રિભુવન ધણી ॥ પાવાપુરી મેં કિયો ચરમ ચોમાસ, હુઇ મોક્ષ દાયક રી મહિમા ઘણી ॥ ગોતમ ને મેલ દિયો મહાવીર, દેવશર્મા ને પ્રતિબોધવા ॥૧॥ ઉત્તરાધ્યયન નાં અધ્યયન છત્રીશ, કારતક વદિ અમાવાસ્યે કહ્યાં ॥ એકશોને વળિ દશ અધ્યયન, સૂત્ર વિપાક તણાં લહ્યાં ॥ ગો૦ ॥ ૨ ॥ પોસા કીધા શ્રી વીરજી ને પાસ, દેશ અઢારના રાજીયા ॥ નવ મલ્લિને નવ લચ્છીજી રાય, વીરના ભગતા વાજીયા ॥ ગો૦ ॥૩॥ પ્રભુ સાસન ના શિરદાર, સર્વ સંઘને સંતોષ ને ॥ શોળ પહોર લગેં દેશના

દીખ, પછી વીર બીરાજ્યા મોક્ષ મેં ॥ ગૌ૦ ॥ ૪॥ તીન વરસ ને સાઢા આઠ માસ, ચોથા આરાના બાકી રહ્યા ॥ દિન દોય તણો સંથાર, *મૌન રહી મુગતે ગયા ॥ ગૌ૦ ॥ ૫॥ ઇંદ્ર અવ્યા જી ચિત્ત ઉદાસ, દેવ દેવીના સાથમેં ॥ જાણે ઝગમગ લગ રહી જ્યોત, અમાવાસ્યા ની રાતમેં ॥ ગૌ૦ ॥ ૬ ॥ મુગતિ પહોત્યા એકાએક, સાતશેં હુવા- જ્યારે કેવળી ॥ ચૌદશેં સાધવિયાં હુઈ સિદ્ધ, હું સહુને વાંદુ મન રળી ॥ ગૌ૦ ॥ ૭ ॥ રહ્યા ત્રીશ વરસ ઘરમાંય વર્ષ બયાળિ સંયમ પાળીયો ॥ પ્રભુ જગતારણ જગદીશ, દયા મારગ અજીવાળીયો ॥ ગૌ૦ ॥ ૮ ॥ હો જી દેવ દેવીને વળી ઇંદ્ર, નિર્વાણ તણો મહોચ્છવ કીયો ॥ અરિહંત નો પડિયો વિજોગ, સુર નરનો ભરિયો હીયો ॥ ગૌ૦ ॥૯॥ સાધુ સાધવી કરતા શોક, શ્રાવક શ્રાવિકા પણ ઘણો ॥ ભરતક્ષેત્ર માં પડીયો વિજોગ, આજ પછી અરિહંત તણો ॥ ગૌ૦ ॥ ૧૦ ॥ પછી બેઠા સુધર્મસ્વામી પાટ, ચારૂઈ સંઘ ચરણ સેવતા ॥ જ્યારી પાળતા અખંડિત આણ, સેવા કરે દેવીને દેવતા ॥ગૌ૦॥ ૧૧ ॥ મુગતે પહો- ત્યા શ્રી મહાવીર, પ્રભુ સુખ પામ્યા છે શાશ્વતાં॥ ઋષિ રાયચંદ- જી કહે એમ, મ્હારે અરિહંત વચન ની આસતા ॥ ગૌ૦ ॥ ૧૨॥

## ॥ ઢાલ ૪ થી. ॥

શ્રી મહાવીર પહોત્યા નિર્વાણ, ગૌતમસ્વામીએ વાત જ જાણી ॥ ગૂરાં જી થેં મન ગોડે ન રાખ્યો ॥ ૧ ॥ એ આંકણી ॥ મુગતિ જાવણ રો નામ ન દાખ્યો ॥ ગૂરાં જી૦ ॥ ૨ ॥ હું સબળા પહેલો હુઓ થારો ચેલો, ઇણ અવસર આઘો કિમ મેલ્યો ॥ ગૂરાંજી ॥ ૩ ॥ પ્રભુ તુમ ચરણે મ્હારો ચિત્ત લાગ્યો, પણ થેં મુને મેલ દિયો આગો ॥ ગૂરાં જી૦ ॥ ૪ ॥ મુને દરશન આપરો લાગતો પ્યારો, આપ પહોં- ત્યા નીર્વાણ મુને મેલ ન્યારો ॥ ગૂરાં જી૦ ॥૫॥ આપે તો મુજ શું અંતર રાખ્યો, પિણ મેં મ્હારા મનરો દરદ ન દાખ્યો ॥ ગૂરાં જી૦ ॥૬॥ હું આડો માંડીને ન ઝાલતા પલ્લો, પણ સાહિબ કામ કિયો તુમે ભલ્લો ॥ ગૂરાં જી૦ ॥ ૭ ॥ હું તુમને અંતરાય ન દેતો, મુગતિ મેં જગ્યા વહેંચી ન લેતો ॥ ગૂરાં જી ॥ ૮ ॥ હું સંકડાઈ ન કરતો કાંઈ, આપ સાથે હું મોક્ષ મેં આઇ ॥ ગૂરાં જી૦ ॥૯॥ અબ હું પૂછા કરશું કિણ આગેં, પ્રભુ મ્હારો મન એક થાશું જ લાગે ॥ ગૂરાં જી૦ ॥૧૦॥ મારો સાંસો કહો કુણ ટાળે, આપ વિના પાખંડી ના મદ કુણ

* (પાઠાંતરે) મૌન નહી.

ગાળે ॥ ગૂરાં જી૦ ॥૧૧॥ હું તો ચૌદપૂરવ ને ચૌનાણી, પણ મોહની કર્મે લપેટયો આણી ॥ ગૂરાં જી૦ ॥ ૧૨॥ ઇશા ગૌતમસ્વામી યે ક્રિયા વિલપાત, એ મોહની કર્મની અચરિજ વાત ॥ ગૂરાં જી૦ ॥ ૧૩ ॥ હવે મોહની કર્મ દૂરે ટાળી, ગૌતમ સ્વામી યે સુરતિ સંભાળી ॥ વિત-રાગ રાગ દ્વેષ શું વીત્યા ॥ ૧૪ ॥ એ આંકણી ॥ માહરા ચિત્તમાં આઈ ગઇ ચિત્તા ॥ વિતરાગ૦ ॥ ૧૫॥ તિણિ વેળા નિર્મળ ધ્યાન જ ધ્યાયો, કેવળજ્ઞાન ગૌતમ સ્વામીયે પાયો ॥ વિતરાગ૦ ॥ ૧૬ ॥ બાર વરસ રહ્યા કેવળ જ્ઞાની, વાત જાશું કાંઈ નવિ રહી છાની ॥ વિતરાગ૦ ॥૧૭॥ ગૌતમે પણ કિયો મુગતિ મેં વાસો, સંસારનો સર્વ દેખે તમાસો ॥વિતરાગ૦॥૧૮॥ જેણિ રાતે મુગતિ ગયા વર્દ્ધમાન, ઇંદ્રભૂત ને ઉપન્યું કેવળ જ્ઞાન ॥ વિતરાગ૦ ॥ ૧૯ ॥ તિણ દિનથી એ વાજી દીવાળી, મ્હાટો દિન એ મંગળ માળી ॥ વિતરાગ ॥ ૨૦॥ રાત દીવાળી નો શિયળ થેં પાળો, વળિ રાત્રિભોજન કરવો ટાળો ॥ વિતરાગ૦ ॥ ૨૧ ॥ ઋષિ રાયચંદ કહે સુણો હો સુ જ્ઞાની, દયા રૂપ દીવાળી થેં લેજયો માની ॥ વિતરાગ૦ ॥ ૨૨ ॥ કળશ ॥ શ્રી શાસન નાયક મુગતિ દાયક, દયા મારગ અજુવાળિયો ॥ શ્રી ગૌત-મ સ્વામી મુગતિગામી, કિયો ચિત્ત વલ્લભ ચોઢાળિયો ॥ ૨૩ ॥ સંવત અઢારે ગુણચાળીશે, નાગોર ચોમાસો નિર્મળ મને ॥ પૂજ્ય જેમલજી પ્રસાદે, સંપૂર્ણ કિયો દીવાળી દિને ॥ ૨૪ ॥

## અથ શ્રી દાન, શીયલ, તપ અને ભાવનું પંચઢાલિયું.

( દોહા. )

પ્રથમ જિણેસર પાય નમી પામી સુગુરૂ પ્રસાદ ॥ દાન શિય-ળ તપ ભાવનો, બોલિશ બહુ સંવાદ ॥ ૧ ॥ વીરજિણંદ સમોસ-રયા, રાજગૃહી ઉદ્યાન ॥ સમવસરણ દેવે રચ્યું, બેઠા શ્રી વર્દ્ધમાન ॥ ૨ ॥ બેઠી બારે પરષદા, સુણવા જિનવર વાણ ॥ દાન કહે પ્રભુ હું વડો, મુજને પ્રથમ વખાણ ॥૩॥ સાંભળજો સહુ કો તમે, કુણ છે મૂજ સમાન ॥ અરિહંત દીક્ષા અવસરે, આપે પહિલું દાન ॥૪॥ પ્રથમ પહોર દાતારનું, લીયે સહુ કોઇ નામ ॥ દીધાની દેઉળ ચઢે, સીઝે વંછિત કામ ॥ ૫ ॥ તીર્થંકર ને પારણે, કુણ કરશે મુજ હોડ ॥ વૃષ્ટિ કરૂં સોવન તણી, સાડી બારહ ક્રોડ ॥ ૬ ॥ હું જગ સઘળું વશ કરૂં, મુજ મ્હોટી છે વાત ॥ કુણ કુણ દાન થકી તરયા, તે સુણજો અવદાત.

## ॥ ઢાલ ૧ લી. ॥

### ( લલનાની દેશી. )

ધન સારથવાહ સાધુને, દીધું ઘૃતનું દાન ॥ લલના ॥ તીર્થંકર પદ મેં દીયું, તિણે મુજને અભિમાન ॥લલના ॥ દાન કહે જગ હું વડું ॥ ૧ ॥ એ આંકણી ॥ તુજ સરિખું નહિ કોય ॥ લલના ॥ ॥ ઋદ્ધિ સમૃદ્ધિ સુખ સંપદા, દાને દોલત હોય ॥ લ૦ ॥દા૦ ॥ ૨ ॥ સુમુખ નામે ગાથાપતિ, પડિ લાભ્યો અણગાર ॥ લ૦ ॥ કુમર સુબાહુ સુખ લહ્યું, તે તો મુજ ઉપગાર ॥ લ૦ ॥ દા૦ ॥ ૩ ॥ પાંચશેં મુનિ ને પારણે, દેતો વોહરી આણુ ॥લ૦॥ ભરત થયો ચક્રવર્તિ ભલો, તે પણ મુજ ફળ જાણુ ॥ લ૦ ॥ દા૦ ॥૪ ॥ માસખમણને પારણે, પડિલાભ્યો ઋષિરાય ॥ લ૦ ॥ શાળિભદ્ર સુખ ભોગવે, દાન તણે સુ પસાય ॥ લ૦ ॥ દા૦ ॥ ૫ ॥ આપ્યા અડદના બાકુળા, ઉત્તમ પાત્ર વિશેષ ॥ લ૦ ॥ મૂળદેવ રાજા થયો, દાન તણાં ફળ દેખ ॥ લ૦ ॥ દા૦ ॥ ॥૬॥ પ્રથમ જિણેસર પારણે, શ્રી શ્રેયાંસ કુમાર ॥લ૦॥ શેલડી રસ વોહરાવિયો, પામ્યો ભવનો પાર ॥ લ૦ ॥ દા૦ ॥ ૭ ॥ ચંદનબાળા બાકુળા, પડિલાભ્યા મહાવીર ॥ લ૦ ॥ પંચ દિવ્ય પ્રગટ થયા, સુંદર રૂપ શરીર ॥ લ૦ ॥ દા૦ ॥૮॥ પૂરવ ભવ પારેવડું, શરણે રાખ્યું શૂર ॥ લ૦ ॥ તીર્થંકર ચક્રવર્તિ પણે, પ્રગટયો પુણ્ય પડૂર ॥ ॥લ૦॥દા૦॥૯॥ ગજ ભવે શશલો રાખિયો, કરૂણા કીધી સાર ॥લ૦॥ શ્રેણિક ને ઘેર અવતરયો, અંગજ મેઘકુમાર ॥લ૦॥દા૦॥ ૧૦॥ એમ અનેક મેં ઉદ્ધરયા, કહેતાં નાવે પાર ॥ લ૦ ॥ સમયસુંદર પ્રભુ વીરજી, મુજ પહેલો અધિકાર ॥ લ૦ ॥ દા૦ ॥ ૧૧ ॥

### ( દોહા. )

શિયળ કહે સુણુ દાન તું, કિશ્યો કરે અહંકાર ॥ આડંબર આઠે પહોર, જાચક શું વ્યવહાર ॥ ૧ ॥ અંતરાય વળિ તાહરે, ભોગ કરમ સંસાર ॥ જિનવર કર નીચા કરે, તુજને પડ્યો ધિક્કાર ॥૨॥ ગર્વ મ કર રે દાન તું, મુજ પૂંઠે સહુ કોય ॥ ચાકર ચાલે આગળે, તો શું રાજા હોય ॥ ૩ ॥ જિન મંદિર સોના તણું, નવું નિપાવે કોય ॥ સોવન કોડિ દાન દે, શિયળ સમું નહિ કોય ॥ ૪ ॥ શિયળે સંકટ સવિ ટળે, શિયળે સુ જસ સોભાગ ॥ શિયળે સુર સાન્નિધ્ય કરે, શિયળ વસે વૈરાગ ॥ ૫ ॥ શિયળે સર્પ ન આભડે, શિયળે શીતળ આગ ॥ શિયળે અરિ કરિ કેસરી, ભય જાએ સવિ ભાગ ॥ ૬ ॥ જન્મ

મરણના ભય થકી, મેં છોડાવ્યા અનેક ॥ નામ કહું હવે તેહનાં સાંભળજો સુ વિવેક ॥ ૭ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( પાસ જીણંદ જુહારીએ. એ દેશી. )

શિયળ કહે જગ હું વડું, મુજ વાત સુણો અતિ મીઠી રે ॥ લાલચ લાવે લોકને, મેં દાન તણી વાત દીઠી રે ॥ શિ૦ ॥ ૧ ॥ કળહ કારણ જગ જાણીયે, વળી વિરતિ નહી પણ કાંઈ રે ॥ તે નારદ મેં સીઝવ્યો, મુજ જુઓ એ અધિકાઈ રે ॥ શિ૦ ॥ ૨ ॥ બાંહે પહેરયા બેરખા, શંખ રાજાએ દૂષણ દીધાં રે ॥ કાપ્યા હાથ કળાવતી, તે મેં નવ પલ્લવ કીધા રે ॥ શિ૦ ॥૩॥ રાવણ ઘર સીતા રહી, તો રામચંદ્ર ઘર આણી રે ॥ સીતાનું કલંક ઉતારીયું, મેં પાવક કીધો પાણી રે ॥ શિ૦ ॥૪॥ ચંપા બાર ઉઘાડિયાં, વળી ચારણીયે કાઢયું નીરો રે ॥ સતીય સુભદ્રા જશ થયો, મેં તસ કીધી ભીરો રે ॥ શિ૦ ॥૫॥ રાજા મારણ માંડીયો, રાણી અભયાયે દૂષણ દાખ્યો રે ॥ શૂળિ સિંહાસન મેં કીયો, મેં શેઠ સુદર્શન રાખ્યો રે ॥ શિ૦ ॥ ૬ ॥ શીળ સન્નાહ મંત્રીસરે, આવતો અરિદળ થંભ્યો રે ॥ તિહાં પણ સાન્નિધ્ય મેં કરી, વળી ધરમ કારજ આરંભ્યો રે ॥ શિ૦ ॥૭॥ પહેરણ ચીર પ્રગટ કિયાં, મેં અઠોત્તર શો વારો રે ॥ પાંડવ નારી દ્રૌપદી, મેં રાખી મામ ઉદારો રે ॥ શિ૦ ॥૮॥ બ્રાહ્મી ચંદન બાળિકા, વળી શીળવંતી દમયંતી રે ॥ ચેડાની સાતે સુતા, રાજિમતી સુંદરી કુંતી રે ॥ શિ૦ ॥ ૯ ॥ ઈત્યાદિક મેં ઉદ્ધરયા, નર નારીના વૃંદો રે ॥ સમયસુંદર પ્રભુ વીરજી, પહેલો મુજ આણંદો રે ॥ શિ૦ ॥ ૧૦ ॥

( દોહા. )

તપ બોલ્યું ત્રટકી કરી, દાન ને તું અવહીલ ॥ પણ મુજ આગળ તું કિશું, સાંભળ રે તું શીળ ॥ ૧ ॥ સરસાં ભોજન તેં તજ્યાં, ન ગમે મીઠા નાદ ॥ દેહ તણી શોભા તજી, તુજમાં કિશો સવાદ ॥૨॥ નારી થકી ડરતો રહે, કાયર કિશ્યું વખાણ ॥ કૂડ કપટ બહુ કેળવી, જિમ તિમ રાખે પ્રાણ ॥ ૩ ॥ કો વિરલો તુજ આદરે, છંડી સહુ સંસાર ॥ આપ એક તું ભાંજતાં, બીજાં ભાંજે ચાર ॥ ૪ ॥ કરમ નિકાચિત ત્રોડવા, ભાંજું ભવ ભય ભીમ ॥ અરિહંત મુજ ને આદરે, વરસ છમાસી સીમ ॥ ૫ ॥ રૂચક નંદીસર ઊપરે, મુજ લબ્ધે મુનિ જાય ॥ ચૈત્ય જુહારે શાશ્વતાં, આનંદ અંગ ન

થાય ॥૬॥ મ્હોટાં જોયણ લાખનાં, લઘુ કુંથુ આકાર ॥ હય ગય રથ પાયક તણું, રૂપ કરે અણુગાર ॥ ૭॥ મુજ કર ફરસે ઉપસમે, કુષ્ટાદિકના રોગ ॥ લબ્ધિ અઠ્ઠાવિશ ઉપજે, ઉત્તમ તપ સંજોગ ॥ ૮ ॥ જે મેં તારયા તે કહું, સુણજો મન ઉલ્લાસ ॥ ચમત્કાર ચિત્ત પામશો, દેશો મુજ સાબાશ ॥ ૯ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( નણદલની દેશી. )

દઢપ્રહારી અતિ પાપીયો, હત્યા કીધી ચાર હો ॥ સુંદર ॥ તે પણ તિણ ભવ ઉદ્ધરયો, મૂકયો મુક્તિ મઝાર હો ॥ સુંદર, તપ સરિખો જગ કો નહી ॥૧॥ એ આંકણી ॥ તપ કરે કર્મનું સૂડ હો ॥સુંદર॥ તપ કરવો અતિ દોહિલો, તપમાં નહી કો કૂડ હો ॥ સુંદર ॥ તપ૦ ॥ ૨ ॥ સાત માણસ નિત મારતો, કરતો પાપ અઘોર હો ॥ સુંદર ॥ અર્જુન માળી મેં ઉદ્ધરયો, છેદ્યાં કર્મ કઠોર હો સુંદર ॥તપ૦ ॥૩॥ નંદિષેણ ને મેં કિયો, શ્રીવલ્લભ વસુદેવ હો ॥સુંદર॥ બહોતેર સહસ અંતેઉરી, સુખ ભોગવે નિત્ય મેવ હો ॥સુંદર ॥તપ૦ ॥૪॥ રૂપ કુરૂપ કાળો ઘણો, હરિકેશી ચંડાળ હો ॥ સુંદર ॥ સુરનર કોડી સેવા કરે, તસ મેં કીધી ચાલ હો ॥ સુંદર ॥ તપ૦ ॥ ૫॥ વિષ્ણુ કુમરે લબ્ધે કીયું, લાખ જોયણનું રૂપ હો સુંદર ॥ શ્રી સંઘ કેરે કારણે, એ મુજ શક્તિ અનુપ હો ॥ સુંદર ॥ તપ૦ ॥ ૬ ॥ અષ્ટાપદ ગૌતમ ચઢયા, વાંદ્યા જિન ચોવીશ હો ॥ સુંદર ॥ તાપસ પણ પ્રતિ બૂઝવ્યા, તિણ મુજ અધિક જગીશ હો ॥ સુંદર ॥ તપ૦ ॥૭॥ ચૌદ સહસ અણગાર માં, શ્રી ધન્નો અણગાર હો ॥ સુંદર ॥ વીર જિણંદ વખાણીયો, એ પણ મુજ અધિકાર હો ॥ સુંદર ॥ તપ૦ ॥૮॥ કૃષ્ણ નરેસર આગળે, દુક્કરકાર કહેહ હો ॥ સુંદર ॥ ઢંઢણ નેમિ પ્રશંસીયો, મુજ મહિમા સવિ તેહ હો ॥ સુંદર ॥તપ૦ ॥૯॥ નંદિષેણ વોહરણ ગયો, ગણકાયે કીધી હાંસિ હો ॥ સુંદર ॥ વૃષ્ટિ કરી સોવન તણી, મેં તસ પૂરી આશ હો ॥ સુંદર ॥ તપ૦ ॥ ૧૦ ॥ એમ બળભદ્ર પ્રમુખ બહુ, તારયા તપસી જીવ હો ॥ સુંદર ॥ સમય સુંદર પ્રભુ વીરજી, પહેલો મુજ પ્રસ્તાવ હો ॥ સુંદર ॥ તપ૦ ॥ ૧૧ ॥

( દોહા. )

ભાવ કહે તપ તું કિશો, છેડયો કરે કષાય ॥ પૂર્વ કોડિ જો તપ તપે, ક્ષણમાં ખેરૂ થાય ॥ ૧॥ ખંધક આચારજ પ્રતે, તેં બળાવ્યો

સવિ દેશ ॥ અશુભ નિયાણું તું કરે, ક્ષમા નહી લવલેશ ॥૨॥ દ્વિપાયંન ઋષિ દુહવ્યા, શાંબ પ્રદ્યુમ્ન ને સાહિ ॥ તે તપ ક્રોધ કરી તિહાં, દીધો દ્વારિકા દાહ ॥૩॥ દાન શિયળ તપ સાંભળો, મ કરો જૂઠ ગુમાન ॥ લોક સહુ કો સાખ દે, ધર્મે ભાવ પ્રધાન ॥ ૪ ॥ આપ નપુંસક છો ત્રણે, ઘે વ્યાકરણ તે સાખ ॥ કામ સરે નહિ કોઇનું, ભાવ ભણે મુજ પાખ ॥૫॥ રસ વિણ કનક ન નીપજે, જળ વિણ તરૂવર વૃદ્ધિ ॥ રસવતી રસ નહી લવણ વિણ, તિમ મુજ વિણ નહિ સિદ્ધિ ॥૬॥ મંત્ર જંત્ર મણિ ઔષધિ, દેવ ધર્મ ગુરૂ સેવ ॥ ભાવ વિના તે સવિ વૃથા, ભાવ ફળે નિત મેવ ॥૭॥ દાન શિયળ તપ જે તુમે, નિજ નિજ કહ્યાં વૃતાંત ॥ તિહાં જો ભાવ ન હોત તો, કોઇ સિદ્ધિ નવિ હુંત ॥૮॥ ભાવ કહે મેં એકલે,તાર્યાં બહુ નર નર ॥ સાવધાન થઇ સાંભળો, નામ કહું નિરધાર ॥ ૯ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( કપૂર હોય અતિ ઉજળો રે. એ દેશી. )

કાનન માંહે કાઉસ્સગ્ગ રહ્યો રે, પ્રસન્નચંદ ઋષિરાય ॥ તે મેં કીધો કેવળી રે, તતક્ષણ કર્મ ખપાય ॥ સોભાગી સુંદર, ભાવ વડો સંસાર ॥૧॥ એ આંકણી. ॥ એ તો બીજો મુજ પરિવાર ॥ સો૦ ॥ દાનદિક વિણ એકલો રે, પહોચાડુ ભવ પાર ॥સો૦॥૨॥ વંશ ઉપર ચઢી ખેલતો રે, એલાપુત્ર અપાર ॥ કેવળ જ્ઞાની મેં કીયો રે પ્રતિબોધ્યો પરિવાર ॥ સો૦ ॥ ૩ ॥ ભૂખ તૃષા ખમે અતિ ઘણી રે, કરતો કૂર આહાર ॥ કેવળ મહિમા સુર કરે રે, કુરગડુ અણગાર ॥ સો૦ ॥૪॥ લાભથી લોભ વાધે ઘણો રે, આણ્યો મન વૈરાગ ॥ કપીલ થયો મુનિ કેવળી રે, તે એ મુજને સોભાગ ॥ સો૦ ॥ ૫ ॥ અર્ણિકા સુત ગચ્છનો ધણી રે, ક્ષીણ જંઘાબળિ જાણ ॥ કીધો અંતગઢ કેવળી રે, ગંગા જળ ગુણખાણ ॥ સો૦ ॥ ૬ ॥ પન્નરસે તાપસ ભણી રે, દીધી ગૌતમે દીખ ॥ તતક્ષણ કીધા કેવળી રે, જો મુજ માની શીખ ॥ સો૦ ॥૭॥ પાલક પાપીયે પીલીયા રે, ખંધક સૂરિના શિષ્ય ॥ જનમ મરણથી છોડવ્યા રે, આપે મુજ આશીષ ॥સો૦ ॥ ૮ ॥ ચંડરૂદ્ર ને ચાલતાં રે, દીધો દંડ પ્રહાર ॥ નવ દીક્ષિત થયો કેવળી રે, તે ગુરૂ પણ તિણિવાર ॥ સો૦ ॥૯॥ ધનરથકારક સાધુને રે પડિલાવ્યો ઉલ્લાસ ॥ મૃગલો ભાવના ભાવતો રે, પહોંત્યો સ્વર્ગ આવાસ ॥ સો૦ ॥૧૦॥ નિજ અપરાધ ખમાવતી રે, મૃગું

મંનથી માન ॥ મૃગાવતી ને મેં દીયું રે, નિર્મળ કેવળ જ્ઞાન ॥ સો૦ ॥ ૧૧ ॥ મરૂદેવી ગજ ઉપરે રે, દેખી પુત્રની ઋદ્ધિ ॥ મુજને મન માંહે ધરચો રે, તતક્ષણ પામી સિદ્ધિ ॥ સો૦ ॥૧૨ ॥ વીર વંદન ચલ્યો મારગે રે, ચાંપ્યો ચપળ તુરંગ ॥ દર્દૂર નામે દેવતા રે, તેહ થયો મુજ સંગ ॥ સો૦ ॥ ૧૩ ॥ પ્રભુ પાય પૂજન નીસરી રે, દુર્ગંલા નામે નાર ॥ કાળધરમ વચમાં કરી રે, પહોતી સ્વર્ગ મઝાર ॥ સો૦ ॥ ૧૪ ॥ કાયાની શોભા કારમી રે, રૂપ કિશો અભિમાન ॥ ભરત આરીસા ભુવનમાં રે, પામ્યો કેવળજ્ઞાન ॥ સો૦ ॥ ૧૫ ॥ આષાઢભુતિ કળા નીલો રે, પ્રગટચો ભરત સરૂપ ॥ નાટક કરતાં પામીયો રે, કેવળજ્ઞાન અનૂપ ॥ સો૦ ॥ ૧૬ ॥ દીક્ષા દિન કાઉસ્સગ્ગ રહ્યો રે, ગજસુકુમાળ મસાણ ॥ સોમલે શીશ પ્રજાળીયું રે, સિદ્ધિ ગયો શુભ જાણ ॥ સો૦ ॥ ૧૭ ॥ ગુણસાગર થયો કેવળી રે, સાંભળી પૃથવીચંદ ॥ પોતે કેવળ પામીયો રે, સેવ કરે સુર ઈંદ સો૦ ॥૧૮॥ એમ અનેક મેં ઉદ્ધરચા રે, મૂક્યા શિવપુર વાસ ॥ સમયસુંદર પ્રભુ વીરજી રે, મુજને પ્રથમ પ્રકાશ ॥ સો૦ ॥ ૧૯ ॥

( દોહા. )

વીર કહે તુમે સાંભળો, દાન શિયળ તપ ભાવ ॥ નિંદા છે અતિ પાપિણી, ધર્મ કર્મ પ્રસ્તાવ ॥ ૧ ॥ પરનિંદા કરતાં થકાં, પાપે પિંડ ભરાય ॥ વેઢ રાઢ વાધે ઘણી, દુર્ગતિ પ્રાણી જાય ॥ ૨ ॥ નિંદક સરખો પાપિયો. ભુંડો કોઇ ન દીઠ ॥ વળિ ચંડાળ સમો કહ્યો,, નિંદક મૂખ અદીઠ ॥ ૩ ॥ આપ પ્રશંસા આપણી, કરતો ઇંદ નરિંદ ॥ લઘુતા પામે લોકમાં, નાસે નિજ ગુણ વૃંદ ॥ ૪ ॥ કો કેહની મ કરો તુમે, નિંદાને અહંકાર ॥ આપ આપણ ઠામે રહો, સહુ કો ભલો સંસાર ॥ ૫ ॥ તો પણ અધિકો ભાવ છે, એકાકી સમરત્થ ॥ દાન શિયળ તપ ત્રણે ભલા, પણ ભાવ વિના અકયત્થ ॥ ૬ ॥ અંજન આંખે આંજતાં, અધિકો આણી રેખ ॥ રજ માંહી તજ કાઢતાં, અધિકો ભાવ વિશેષ ॥ ૭ ॥ ભગવંત હઠ ભંજન ભણી, ચારે સરિખ ગણંત ॥ ચારે કરી મુખ્ય આપણા, ચઉવિધ ધર્મ ભણંત ॥ ૮ ॥

## ॥ ઢાલ ૫ મો. ॥

( ચેતન ચેતીએ રે. એ દેશી )

વીર જિણેસર એમ ભણે રે, બેઠી પરષદા બાર ॥ ધર્મ કરો તુમે પ્રાણીઆ રે, જિમ પામો ભવ પાર રે ॥ ધર્મ હૈયે ધરો, ધર્મના

ચાર પ્રકારો રે, ભવિયણ સાંભળો ॥ ૧ ॥ એ આંકણી ॥ ધર્મ મુક્તિ સુખકારો રે ॥ધર્મ૦॥ ધર્મ થકી ધન સંપજેરે, ધર્મથકી સુખ હોય ॥ ધર્મ થકી આરતિ ટળે રે, ધર્મ સમો નહી કોય રે ॥ ધર્મ૦ ॥ ૨ ॥ દુર્ગતિ પડતાં પ્રાણીયા રે, રાખે શ્રી જિનધર્મ ॥ કુટુંબ સહુ કો કારમું રે, મત ભૂલો ભવિ ભર્મ રે ॥ ધર્મ૦ ॥૩॥ જીવ જિકે સુખીયા હુઆ રે, વળી હોવે છે જેહ ॥ તે જિનવર ના ધર્મ થી રે, મત કોઇ કરો સંદેહ રે ॥ ધર્મ૦ ॥ ૪॥ સોળસે ને છાસઠ સમે રે, સાંગાનેર મઝાર ॥ પદ્મપ્રભુ સુ પસાઉલે રે, એહ ભણ્યો અધિકાર રે ॥ ધર્મ૦ ॥ ૫ ॥ સેહમસ્વામી પરંપરા રે, ખરતર ગચ્છ કુળચંદ ॥ યુગપ્રધાન જગ પરગડો રે, શ્રી જિનચંદસૂરિંદ રે ॥ ધર્મ૦ ॥ ૬ ॥ તાસ શિષ્ય અતિ દીપતો રે, વિનયવંત જસવંત ॥ આચારજ ચઢતી કળા રે, જિનસિંહસૂરિ મહંત રે ॥ ધર્મ૦ ॥ ૭ ॥ પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યના રે, સકળચંદ તસ શિષ્ય ॥ સમ્યસુંદર વાચક ભણે રે, સંઘ સદા સુ જગીશ રે ॥ધર્મ૦ ॥૮॥ દાન શિયળ તપ ભાવનો રે, સરસ રચ્યો સંવાદ॥ ભણતાં ગુણતાં ભાવશું રે, ઋદ્ધિ સમૃદ્ધિ સુદ્ધ સુપ્રસાદ રે॥૯॥

---

## અથ શ્રી પાંચસમવાયનું ષટઢાલિયું.

( દોહા. )

સિદ્ધારથ સુત વંદિયે, જગ દીપક જિનરાજ ॥ વસ્તુ તત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ ॥ ૧ ॥ સ્યાદ્દવાદથી સંપજે, સકળ વસ્તુ વિખ્યાત ॥ સપ્તભંગ રચના વિના, બંધ ન બેસે વાત ॥૨॥ વાત વદે નય જૂ જુવા, આપ આપણે ઠામ ॥ પૂરણ વસ્તુ વિચાર તાં, કોઈ ન આવે કામ ॥૩॥ અંધ પુરૂષે એહ ગજ, ગ્રહી અવયવ એકેક ॥ દૃષ્ટિવંત લહે પૂર્ણ ગજ, અવયવ મિળી અનેક ॥ ૪ ॥ સંગિત સકળ નયે કરી, જુગતિ યોગ શુદ્ધ બોધ ॥ ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહિ કાંઈ વિરોધ ॥ ૫ ॥

### ॥ ઢાલ ૧ લી ॥

શ્રી જિનસાસન જગ જયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે ॥ નય એકાંત મિથ્યાત નિવારણ, અકળ અભંગ અનૂપ રે ॥ શ્રી૦ ૧ ॥ એ આંકણી ॥ કોઈ કહે એક કાળતણે વશ, સકળ જગત ગતિ હોયેરે ॥ કાળે ઉપજે કાળે વિણસે, અવર ન કારણ કોઇ રે ॥શ્રી૦ ॥ ૨ ॥ કાળે ગર્ભ ધરે જગ વનિતા, કાળે જનમે પૂત રે ॥ કાળે બોલે કાળે

ચાલે, કાળે ચાલે ઘર સૂત રે ॥ શ્રી૦ ॥૩॥ કાળે દૂધ થકી દહીં થાયે, કાળે ફળ પરિપાક રે ॥ વિવિધ પદારથ કાળ ઉપાએ, કાળે સહુ થાયે ખાખ રે ॥ શ્રી૦ ॥૪॥ જિન ચોવીશે બારે ચક્રવર્તી, વાસુદેવ બળદેવ રે ॥ કાળે કવલિત કોઈ નવ દીસે, જસુ કરતા સુર સેવ રે ॥ શ્રી૦ ॥૫॥ ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઇ જુઈ ભાત રે ॥ ષટ ઋતુકાળ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાત રે ॥ શ્રી૦ ॥૬॥ કાળે બાળ વિલાસ મનોહર, જોવન કાળા કેશ રે ॥ વૃદ્ધાપણુ પળી વપુ અતિ દુર્બળ, શક્તિ નહી લવલેશ રે ॥ શ્રી૦ ॥ ૭ ॥

( દોહા. )

સભા સમક્ષે તવ તિહાં, બોલે વાદી સ્વભાવ ॥ કાળ બાળ એ મુજ થકી, કહો કિમ મંડે દાવ ॥૧॥ તિન લોકમાંહી કહ્યો, અધિકો મુજ ઉપગાર ॥ કોઈ ન જીતે જુગતિશું, નિસુણો તે અધિકાર ॥૨॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( ગિરૂઆ ગુણુ વીરજી. એ દેશી. )

તવ સ્વભાવ વાદી વદે જી, કાળ કિશું કરે રંક ॥ વસ્તુ સ્વભાવે નીપજે જી, વિણસે તિમ જ નિઃશંક ॥ સુ વિવેક વિચારી, જુઓ જુઓ વસ્તુ સ્વભાવ ॥૧॥ એ આંકણી ॥ છતે યોગ જોવનવતી જી, વાંઝણી ન જણે બાળ ॥ મૂછ નહિ મહિલા મુખે જી, કર તળ ઊગે ન વાળ ॥સુ૦॥૨॥ વિણુ સ્વભાવ નવિ નીપજે જી, કેમ પદારથ કોય ॥ અંબ ન લાગે લીંબડે જી, વાય વસંતે જોય ॥ સુ૦ ॥૩॥ મોર પીંછ કુણુ ચીતરે જી, કુણુ કરે સંધ્યા રંગ ॥ અંગ વિવિધ સવિ જીવનાં જી, સુંદર નયન કુરંગ ॥ સુ૦ ॥૪॥ કાંટા બોર બબૂલના જી, કોણે અણિયાળા કીધ ॥ રૂપ રંગ ગુણુ જૂજુઆ જી, તરૂ ફળ ફૂલ પ્રસિદ્ધ ॥ સુ૦ ॥૫॥ વિષધર મસ્તક નિત્ય વસે જી, મણિ હરે વિષ તતકાળ ॥ પર્વત થિર ચળ વાયરો જી, ઊર્ધ્વ અગ્નિની ઝાળ ॥ સુ૦ ॥૬॥ મચ્છ તુંબ જળમાં તરે જી, બૂડે કાગ પાષાણુ ॥ પંખી જાત ગયણે ફિરે જી, ઇણિ પરે સયળ વિન્નાણુ ॥ સુ૦ ॥૭॥ વાયુ સૂંઠથી ઉપશમે જી, હરડે કરે વિરેચ ॥ સીઝે નહી કણુ ગાંગડુ જી, શક્તિ સ્વભાવ અનેક ॥ સુ૦ ॥૮॥ દેશ વિશેષે કાષ્ટનું જી, ભૂંયમાં થાય પાષાણુ ॥ શંખ અસ્થિનો નીપજે જી, ક્ષેત્ર સ્વભાવ પ્રમાણુ ॥ સુ૦ ॥૯॥ રવિ તાતો શશિ શીતળો જી, ભવ્યાદિક બહુ ભાવ ॥ છએ દ્રવ્ય આપ આપણા જી, ન તજે કોય સ્વભાવ ॥ સુ૦ ॥ ૧૦ ॥

( દોહા. )

કાળ સ્વભાવ કહ્યા પછી, ભવિતવ્યતાઃ બહુ કોડ ॥ બોલે મૂછ મરોડને, કુણ છે માહારી જોડ ॥૧॥ અવનિ તળે અવલોકતાં, માહરે વશ સહુ કોય ॥ ઇંદ્ર ચંદ્રને ચક્રવર્ત્તી, મુજ પૂઠે સહુ કોય ॥૨॥

## ॥ ઢાલ ૩ જો. ॥

( કપૂર હોય અતિ ઊજળો રે. એ દેશી. )

કાળ કિશ્યું કરે બાપડો જી, વસ્તુ સ્વભાવ અકજ્જ ॥ જો નવિ હોએ ભવિતવ્યતા જી, તો કેમ સીઝે કજ્જ રે ॥ પ્રાણી, મ કરો મન જંજાળ, ભાવીભાવ નિહાળ રે ॥ પ્રાણી મ૦ ॥૧॥ એ આંકણી ॥ જળનિધિ તરે જંગલ ફરે જી, કોડ જતન કરે કોય ॥ અણભાવી હોવે નહી જી, ભાવી હોય તે હોય રે ॥ પ્રાણી મ૦ ॥૨॥ આંબે મ્હોર વસંત માં જી, ડાળે ડાળે કેઇ લાખ ॥ કેઇ ખરચાં કેઇ ખાખટી જી, કેઇ આંબા કેઇ સાખ રે ॥ પ્રાણી મન૦ ॥૩॥ વાઉલ જિમ ભવિતવ્યતા જી, જિણ જિણ દિશિ ઉજાય ॥ પરવશ મન માણુસ તણું જી, તૃણ જિમ પૂંઠે ધાય રે ॥ પ્રાણી મ૦ ॥૪॥ નિયત વશે વિણ ચિંતવ્યું જી, આવી મળે તતકાળ ॥ વરસા સોનું ચિંતવ્યું જી, નિયતિ કરે વિસરાળ રે ॥ પ્રાણી મ૦ ॥૫॥ બ્રહ્મદત્ત ચક્રીતણાં જી, નયણ હરે ગોવાળ ॥ દોય સહસ જસ દેવતા જી, દેહ તણા રખવાળ રે ॥ પ્રાણી મ૦ ॥૬॥ કોકૂહો કોયલ કહે જી, કિમ રાખીશ તું પ્રાણ ॥ આહેડી શર તાકીયો જી, ઊપર ભમે સીંચાણ રે ॥ પ્રાણી મ૦ ॥૭॥ આહેડી નાગે ડશ્યો જી, બાણ લાગ્યો સીંચાણ ॥ કોકૂહો ઊડી ગયો જી, જુઓ જુઓ નિયતિ પ્રમાણ રે ॥ પ્રાણી મ૦ ॥૮॥ શસ્ત્રે હણ્યા સંગ્રામમાં જી, રાને પડ્યા જીવંત ॥ મંદિર માંથી માનવી જી, રાખ્યા હી ન રહંત રે ॥ પ્રાણી મ૦ ॥૯॥

( દોહા. )

ચોથો વાદી કહે ચતુર, કર્મ અધિક સંસાર ॥ જિમ રૂલાવે તિમ રૂળે, કોણ પુરૂષ નાર ॥૧॥ સુખ દુઃખ સઘળા જીવને, કર્મ પ્રમાણ કહાય ॥ જગતિ તળ જોતાં થકાં, ગજ સમવડ કુણ થાય ॥૨॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( રાગ મારૂણી. મનોહર વીરજી રે. એ દેશી. )

કાળ સ્વભાવ નિયત મતિ કૂડી, કર્મ કરે તે થાય ॥ કર્મે નરય

તિરિય નર સુર ગતિ જીવ ભવાંતરે જાય ॥ ચેતન ચેતો રે, કર્મ સમો નહી કોઇ ॥૧॥ એ આંકણી ॥ કર્મે રામ વસ્યા વનવાસે, સીતા પામી આળ ॥ કર્મે લંકાપતિ રાવણનું રાજ થયું વિસરાળ ॥ ચે૦ ॥૨॥ કર્મે કીડી કર્મે કુંજર, કર્મે નર ગુણવંત ॥ કર્મે રોગ શોગ દુઃખ પીડિત, જનમ જાય વિલપંત ॥ ચે૦ ॥૩॥ કર્મે વરસ લગે ઋષભેશ્વર, ઉદક ન પામે અન્ન ॥ કર્મે વીરને જૂઓ ગોવાળે, ખીલા રોપ્યા કન્ન ॥ ચે૦ ॥૪॥ કર્મે એક સુખપાળે બેસે, સેવક સેવે પાય ॥ એક હય ગય રથ ચઢયા ચતુર નર, એક આગળ ઉજાય ॥ ચે૦ ॥૫॥ ઉદ્યમ માની અંધ તણી પરે, જગ હીંડે હાહુતો ॥ કરમબળી તે લહે સકળ ફળ, સુખ ભર સેજે સૂતો ॥ ચે૦ ॥૬॥ ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડીયો કરકોલે ॥ માંહે ઘણા દિવસનો ભૂખ્યો, નાગ રહ્યો દુઃખ ડોલે ॥ ચે૦ ॥ ૭ ॥ વિવર કરી મૂષક તસ મુખમાં, દિયે આપણો દેહ ॥ માગ લહી વન નાગ પધારયા, કર્મ મર્મ જુઓ એહ ॥ ચે૦ ॥ ૮ ॥

( દોહા. )

ઉદ્યમ અતિ આનંદથી બોલે બોલ વિચાર ॥ મુજ સહાયથી મુનિવરા, પામે ભવનો પાર ॥૧॥ તિણ કારણ મ્હારે વશ, સકળ જગત વ્યવહાર ॥ ગર્વ કરો ગહિલા થકા, ચારે હિ અવિચાર ॥૨॥

## ॥ ઢાલ ૫ મી. ॥

હવે ઉદ્યમવાદી ભણે એ, એ ચારે અસમર્થ તો ॥ સકળ પદારથ સાધવા એ, એક ઉદ્યમ સમર્થ તો ॥૧॥ ઉદ્યમ કરતાં માનવી એ શું નવિ સીઝે કાજ તો ॥ રામે રયણાયર તરી એ, લીધું લંકા રાજ તો ॥૨॥ કરમ નિયત તે અનુસરે એ, જેહમાં શક્તિ ન હોય તો ॥ દેઉળ વાઘ મુખે પંખીયાં એ, પિઉ પેસતાં જોય તો ॥૩॥ વિણ ઉદ્યમ કિમ નીકળે એ, તિલ માંહેથી તેલ તો ॥ ઉદ્યમથી ઉંચી ચઢે એ, જુઓ એકેંદ્રિય વેલ તો ॥૪॥ ઉદ્યમ કરતાં એક સમે એ, જેહ નવિ સીઝે કાજ તો ॥ તે ફરિ ઉદ્યમથી હુવે એ, જો નવિ આવે વાજ તો ॥૫॥ ઉદ્યમ કરી ઓરયા વિના એ, નવિ રંધાએ અન્ન તો ॥ આવી ન પડે કોળિયો એ, મુખમાં પ્રક્ષેપે જતન્ન તો ॥૬॥ કર્મ પુત્ર ઉદ્યમ પિતા એ, ઉદ્યમે કીધાં કર્મ તો ॥ ઉદ્યમથી દૂર ટળે એ, જૂઓ કર્મનો મર્મ તો ॥૭॥ દૃઢપ્રહારી હત્યા કરી એ, કીધાં પાપ અનંત તો ॥ ઉદ્યમ થી ષટ માસમાં એ, આપ થયા અરિહંત તો,

॥ ૮ ॥ ટીંપે ટીંપે સર ભરે એ, કાંકરે કાંકરે પાળ તો ॥ ગિરિ જેહવા ગઢ નીપજે એ, ઉદ્યમ શક્તિ નિહાળ તો ॥ ૯॥ ઉદ્યમ થી જળ બિંદુઓ એ, કરે પાષાણુમાં ઠામ તો ॥ ઉદ્યમથી વિદ્યા ભણે એ, ઉદ્યમ જોડે દામ તો ॥ ૧૦ ॥

( દોહા. )

ઇમ પાંચે એ પરસ્પરે, વિધ વિધ કરતા વાદ ॥ રાત દિવસ રાતા રહે, મન ધરિ અતિ ઉનમાદ ॥૧॥ એક દિન વીર સમોસરયા, રાજગૃહી ઉદ્યાન ॥ નિસુણી નિજ નય થાપવા, આવે ધરી અભિમાન ॥૨॥

## ॥ ઢાલ ૬ ઠી. ॥

( એ છીંડી કિહાં રાખી. એ દેશી. )

ઇમ પાંચે નય વાદ કરંતા, શ્રી જિન ચરણે આવે ॥ અમિય સરસ જિનવાણી સુણીને, આનંદ અંગ ન માવે રે ॥ પ્રાણી, સમકિત મતિ મન આણો, નય એકાંત મ તાણો રે ॥ પ્રાણી, તે મિથ્યામતિ જાણો રે ॥ પ્રાણી સ૦ ॥૧॥ એ આંકણી ॥ એ પાંચે સમુદાય મિલ્યા વિણુ, કોઇ કાજ ન સીઝે ॥ અંગૂળિ યોગે કર તણી પરે, જે બૂઝે તે રીઝે રે ॥ પ્રાણી સ૦ ॥ ૨ ॥ આગ્રહ આણી કોઈ એકને, એહમાં દીજે વડાઈ ॥ પિણ સેના મિળિ સકળ રણાંગણ, જીતે સુભટ લડાઇ રે ॥ પ્રાણી સ૦ ॥૩॥ તંતુ સ્વભાવે પટ ઉપજાવે, કાળ ક્રમે રે વણાએ ॥ ભવિતવ્યતા હોય તો નિપજે, નહી તો વિઘન ઘણાંએ રે ॥ પ્રાણી સ૦ ॥૪॥ તંતુવાય ઉદ્યમ ભોક્તાદિક, ભાગ્ય સકળ સહકારી ॥ ઇમ પાંચે મિળી સકળ પદારથ, ઉત્પતિ જુઓ વિચારી રે ॥ પ્રાણી સ૦ ॥૫॥ નિયતિ વશે હળુ કરમો થઇને, નિગોદ થકી નીકળીયો ॥ પુન્યે મનુષ ભવાદિક પામી, સદગુરૂને જઇ મળીયો રે ॥ પ્રાણી સ૦ ॥૬॥ ભવસ્થીતિ નો પરિપાક થયો તવ, પંડિત વીર્ય ઉલ્લસિયો ॥ ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઇને વસીયો રે ॥ પ્રાણી સ૦ ॥ ૭ ॥ વર્દ્ધમાન જિન ઇણિપરે વિનવે, શાસન નાયક ગાયો ॥ સંઘ સકળ સુખ હોયે જેહથી, સ્યાદ્વાદ રસ પાયો રે ॥ પ્રાણી સ૦ ॥ ૮ ॥

॥કળશ॥ ઇમ ધર્મ નાયક મુક્તિ દાયક, વીર જિનવર સંથુણ્યો ॥ સય સત્તર સંવત વન્હિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો ॥ શ્રી વિજય દેવસૂરિંદ પટધર, શ્રી વિજયપ્રભ મુણિંદ એ ॥ શ્રી કીર્ત્તિવિજય વાચક શિષ્ય ઇણિ પરે, નિયમ કહે આણંદ એ ॥ ૯ ॥ ઇતિ ॥

# અથ શ્રી એલાચી કુમરનું ઢઢાલિયું

( દોહા. )

માત મયા કરો સરસ્વતી, આપો અવિચળ વાણિ ॥ નિજ ગુરૂ ચરણ નમું સદા, આણુંદ હિત ચિત આણિ ॥૧॥ દાન શિયળ તપ ભાવના, ધર્મના ચાર પ્રકાર ॥ તે માંહી શિર સેહરો, ભાવ વડો સંસાર ॥૨॥ ચારે જીવ તરચા અછે, ભાવ થકી કહું તેહ ॥ એલાચી ગુણ ગાવતાં, પામીજે શિવ ગેહ ॥ ૩ ॥

## ॥ ઢાલ ૧ લી ॥

( કિસકે ચેલે કિસકે પૂત. એ દેશી. )

જંબૂદ્વીપના ભરતમાં જાણ, એલાવર્દ્ધનપુર સોહે વખાણ ॥ ભવિ સાંભળો ॥ એ આંકણી ॥ વસે વ્યવહારી અભ્યાસી તામ, તસ ઘર ભારજા ધારણી નામ ॥ ભ૦ ॥૧॥ તસ સુત એલાચી ગુણવંત, ભણી ગણી જોવન ઉલસંત ॥ ભ૦ ॥ એક દિન આવ્યા યણપુર માંહ, નાટકીયા ધરી હરખ ઉચ્છાહ ॥ ભ૦ ॥ ૨ ॥ નાટક માંડયો ઢોલ વાજંત, લોક મળ્યા જોવાને ખંત ॥ ભ૦ ॥ ઇણ અવસર એલાચી કુમાર, નાટક જોવા આવ્યો ઉદાર ॥ભ૦॥૩॥ નાટકણીનું નાટક પેખ, એલાચી ઉપન્યો રાગ વિશેષ ॥ભ૦॥ નાટકીયા ની પુત્રી અનૂપ, રૂપે રંભા જાણે દેવ સ્વરૂપ ॥ ભ૦ ॥૪॥ ઇંદ્રાણી સમ એ આકાર, કે અપસરા ઉર્વસી નાર ॥ભ૦॥ રૂપ સંપદા ચતુરાઈ દેખ, એલાકુમાર લલચાણો વિશેષ ॥ ભ૦ ॥૫॥ જો મુજ હોવે એ ઘર નાર, સફળ હુવે એ અવતાર ॥ ભ૦ ॥ નાટકણી શું ખોભાણાં નેણ, વિંધાણો વળી સાંભળી વેણ ॥ ભ૦ ॥ ૬ ॥ તૃપતી ન પામે દેખી રૂપ, ફરિ ફરિ જોવે અંગ અનૂપ ॥ભ૦॥ સ્નેહ બંધાણો છે મ્હોટો વિકાર, નવિ મૂકાએ તેહ લગાર ॥ભ૦॥૭॥ નાટક જોઈ વળીયા સહુ તેહ, જિણ તિમ મિત્ર તેડી આવ્યો નિજ ગેહ ॥ભ૦॥ આમણ દૂમણો જઇ ઘર માંહ, તૂટે ખાટલે સૂતો તે ત્યાંહ ॥ ભ૦ ॥ ૮ ॥ ભોજન વેળા તાત તે વાર, જાઈ ઉઠાડયો એલાકુમાર ॥ ભ૦ ॥ શું છે પુત્ર કિમ થયો દિલગીર, લજ્જા મૂકી કહે તાતને ધીર ॥ ભ૦ ॥ ૯ ॥ પરણાવો પુત્રી નટની ઉચ્છાહ, તો અન્ન પાણી લેઉં ઘરમાંહ ॥ ભ૦ ॥ અઘટિત કિમ કરો પુત્ર જી વાત, પરણાવું ઉત્તમ કુળની સાત ॥ ભ૦ ॥૧૦॥ પણ નવિ કરૂં હું એવી અનીત, કુળ મરજાદા ન મૂકું રીત

॥ ભ૦ ॥ ફરી નવિ બોલ્યો એલાકુમાર, છાના તેડ્યા નાટકિયા તિ વાર ॥ ભ૦ ॥૧૧॥ પુત્રી પરણાવો તમે મુજ એહ, તો ધન આપુ અસંખ્ય અછેહ ॥ ભ૦ ॥ કહે નાયક સુણો શેઠ સુજાણ, પુત્રી ન લાવ્યો વેચવા આણ ॥ ભ૦ ॥ ૧૨ ॥ એ અમ પુત્રી અક્ષય નિધાન, ધરતીમાં પામીએ એહથી માન ॥ ભ૦ ॥ જો પરણાવું તુમને આજ, તો અમ કુળમાં લાગે છે લાજ ॥ ભ૦ ॥૧૩॥ મુજ પુત્રી વિટલે તુમ સંગ, એહવી વાત ન કીજે મન રંગ ॥ભ૦॥ સાહસિક કાયર ન મળે મેળ, ભાત કુભાત કિમ થાયે ભેળ ॥ભ૦ ॥ ૧૪ ॥ સાહસિક કહીએ અમચી જાત, તમે વણિક છો ગરિબ નિવાજ ॥ ભ૦ ॥ અમે અમારી નાતમાં એહ, પરણાવશું પુત્રી ગુણગેહ ॥ ભ૦ ॥૧૫॥ કુળ રીતે નર ચાલે જેહ, તો જગ જશ બહુ પામે તેહ ॥ ભ૦ ॥ નાટકિયા ની સુણી એહવી વાણ, ફરી બોલ્યો એલાકુમાર સુજાણ ॥ભ૦ ॥૧૬॥ કોઈ પ્રકારે તુમ પુત્રી એહ, પરણાવો મુજને અધિક સનેહ ॥ ભ૦ ॥ પહેલી ઢાલ એ રંગ રસાળ, માલમુનિ કહે થઇ ઉજમાળ ॥

( દોહા. )

નાટકીયો કહે કુમર ને, જો અમ પુત્રી આશ ॥ અમ સાથે ચાલો તુમે, નાટક કળા અભ્યાસ ॥ ૧ ॥ નાટક દેખાડી તુમે, રીઝવો કોઇ રાજાન ॥ તેહનું દાન લેઈ કરી, પોખો નાત ને માન ॥૨॥ તો પુત્રી પરણાવીએ, તુમે થાઓ ભરતાર ॥ સંસારિક સુખ ભોગવો, સફળ કરો અવતાર ॥ ૩ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( કપૂર હોવે અતિ ઉજળો રે. એ દેશી. )

કરમ વશે જો જીવને રે, બુદ્ધી પણ ઉપજે તેહ ॥ વિષય વિકારને કારણે રે, મૂકયા માય તાયને ગેહ રે ॥ પ્રાણી, જુઓ જુઓ કર્મની વાત ॥ ૧ ॥ છાનો નિશાએ નીકળ્યો રે, જઈ ભળ્યો ટોળા માંહ ॥ કુળની લાજ મુકી કરી રે, થયો નાટકીયો ઉચ્છાહ રે ॥પ્રાણી૦ ॥૨॥ કુળ છોડી નીચ કુળ ગ્રહ્યો રે, કાચ પહેરી થયો સાથ ॥ વાંસ ટોપલા માં કૂકડા રે, લેઈ ચાલ્યો બકરાં હાથ રે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ પાછળ બાંધી ટોપલી રે, વંશ આગળ બાંધ્યો ઢાલ ॥ કાવડ લેઇને ચાલીયો રે, માગતો ભીખ નિઢાલ રે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ ટોળામાં ફરતાં થકાં રે, નટ કળા સવિ લીધ ॥ ઘાત કળા શીખી ઘણી રે, ઉદ્યમે થઇ સહુ સિદ્ધ રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ નાયક કહે ટોળું લેઈ રે,

વળિ કુમરી લેઇ સાથ ॥ બેનાતટ નગરે જઈ રે, રીઝવી કરો તુમે હાથ રે ॥ પ્રાણી૦ ॥ ૬ ॥ દાન રૂડું લેઇને તમે રે, આવજો વહેલા આંહિ ॥ જમણુ જમાડી નાત ને રે, પરણાવું પુત્રી ઉચ્છાહી રે ॥ પ્રાણી૦ ॥ ૭ ॥ સઘળો સાથ લેઇ કરી રે, બેનાતટપુર થાત ॥ રાજા ને જાઇ મળ્યો રે, એલાકુમાર ગહ ઘાટ રે ॥ પ્રાણી૦ ॥૮॥ નરપતિ નાયકને કહે રે, ભલે આવ્યા તુમે આંહિ ॥ નામ સુણ્યો હતો તુમ તણો રે, કાંઇક મહીયલ માંહિ રે ॥ પ્રાણી૦ ॥ ૯॥ નાટક કરો હવે એહવો રે, નવિ દીઠો કોઈ વાર ॥ મન રીઝવશો જો માહરૂં રે, તો આપું દ્રવ્ય અપાર રે ॥ પ્રાણી૦ ॥ ૧૦ ॥ ઇમ સાંભળી એલાચી એ રે, નાટક કરવા કાજ ॥ શુદ્ધ કરાવી ભૂમિકા રે ॥ કરી વળી સઘળો સાજ રે ॥ પ્રાણી૦ ॥ ૧૧ ॥ જુગતે નાટક જોવા ભણી રે, અંતેઉર પરિવાર ॥ નગર લોક સહુ આવીયા રે, વળિ બહુ નરને નાર રે ॥ પ્રાણી૦ ॥૧૨॥ અંબર તળ પહોંચે ઇશ્યોરે, વચ્ચે આરોપ્યો વંશ ॥ ચિંહું દિશિ બાંધ્યા દોરડાં રે, ખસે નહી એક અંશ રે ॥પ્રાણી૦ ॥૧૩॥ વંશ ઊપર એક પાટીયું રે, માંડયું તેણી વાર ॥ ઊપર ખીલો રાખીને રે, તે ઉપર પગ સાર રે ॥ પ્રાણી૦ ॥ ૧૪ ॥ ખડગ ધરયો જમણી દિશા રે, પાવડી પહેરી પાય ॥ ડાબી કોરે ઢાલ જ ગ્રહી રે, દોરે ચાલ્યો જાય રે ॥ પ્રાણી૦॥૧૫॥ અંગૂઠા વચ્ચે ધરી પાવડી રે, વંશ મથાળે આવ્યો તેહ ॥ બીજી ઢાળે રમતો થકો રે, માલમુનિ કહે એહ રે પ્રાણી૦ ॥ ૧૬ ॥

( દોહા. )

દોર થકી અવળે મુખે, ઉલટી ગુલટી ખાય ॥ પુંગીયે ડુંટી રાખીને ઘૂમરી ફરતો જાય ॥૧॥ શસ્ત્ર ઉપર શિર રાખીને, ઉંધે મસ્તક ઠરાય ॥ કટાર બાંધી પગ તળે, અણીયે ચાલ્યો જાય ॥ ૨ ॥ નાટકણી રંભા જિસી, ઇંદ્રાણી અનુહાર ॥ વંશ તળે ઉભી રહી, કરી સોળે શણગાર ॥ ૩ ॥ વારૂ વજાવે ઢોલકી, ગાહા તે ગોરી ગાય વંશ પાછળ ફરતી થકી, મનમાં પ્રીતમ ધ્યાય ॥ ૪ ॥

## ॥ ઢાલ ૩ જી. ॥

### ( હવે ન જાઉં મહી વેચવા રે લો એ દેશી )

હવે નાટકણી મન ચિંતવે રે લો, પ્રભુ પૂરજ્યો એહની આશ ॥ મ્હારા વ્હાલા જી હો ॥ મહેલ મૂકયા મુજ કારણે રે લો,તે વંશ ચડયો આકાશ ॥ મ્હારા વ્હાલા જી હો, હું તુજ ઊપર વારણે રે

લો ॥૧॥ એ આંકણી ॥ માત પિતા છોડી કરી રે લો, છોડી આવ્યો સહુ સાથ ॥ મ્હા૦॥ દેતો દાન જે બહુ પરે રે લો, તે માગે લાંબો કરી હાથ ॥ મ્હા૦ ॥ હું ॥ ૨॥ બહુ મૂલાં વસ્ત્ર જે પહેરતો રે લો, કાચ પહેરીને નાચે તેહ ॥ મ્હા૦॥ નવિ નવિ રસવંતી જીમતો રે લો, માગે છે ઘરોઘર એ હ ॥ મ્હા૦॥હું॥૩॥ જો નાટક કરી ઊતરયો રે લો,એલાચી ગુણ ગેહ ॥ મ્હા૦॥ તો મુજ પિતા પરણાવશેરે લો, આણી અધિક સનેહ॥ મ્હા૦॥હું॥૪॥ હવે મહીપતિ મન ચિંતવે રે લો, નાટકણીને નિહાળ ॥ મ્હા૦ ॥ એ વિધિયે હાથે ઘડી રે લો, ન ગમે બીજી કો બાળ ॥ મ્હા૦॥ હું ॥ ૫ ॥ અહો એહની લાવણ્યતા રે લો, અહો અહો એહની ચાલ ॥ મ્હા૦ ॥ જો વશ્ય આવે માહરે રે લો, તો બીજી મૂકું ટાળ ॥ મ્હા૦ ॥ હું ॥ ૬ ॥ એ પાખે એકે ઘડી રે લો, જાય છે તે જમવાર ॥ મ્હા૦ ॥ કુળદેવીની પૂજા કરૂં રે લો, એ મેળવો કિરતાર ॥ મ્હા૦॥ હું ॥ ૭॥ જો નાટકીયો વંશથી રે લો, પડી મરે નિરધાર ॥ મ્હા૦ ॥ તો પટરાણી એહને રે લો, હું કરૂં પ્રાણ આધાર ॥ મ્હા૦॥ હું ॥ ૮॥ એહવે તે એલાચીયો રે લો, રમતો હસ્તો ચડી દોર ॥ મ્હા૦ ॥ ઊતરી આવી ભૂપાળને રે લો, પ્રણમ્યો ચતુર ચકોર ॥ મ્હા૦॥ હું ॥૯॥ લોક સહુ રાજા વિના રે લો, પામ્યા કૌતુક પ્રેમ ॥ મ્હા૦॥ એ નાટક એવી કળા રે લો, કિહાં શીખ્યો હશે કેમ ॥ મ્હા૦ ॥ હું૦ ॥૧૦॥ તવ નૃપ કહે નાયક સુણો રે લો, તુમે છો ચતુર સુજાણ ॥ મ્હા૦ ॥નાટક મેં નિરખ્યો નહી રે લો, રાજ કાજના ધ્યાન ॥ મ્હા૦ ॥ હું ॥૧૧॥ તો નાટક ફરીને કરો રે લો, હવે દેઊ તુમ દાન ॥ મ્હા૦॥ બીજી વાર વંશે ચડયો રે લો, કરવા નાટક તાન ॥ મ્હા૦ ॥ હું ॥૧૨॥ ઘાત કળા ખેલી ઘણી રે લો, વિષયે વ્યાપ્યો કરે કામ ॥ મ્હા૦॥ તિમ બીજી વાર તે ઉતરી રે લો, કરે નૃપને પ્રણામ ॥ મ્હા૦ ॥ હું૦ ॥ ૧૩ ॥ મહિપતી મનમાં ચિંતવે રે લો, હજી ન થયો મુજ કામ ॥ મ્હા૦ ॥ ક્ષેમ કુશળે કેમ આવીયો રે લો, એકે ન પહોતી હામ ॥ મ્હા૦॥હું॥૧૪॥ એ નાટકણી માહરે રે લો, આવે તે કેણે પ્રકાર ॥ મ્હા૦ ॥ ઢાળ ત્રીજી કહી ભાવશું રે લો, માલમુનિ સુખકાર ॥ મ્હા૦ ॥ હું ॥ ૧૫ ॥

( દોહા. )

નાટક તેં કીધો હશે, મેં નવિ દીઠો લગાર ॥ તે માટે ફરીને ક-

રે, જોઊં હવે ઇણિવાર ॥ ૧ ॥ લોક સહુ મન દુઃખ ધરે, વિષય વિલુંદ્ધો રાય ॥ નાટકણી લેવા ભણી, કરવા માંડયો ઉપાય ॥ ૨ ॥ કામાતુર નર જે થયો, ન ગણે કાજ અકાજ ॥ તિમ એ સુંદરી દેખી ને, મન ચળિયો મહારાજ ॥ ૩ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( ન્હાનો નાહલો રે. એ દેશી. )

ટોળું નાટકીયાતણું રે, ગાજે કરતો સોર ॥ અચરિજ સાંભળો રે ॥ ઢિંગ ઢિંગ વાજે ઢોલડો રે, ઢમ ઢમ કરીને જોર ॥ અ૦ ॥ ૧ ॥ ફુમ ફુમ કરી થેકો દિએ રે, ઊંચા તે અસમાન ॥ અ૦ ॥ કરી ખ્યાલ ગાવે ભલા રે, કદી ન સાંભળ્યા કાન ॥ અ૦ ॥ ૨ ॥ વળી ભલા ભલા મુખ ઉચ્ચરે રે, નાટકણી વારોવાર ॥ અ૦ ॥ નાટકીયા શિર શેહરો રે, તે મુજ પ્રાણ આધાર ॥ અ૦ ॥ ૩ ॥ તુમે મુજ જીવન આતમા રે, પ્યારા વાલમ છો પ્રેમ ॥ અ૦ ॥ સાહસ ધીર તુમે સાહિબા રે, શું હારી બેઠા છો એમ ॥ અ૦ ॥ ૪ ॥ ફરી નાટક દેખાડીને રે, રીઝવો રાય ઉલ્લાસ ॥ અ૦ ॥ દાન આપે જો ભૂપતી રે, તો સવિ પહોંચે આશ ॥ અ૦ ॥ ૫ ॥ એલાચી મન ઉમહ્યો રે, હરખ ધરીને અપાર ॥ અ૦ ॥ નાટક કરવા કારણે રે, વંશ ચડયો ત્રીજી વાર ॥ અ૦ ॥ ૬ ॥ રમી કરી તીમ ઊતરયો રે, આવી નમ્યો નૃપ પાય ॥ અ૦ ॥ નાટક મેં નવિ નિરખીયો રે, નાટક હિત ચિત્ત લાય ॥ અ૦ ॥ ૭ ॥ રાણીએ નૃપ વાણી સુણી રે, કોપ ચઢયો તતકાળ ॥ અ૦ ॥ નાટકણીશું મોહીયો રે, ધિક ધિક એ ભૂપાળ ॥ અ૦ ॥ ૮ ॥ ઢોલ ધમક્કા વાજતે રે, ચઢીયો ચોથી વાર ॥ અ૦ ॥ અનેક કળા ખેલી કરી રે, ઊતરીયો તેણીવાર ॥ અ૦ ॥ ૯ ॥ રાયે ઉત્તર ઇંમ આપીયો રે, દેખું હવે નૃત્ય ફેર ॥ અ૦ ॥ લોભ વશે જે એ થયો રે, મોહ મદન લીયો ઘેર ॥ અ૦ ॥ ૧૦ ॥ નાટકણી વળતું કહે રે, અનોપમ નાટક રીત ॥ અ૦ ॥ દેખાડી હવે ભુપને રે, રીઝવો એહનું ચિત્ત ॥ અ૦ ॥ ૧૧ ॥ એલાકુમાર ચડીયો ભલો રે, પાંચમી વાર નિરાબાધ ॥ અ૦ ॥ વંશ મથાળે જઈ રહ્યો રે, તવ દીઠો એક સાધ ॥ અ૦ ॥ ૧૨ ॥ એ નગરી માંહિ આવતો રે, ગૌચ્ચરીએ અણગાર ॥ અ૦ ॥ માલમુનિ કહે અતિ ભલી રે, ચોથી ઢાળ ઉદાર ॥ અ૦ ॥ ૧૩ ॥

( દોહા. )

ફરતો આહારને કારણે, આવ્યો ધનપતિ ગેહ ॥ તસ ઘરણી રૂપસુંદરી, દીઠી એકલી તેહ ॥ ૧ ॥ રૂપે રંભ હરાવતી, ચાલંતી ગજ ગેલ ॥ સોળ શણગાર સજ્યા ભલા, જાણીએ મોહનવેલ ॥૨॥ અદ્દભૂત રૂપને દેખીને, થોભે શશિને સૂર ॥ સાધુ નારી એ બહુ જણા, ચડતે જોવન પૂર ॥ ૩ ॥ સાત આઠ પગ સામા જઈ, જબ દીઠા મુનિરાય ॥ વાંદ્યા બે કરજોડી ને, આણંદ અંગ ન માય ॥૪॥ આજ સફળ દિન માહરો, ચસ્યો ચિંતામણિ આજ ॥ તુમ દરીસણે પાવન થઈ, તરણ તારણ જીહાજ ॥ ૫ ॥ મોદક લેઇ માનિની, થાળ ભરી મનોહાર ॥ મધુર વચન મુખ બોલતી, વિનવતી વારંવાર ॥૬॥ અનુગ્રહ કરો અણગાર જી, મુનિમાંહે શિરદાર ॥ ચતુરા ચોક માંહે રહી, વોહરાવે તેણિવાર ॥ ૭ ॥ નીચી નજર સાધુ તણી, માન્ય કરો મહાનુભાવ ॥ વંશ ઉપરથી નિરખીયો, એલાચી તિણ પ્રસ્તાવ ॥ ૮ ॥

## ॥ ઢાલ ૫ મી. ॥

( આદિજિણંદ મયા કરો. એ દેશી. )

એલાચી ચિત્ત ચિંતવે, ઇંદ્રાણી અવતારો રે ॥ ધન્ય ધન્ય એ મુનિરાયને, નવિ જુવે નયણ વિકારો રે ॥ એલાચી ચિત્ત ચિંતવે ॥૧॥ એ આંકણી ॥ અહો અહો સમતા એહની, અહો નિરલોભી નિર્ગ્રંથ રે ॥ નિરખે નહી એ નારીને, અહો અહો સાધુનો પંથ રે ॥ એ૦ ॥૨॥ એ કુળવંતી સુંદરી, કંચનવરણી કાયા રે ॥ અદભુત રૂપ ઊભી અછે, પણ મુનિ મન ન ડગાયા રે ॥ એ૦ ॥ ૩ ॥ એક માયે એહને જણ્યો, એક જન્મ્યો મુજ માય રે ॥ સરવસ મેરૂનો આંતરો, કિહાં હું એ મુનિરાય રે ॥ એ૦ ॥ ૪ ॥ ભારેકર્મી હું ઘણો, મેલી કુળ આચાર રે ॥ એ નારીના સંગથી, વંશ ચડયો હું આકાશ રે ॥ જો ચવું એહના ધ્યાનથી, તો પહોચું નરકાવાસ રે ॥ એ૦ ॥ ૭ ॥ દાન લેવાને કારણે, ક્રોડ કરૂં ઊપાય રે ॥ તોએ પણ દેતો નથી, પડયો મોહ ફંદે રાય રે ॥ એ૦ ॥ ૭ ॥ સાધુને આપે શ્રાવિકા, મોદક મનને ઉલ્લાસ રે ॥ લ્યો લ્યો કહે લેતા નથી, તો ધન્ય એહને સાબાશ રે ॥ એ૦ ॥ ૮ ॥ ધન્ય વેળા ધન્ય તે ઘડી, મૂકું મોહની જાળ રે ॥ થઇ મુનિવર સારિખો, છોડી આળ પંપાળ

રે ॥ એ૦ ॥૯॥ મોહતણે જોરે કરી, નાટક ફરી ફરી કીધ રે ॥
પાંચમી ઢાળ સોહામણી, મુનિ માલે કહી સુપ્રસિદ્ધ રે ॥ એ૦॥૧૦॥

॥ દોહા. ॥

કાયા માયા કારમી, કારમો સહુ પરિવાર ॥ કૂડી રચના મેં કરી, ધિગ ધિગ વિષય વિકાર ॥ ૧ ॥ સંસારે ભમતા થકાં, બાંધ્યાં બહુળાં કર્મ ॥ તે છોડી હવે ધ્યાયશું, સાચો શ્રી જિનધર્મ ॥ ૨ ॥ અનિત્ય ભાવના ભાવતો, પામ્યો કેવળનાણ ॥ વંશ ઉપર સિંગાસણે થઇ બેઠો સુખ જાણ ॥ ૩ ॥

## ॥ ઢાલ ૬ ઠો ॥

( જીરણશેઠની સજ્ઝાયની દેશી. )

હવે નરપતિ મન ચિંતવે જી રે, મેં ધ્યાયો માઠો રે ધ્યાન ॥
ધન્ય એલાચીકુમારને જી રે, પામ્યા પરમ નિધાન ॥ સુગુણ નર,
ભાવ વડો સંસાર ॥ ૧ ॥ નાટકણીના ધ્યાનથી જી રે, મેં બાંધ્યા
બહુળાં રે પાપ ॥ કૂડા વ્યાપાર મેં ચિંતવ્યા જી રે, તે કિમ તરશું
આપ ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૨ ॥ મેં કૃષ્ણલેશ્યાએ કરી જી રે, રૌદ્ર
ધ્યાન ધર્યો એમ ॥ નરકતણાં ફળ મેળવ્યા જી રે, હા હા છુટીશ
હવે કેમ ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૩ ॥ અપકિરતી મેં નવિ ગણી જીરે,
કુળની લોપી મેં લાજ ॥ કામરાગ સ્નેહ બાંધીયો જી રે, કિમ પા-
મીશ ભવ પાર ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૪ ॥ નરકની ખાણ નારી અછે
જી રે, નરકની દીવી છે સાર ॥ કૂડ કપટની કોથળી જી રે, મળ મૂ-
ત્રની ભંડાર ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૫ ॥ શું મોહ્યો તીણ ઉપરે જી રે,
ધિક ધિક વિષય વીકાર ॥ એમ ચિંતવતા રાયને જી રે, ઉપન્યું કે-
વળ સાર ॥ સુ૦ ॥ ભા૦ ॥૬॥ પટરાણી હવે ચિંતવે જી રે, જુઓ
રાજાની વાત ॥ મુજ સરિખી રાણી ઘરે જી રે, તો પણ વિષયને
ધ્યાત ॥ સુ૦ ॥ ભા૦ ॥૭॥ નાટકણી નીચ જાતની જી રે, રાજાએ
કીધો મોહ ॥ વિષય વિકારના ધ્યાનથી જી રે, જાય છે એ ભવ
ખોહ ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૮ ॥ વાંક નહી એ રાયનો જી રે, મોહે વિ-
ટંબ્યા નર વૃંદ ॥ નારીએ નર છેતરયા જી રે, મ્હોટો માયાનો ફંદ
॥ સુ૦ ॥ભા૦॥૯॥ મૂરખ જન મ્હારૂં ગણે જી રે, ત્હારૂં નથી જગ
કોય ॥ કેહનો રાજા કેહની રાણીયો જી રે, કો કેહનું નવિ હોય
॥સુ૦॥ ભા૦॥૧૦॥ ધિક વિષય ધિક મોહની જી રે, ધિક સંસાર
અસાર ॥ છાંડયો તે સુખીયા થયા જી રે, ધન્ય ધન્ય તસ અવતા-

૨ ॥ સુ૦ ॥ ભા૦ ॥૧૧॥ હવે સંયમ આવે ભલો જી રે, તો કાજ હોય સિદ્ધ ॥ ઈમ ધ્યાતાં તિહાં ઊપન્યું જી રે, કેવળજ્ઞાન પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ભા૦॥૧૨॥ હવે નાટકણી ચિંતવે જી રે, ધિગ ધિગ વિષય વિકાર ॥ મુજ કારણ માય તાયને જી રે, તજ્યાં એણે સંસાર ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૧૩ ॥ ધિગ મુજ કાયા કારમી જી રે, જેણે મોહ્યો ભૂપાળ ॥ અનરથ કારી એ ઘણો જી રે, ધિગ રૂપ મોહની જાળ ॥ સુ૦ ॥ભા૦॥૧૪॥ તે ધન્ય માનવ ભવ લહી જી રે, જે કરે જન્મ પ્રમાણ ॥ મૂકી મમતા મોહ ને જી રે,સંયમ લીયે ગુણખાણ ॥સુ૦॥ ભા૦॥ ॥૧૫॥ મુજ રૂપે મોહ્યા હતા જી રે, એલાચી વળી રાય ॥ એ પાતક કેમ છૂટશું જી રે, એમ ઉભી પસતાય ॥ સુ૦॥ ભા૦ ॥૧૬॥ નિજ આતમને નિંદતી જી રે, ધ્યાતી ધર્મનું ધ્યાન ॥ નાટકણીને ઉપન્યું જી રે,ઉત્તમ કેવળ જ્ઞાન ॥ સુ૦ ॥ ભા૦ ॥૧૭॥ શાસનદેવી આવીને જી રે, વેષ આપ્યો તેણી વાર ॥ કેવળ મહોત્સવ સુર કરે જી રે, આવીને તેણી વાર ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૧૮ ॥ કર્મ ખપાવી મુગતે ગયા જી રે, ઉત્તમ જીવ એ ચાર ॥ ઈમ જાણી ભાવ આદરો જી રે, તો પામો ભવપાર ॥ સુ૦ ॥ ભા૦ ॥ ૧૯॥ સંવત અઢાર પંચાવને જી રે, જેઠ માસે સુખકાર ॥ ષટઢાળે કરી ગાઈયો જી રે, રહી ચોમાસો અંજાર ॥ સુ૦॥ભા૦॥૨૦॥ શ્રીપૂજ્ય શ્રી ખુબચંદજી રે, તસ શાસન સુખદાય ॥ પૂજ્ય નાથાજી પસાયથી જી રે, માલ મુનિ ગુણ ગાય ॥ સુ૦ ॥ભા૦ ॥ ૨૧ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી બારભાવનાનો રાસો.

( દોહા. )

પાસ જિનેસર પાય નમી, સદગુરૂને આધાર ॥ ભવિયણ જનને હિત ભણી, ભણશું ભાવના બાર ॥ ૧ ॥ [1] પ્રથમ અનિત્ય [2] અશરણપણું, ઈહ [3] સંસાર વિચાર ॥ [4] એકલપણું [5] અન્યત્વ તિમ, [6] અશુચિ [7] આશ્રવ સંભાર ॥ ૨ ॥ [8] સંવર [9] નિર્જર ભાવના, [10] લોક સરૂપ [11] સુબોધી ॥ દુર્લભ ભાવન [12] જિનધરમ, એણીપરે, કર જીવ સોધિ ॥૩॥ રસકુંપી રસ વેધીયો, લોહ થકી હોય હેમ ॥ જીવ ઈણભાવનશુદ્ધ હુએ, પરમ રૂપ લહે તેમ ॥૪॥ ભાવ વિના દાનાદિકા, જાણો અલૂણું ધાન ॥ ભાવ રસાંગ મળ્યા થકી, ત્રુટે કરમ નિદાન ॥૫॥

## ॥ ઢાલ ૧ લી. ॥

( ભાવનાની દેશી. )

પહેલી ભાવના એણીપેરે ભાવીએ જી, અનિત્યપણું સંસાર ॥ ડાભ અંણી ઉપર જળબિંદુઓ જી, ઇંદ્ર ધનુષ અનુહાર ॥ સહજ સંવેગી સુંદર આતમા જી ॥ ૧ ॥ એ આંકણી, ॥ ધર જિનધર્મશું રંગ ॥ ચંચળ ચપળાની પરે ચિંતવે જી, કૃત્રિમ સવિ હું સંગ ॥ સ૦ ॥ ૨ ॥ ઇંદ્રજાળ સુહણાં શુ અશુભશું જી, કુડો તોષને રોષ ॥ તિમ ભ્રમ ભૂલ્યો અથિર પદારથે જી૦ શ્યો કીજે મન શોષ ॥ સ૦ ॥ ૩ ॥ ઠાર ત્રેહ પામરના નેહ જયું જી, એ જોબન રંગ રોળ ॥ ધન સંપદ પણ દીસે કારમી જી, જેહવા જળ કલ્લોલ ॥ સ૦ ॥ ૪ ॥ મુજ સરિખે માગી ભીખડી જી, રામ રહ્યા વનવાસ ॥ એણે સંસારે એ સુખ સંપદા જી, જિમ સંધ્યારાગ વિલાસ ॥સ૦ ॥ ૫ ॥ સુંદર એ તનુ શોભા કારમી જી, વિણસતાં નહિ વાર ॥ દેવતણે વચને પ્રતિબૂઝીયો જી, ચક્રી સંનતકુમાર ॥ સ૦ ॥ ૬ ॥ સૂરજ રાહુ ગ્રહણે સમજીયો જી, શ્રી કીર્ત્તિધર રાય ॥ કરકંડૂ પ્રતિબૂઝ્યો દેખીને જી, વૃષભ જરાકુળ કાય ॥ સ૦ ॥૭॥ કિહાં લગે ધૂઆ ધવળહરા રહે જી, જળ પરપોટો જોય ॥ આઉખું અથિર તેમ મનુષ્યનું જી, ગર્વ મ કરશો કોય ॥ સ૦ ॥ ૮ ॥ અતુલિબળ સુરવર જિનવર જિશ્યા જી, ચક્રી હરિ બળ જોડી ॥ ન રહ્યો એણે જુગ કોઈ થિર થઇ જી, સુર નર ભૂપતિ કોડી ॥ સ૦ ॥ ૯ ॥

( દોહા. )

પળ પળ છીજે આઉખું, અંજલી જળ જયું એહ ॥ ચલતે સાથે સંબળો, લેઈ શકે તો લેહ ॥ ૧ ॥ હે અચિંત્ય ગળશું ગ્રહી, સમય સીંચાણો આવ ॥શરણ નહી જિનવચણવિણ,તેણે હવે અશરણભાવ॥૨॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( રાગ સામેરી, રામ ભણે હરિ ઊઠીયે. એ દેશી. )

બીજી અશરણ ભાવના, ભાવો હૃદય મઝાર રે ॥ ધરમ વિના પરભવ જતાં, પાપે ન લહીશ પાર રે ॥ જાઇશ નરક દુવાર રે, તિહાં તુજ કવણ આધાર રે ॥ લાલ સુરંગા રે પ્રાણીઆ ॥ ૧ ॥ એ આંકણી. ॥ મૂકને મોહ જંજાળ રે, મિથ્યામતિ સવિ ટાળરે, માયા આળ પંપાળરે ॥ લા૦ ॥ ૨ ॥ માત પીતા સુત કામિની, ભાઇ ભગિ-

ની સહાય રે ॥ મેં મેં કરતાં રે અજ પરે, કર્મે ગ્રહ્યો જીવ જાય રે॥ તિહાં આડો કોઈ નવિ થાય રે, દુઃખ ન લીયે વહેંચાય રે ॥ લા૦॥૩ ॥ નંદની સોવન ડુંગરી, આખર નાવી કો કાજ રે ॥ ચક્રી સુભમ તે જળધિમાં, હારચો છ ખંડ રાજ રે॥ બૂડયો ચરમ જહાજ રે, દેવ ગયા સવિ ભાજ રે, લોભે ગઈ તસ લાજ રે ॥ લા૦॥ ૪ ॥ દ્વીપાયન દહી દ્વારિકા, બળવંત ગોવિંદ રામ રે॥ રાખી ન શકયા રે રાજવી, માત પિતા સુત ધામ રે ॥ તિહાં રાખ્યાં જિન નામ રે, શરણુ કિયો નેમિ સ્વામ રે ॥ વ્રત લેઈ અભિરામરે, પહોત્યા શિવપુર ઠામ રે॥ લા૦ ॥ ૫ ॥ નિત્યમિત્ર સમ દેહડી, સયણાં પર્વ સહાય રે ॥ જિનવર ધર્મ ઉગારશે, જિમ તે વંદનિક ભાય રે ॥ રાખે મંત્રિ ઉપાય રે, સંતોષ્યો વળી રાય રે, ટાળ્યા તેહના અપાય રે ॥લા૦॥ ૬ ॥ જનમ જરા મરણાદિક, વૈરી લાગ્યા છે કેડ રે॥ અરિહંત શરણુ તે આદરી, ભવ ભ્રમણ દુઃખ ફેડ રે ॥ શિલસુંદરી ઘર તેડ રે, નેહ નવલ રસ રેડ રે, સીંચી સુકૃત તરૂ પેડ રે ॥ લા૦ ॥ ૭॥

( દોહા )

થાવચ્ચા સુત થરહરયો, જોર દેખી જમ ધાડ ॥ સંયમ શરણું સંગ્રહ્યું, ધણ કણ કંચન છાંડ ॥૧॥ ઇણ શરણે સુખીયા થયા, શ્રી અનાથી અણગાર ॥ શરણુ લહ્યા વિણ જીવડા, ઈણી પરે રૂળે સંસાર ॥૨॥

## ॥ ઢાલ ૩ ત્રીજો. ॥

( રાગ મારૂણી. )

ત્રીજી ભાવના ઈણી પરે ભાવીયે રે, એહ સરૂપ સંસાર ॥ કર્મ વશે જીવ નાચે નવ રંગશું રે, એ એ વિવિધ પ્રકાર ॥ ચેતન ચેતીયે રે ॥ ૧ ॥ એ આંકણી. ॥ લહી માનવ અવતાર ॥ ભવ નાટકથી જો હુઓ ઉભગા રે, તો છંડો વિષય વિકાર ॥ ચે૦ ॥૨॥ કબહી ભૂ જળ જલણ નિલતરૂ માં ભમ્યો રે, કબહી નરક નિગોદ ॥ બિ તિ ચઉરેંદ્રિય માંહે કેઇ દિન વશ્યો રે, કબહી દેવ વિનોદ ॥ ચે૦ ॥ ૩ ॥ કીડી પતંગ હરિ માતંગપણું ભજે રે, કબહી સર્પ શીયાળ ॥ બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય કહાવતો રે, હોવે શૂદ્ર ચંડાળ ॥ ચે૦ ॥ ૪॥ લખ ચોરાશી ચઉટે રમતો રંગશું રે, કરિ કરિ નવ નવ વેષ ॥ રૂપ કુરૂપ ધની નિર્દ્રવ્ય સોભાગીયો રે, દુર્ભાગી દરવેશ ॥ ચે૦ ॥ ૫ ॥ દ્રવ્ય ક્ષેત્ર સૂક્ષમને બાદર ભેદશું રે, કાળ ભાવ પણ તેમ ॥ અનંત અનંત પુદ્ગળ પરાવર્ત્તન કરયાં રે, કહ્યો પન્નવણા એમ ॥ ચે૦ ॥ ૬ ॥

ભાઈ બહિન નારી તાતપણું ભજે રે, માત પિતા હોએ પુત્ર ॥ તેહિજ નારી વૈરીને વળી વાલહો રે, એહ સંસારહ સૂત્ર ॥ચે૦ ॥ ૭॥ ભવન-ભાનુ જિન ભાંખ્યાં ચરિત્ર સુણી ઘણાં રે, સમજ્યા ચતુર સુજાણ ॥ કર્મ વિવરવશ મૂકી મોહ વિટંબના રે, મળ્યા મુગતિજિણભાણ॥ચે૦॥૮॥

( દોહા. )

ઇમ ભવ ભવ જે દુઃખ સહ્યાં, તે જાણે જગનાથ ॥ ભયભંજણ ભાવઠ હરણ, ન મળ્યો અવિહડ સાથ ॥૧॥ તિણ કારણ જીવ એકલો, છોડી રાગ ગળપાસ ॥ સવિ સંસારી જીવશું, ધર ચિત્ત ભાવ ઉદાસ ॥૨॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( રાગ ગોડી. પૂત ન કીજે હો સાધુ વિસાસડો. એ દેશી. )

ચોથી ભાવના ભવિયણ મન ધરો, ચેતન તું એકાકી રે ॥ આવ્યો તિમ જાઇશ પરભવ વળી, ઈહાં મૂકી સવિ બાકી રે ॥ મ મ કર મમતા રે, સમતા આદરો ॥૧॥ એ આંકણી. ॥ આણો ચિત્ત વિવેકો રે ॥ સ્વારથીયા સજ્જન સહુએ મળ્યાં, સુખ દુઃખ સહશે એકો રે ॥ મ મ૦ ॥૨॥ વિત્ત વહેંચણ આવી સહુએ મળે, વિપતિ સમય જાય નાસી રે ॥ દવ બળતો દેખી દશ દિશે પુલે, જેમ પંખી તરૂવાસી રે ॥ મ મ૦ ॥૩॥ ષટ ખંડ નવનિધિ ચૌદ રયણ ધણી, ચોસઠ સહસ સુનારી રે ॥ છેહડે છોડી ચલ્યા તેમ એકલા, હારયો જેમ જુઆરી રે ॥ મ મ૦ ॥ ૪॥ ત્રિભુવન કંટક બિરૂદ ધરાવતા, કરતા ગર્વ ગુમાનો રે ॥ ત્રાગા વિણુ નાગા તે સહુ, ચલ્યા રાવણ સરિખા રાજાનો રે ॥ મ મ૦ ॥૫॥ માત રહે ઘર સ્ત્રી વિશ્રામિતા, પ્રેત વના લગેં લોકો રે ॥ ચય લગેં કાયા રે આખર એકલો, પ્રાણી ચલે પરલોકો રે ॥ મ મ૦ ॥૬॥ નિત્ય કળહો બહુ મેળે દેખીયો, બીહું પણ ખટપટ થાય રે ॥ વલયાની પરે વિહરીશ એકલો, ઈમ બુઝયો નમિરાય રે ॥ મ મ૦ ॥ ૭ ॥

( દોહા. )

ભવ સાયર બહુ જળધિ દુઃખ, જન્મ મરણ તરંગ ॥ મમતા તંતુ તિણે ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ ॥૧॥ ચાહે જો છોડણ ભણી, તો ભજ ભગવંત મહંત ॥ દૂર કરે પરબંધ ને, જિમ જળથી જળકંત ॥૧॥

## ॥ ઢાલ ૫ મી ॥

( કપૂર હોયે અતિ ઉજળો રે. એ દેશી. )

પાંચમી ભાવના ભાવીયે રે, જુઓ અન્યત્વ વિચાર ॥ આપ સવા-

રથી એ સહુ રે, મળિઓ તુજ પરિવાર ॥ સંવેગી સુંદર, બૂઝમા મૂઝ ગમાર ॥૧॥ એ આંકણી ॥ ત્હારૂં કો નહીં ઇણુ સંસાર, તુ કેહનો નહી નિરધાર ॥ સં૦ ॥૨॥ પંથ શિરે પંથી મળ્યારે, કીજે કિણુશું પ્રેમ ॥ રાત્રિ વસે પ્રહ ઊઠ ચલે રે, નેહ નિવાંહે કેમ ॥ સં૦ ॥૩॥ જિમ મેળો તીરથ મળે રે, જન વણુજની ચાહ ॥ કે ત્રોટો કે ફાયદો રે, લેઈ લેઈ નિજ ઘર જાહ ॥ સં૦ ॥૪॥ જિહાં કારજ જેહનાં સરે રે, તિહાં તે દાખે નેહ ॥ સૂરીકંતા ની પરે રે, છટક દેખાડે છેહ ॥ સં૦ ॥૫॥ ચૂલણી અંગજ મારવા રે, કૂડ કરી જતુ ગેહ ॥ ભરત બાહુબળ ઝુઝીયા રે, જોજ્યો બંધવ નેહ ॥ સં૦ ॥૬॥ શ્રેણિક પુત્રે બાંધીઓ રે, લીધું વહેંચી રાજ્ય ॥ દુઃખ દીધું બહુ તાતને રે, દેખો સુતનાં કાજ ॥ સં૦ ॥૭॥ ઇણુ ભાવન શિવપુર લહ્યું રે, શ્રી મરૂદેવી માય ॥ વીરશિષ્ય કેવળ લહ્યું રે, શ્રી ગૌતમ ગણુ રાય ॥સં૦॥૮॥

( દોહા. )

મોહ વસુ મન મંત્રવી, ઇંદ્રિય મળ્યા કલાલ ॥ પ્રમાદ મદિરા પાયકે, બાંધ્યો જીવ ભૂપાળ ॥૧॥ કર્મ જંજીર જડી કરી, સુકૃત માલ સવિ લીધ ॥ અશુભ વિરસ દુર્ગંધમય, તન ગોત હરે દીધ ॥૨॥

## ॥ ઢાલ ૬ ઠ્ઠી ॥

( રાગ સિંધુ સામેરી. )

છઠ્ઠી ભાવના મન ધરો, જીવ અશુચિ ભરી એ કાયા રે ॥ શી માયા રે, માંડે કાચા પિંડશું એ ॥૧॥ નગર ખાળ પરે નિત વહે, કફ મળ મૂત્ર ભંડારો રે ॥ તિમ દ્વારો રે, નર નવ દ્વાદશ નારીના એ ॥૨॥ દેખી દુરગંધ દુરથી, તું મુંહ મચકોડે માણુ રે ॥ નવિ જાણુ રે, તિણુ પુદ્દગળ નિજ તનુ ભરયું એ ॥૩॥ માંસ રૂધિર મેદારસે, અસ્થિ મજ્જા નર બીજે રે ॥ શું રીઝે રે, રૂપ દેખી દેખી આપણું એ ॥૪॥ કૃમિ વાળાદિક કોથળી, મોહરાયની ચેટી રે ॥ એ પેટી રે, ચર્મ જડી ઘણા રોગની એ ॥૫॥ ગર્ભવાસ નવ માસમાં, કૃમિ પરે મળમાં વસિયો રે ॥ તું રસીયો રે, ઊંધે માથે ઇમ રહ્યો એ ॥૬॥ કનક કુમરી ભોજન ભરી, તિહાં દેખી દુરગંધ બૂઝયા રે ॥ અતિ ઝુઝયા રે, મલ્લિ મિત્ર નિજ કર્મશું એ ॥૭॥

( દોહા. )

તન છિદ્દર ઇંદ્રિય મછા, વિષય કલણુ જંબાળ ॥ પાપ કલુષ

પાણી ભરયુ, આશ્રવ વહે ઘડનાળ ॥ ૧ ॥ નિર્મળ પખ સહજે સુગતિ, નાણુ વિન્નાણુ રસાળ ॥ શું બગની પરે પંકજળ, ચૂંથે ચતુર મશાળ ॥૨॥

## ॥ ઢાળ ૭ મી ॥

( રાગ ધોરણી. )

આશ્રવ ભાવના સાતમી રે, સમજો સુગુરૂ સમીપ ॥ ક્રોધાદિક કાંઇ કરે રે, પામી શ્રી જિન દીપો રે ॥ સુણુ સુણુ પ્રાણીયા, પરિહર આશ્રવ પંચો રે ॥ દશમે અંગે કહ્યા, જેહના દુષ્ટ પ્રપંચો રે ॥ સુ૦ ॥ ૧ ॥ હોંશે જે હિંસા કરે રે, તે લહે કટુક વિપાક ॥ પરિહોંશે ગોત્રાસની રે, જો જો અંગ વિપાકો રે ॥ સુ૦ ॥ ૨ ॥ મિથ્યા વયણે વસુ નડયો રે, મંઠિક પર ધન લેઈ ॥ ઈણુ અબ્રહ્મે રોળવ્યા રે, ઇંદ્રાદિક સુર કેઇ રે ॥ ૩ ॥ મહાઆરંભ પરિગ્રહે રે, બ્રહ્મદત નરક પહુત્ત ॥ સેવ્યા શત્રુ પણું ભજે રે, પાંચે દુરગતિ દૂતો રે ॥ સુ૦ ॥ ૪ ॥ છિદ્ર સહિત નાવા જળે રે, બૂડે નીરભરાય ॥ તિમ હિંસાદિક આશ્રવે રે, પાપે પિંડ ભરાયો રે ॥ સુ૦ ॥૫॥ અવિરતિ લાગે એકેંદ્રિયા રે, પાપસ્થાન અઢાર ॥ લાગે પાંચે હી ક્રિયા રે, પંચમ અંગ વિચારો રે ॥ સુ૦ ॥ ૬ ॥ કટુક ક્રિયા થાનક ફળાં રે, બોલ્યા બીજે રે અંગ ॥ કહેતાં હીયડું કમકમે રે, વિરૂઓ તાસ પ્રસંગોરે ॥ સં૦ ॥ ૭ ॥ [1] મૃગ [2] પતંગ [3] અલી [4] માછલોરે [5] કરિએક વિષય પ્રપંચ ॥ દુઃખીયા તે કિમ સુખ લહે રે, જસ પરવશ એહ પંચો રે ॥ સુ૦ ॥૮॥ હાસ્ય નિંદ વિકથા વશે રે, નરક નિગોદે રે જાત ॥ પૂરવધર શ્રુત હારી ને રે, અવરાંની શી વાતો રે ॥સુ૦ ॥૯॥

( દોહા. )

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલ ॥ નવદળ શ્રી નવકાર પય, કરી કમળાસન કેળિ ॥ ૧ ॥ પાતક પંક પખાળીને, કરી સંવરની પાળ ॥ પરમહંસ પદવી ભજો, છોડી સકળ જંજાળ ॥૨॥

## ॥ ઢાળ ૮ મો. ॥

( શ્રી ગુરૂ પદપંકજ નમી જી. એ દેશી. )

આઠમી સંવર ભાવના જી, ધરી ચિત્તશું એક તાર ॥ સમિતિ ગુપ્તિ સૂધી ધરો જી, આપો આપ વિચાર સલૂણા, શાંતિ સુધારસ ચાખ ॥ એ આંકણી ॥ વિરસ વિષય ફળ ફૂલડે જી, અટતો મન અલિ રાખ ॥સ૦॥૧॥ લાભ અલાભે સુખ દુઃખે જી, જીવિ-

ત મરણ સમાન ॥ શત્રુ મિત્ર સમ ભાવતો જી, માન અને અપમાન ॥સ૦॥૨॥ કહીએ પરિગ્રહ છાંડશું જી, લેશું સંયમ ભાર ॥ શ્રાવક ચિંતે હું કદા જી, કરીશ સંથારો સાર ॥ સ૦॥ ૩॥ સાધુ આશંશા ઇમ કરે જી, સૂત્ર ભણીશ ગુરૂ પાસ ॥ એકલમલ્લ પ્રતિમા રહી જી, કરીશ સંલેષણ ખાસ ॥ સ૦ ॥ ૪॥ સર્વ જીવ હિત ચિંતવે જી, વૈર મ કર જગ મિત્ત ॥ સત્ય વચન મુખ ભાંખીયે જી, પરિહર પરનું વિત્ત ॥સ૦॥૫॥ કામ કટક ભેદણ ભણી જી, ધર તું શીળ સન્નાહ ॥ નવ વિધ પરિગ્રહ મૂકતાં જી, લહીયે સુખ અથાહ ॥સ૦॥૬॥ દેવ મણુઅ ઉપસર્ગશું જી, નિશ્ચળ હોય સધીર ॥ બાવીશ પરિસહ જીપીયે જી, જિમ જીત્યા શ્રી વીર ॥ સ૦ ॥૭॥

( દોહા. )

દઢપ્રહારી દઢ ધ્યાન ધરી, ગુણનિધિ ગજસુકુમાળ ॥ મેતારજ મદન ભમો, સુકોશળ સુકુમાળ ॥૧॥ ઇમ અનેક મુનિવર તરયા, ઉપશામ સંવર ભાવ ॥ કઠિણ કર્મ સવિ નિર્જરયાં, તેણે નિર્જર પ્રસ્તાવ ॥૨॥

## ॥ ढाल ए मो. ॥

( રાગ ગોડી, મન ભમરા રે. એ દેશી. )

નવમી નિર્જર ભાવના ॥ ચિત્ત ચેતો રે ॥ આદરો વ્રવ પચ્ચખ્ખાણ ॥ ચતુર ચિત્ત ચેતો રે ॥ પાપ આલોચો ગુરૂ કને ॥ ચિ૦ ॥ ધરિયે વિનય સુજાણ ॥ ચ૦॥૧॥ વૈયાવચ્ચ બહુ વિધ કરો ॥ ચિ૦॥ દુર્બળ બાળ ગિલાન ॥ ચ૦ ॥ આચારજ વાચકતણો ॥ચિ૦॥ શિષ્ય સાધર્મિક જાણ ॥ ચ૦॥૨॥ તપસી કુળ ગણ સંઘનો ॥ ચિ૦॥ સ્થવિર પ્રવર્ત્તક વૃદ્ધ ॥ ચ૦॥ ચૈત્ય ભકિત બહુ નિર્જરા ॥ ચિ૦॥ દશમે અંગ પ્રસિદ્ધ ॥ ચ૦ ॥૩॥ ઉભય ટંક આવશ્યક કરો ॥ ચિ૦ ॥સુંદર કરિ સજ્ઝાય ॥ ચ૦ ॥ પોસહ સામાયિક ઠરો ॥ ચિ૦ ॥ નિત્ય પ્રત્યે નીય મન ભાય ॥ ચ૦ ॥ ૪॥ કર્મ સૂડન કનકાવળી ॥ ચિ૦॥ સિંહાનિક્રીડિત દોય ॥ ચ૦॥ શ્રી ગુણરયણ સંવત્સરૂ ॥ ચિ૦॥ સાધુ પડિમ દશ દોય ॥ ચ૦॥૫॥ શ્રુત આરાધન સાચવો ॥ ચિ૦ ॥ યોગ વહન ઉપધાન ॥ ચ૦॥ શુકળ ધ્યાન સૂધું ધરો ॥ ચિ૦ ॥ શ્રી આંબિલવર્દ્ધમાન ॥ ચ૦ ॥ ૬॥ ચૌદ સહસ્સ અણગારમાં ॥ ચિ૦॥ધન ધન્નો અણગાર ॥ચ૦॥સ્તવ્યં મુખ વીરપ્રશંસીયો રે॥ ચિ૦॥ ખંધક મેઘકુમાર ॥ચ૦॥૭॥

( દોહા. )

મન દારૂ તન નાળ કરી, ધ્યાનાનળ સળગાવ ॥ કર્મ કટક ભે-

ઢન ભણી, ગોળા જ્ઞાન ચલાવ ॥૧॥ મોહરાય મારી કરી, ઊંચો ચઢી અવલોય ॥ ત્રિભુવન મંડપ માંહણી, જિમ પરમાનંદ હોય ॥ ૨ ॥

## ॥ ઢાલ ૧૦ મી. ॥

( રાગ ગોડી, જંબુદ્વીપ મઝાર. એ દેશી. )

દશમી લોક સ્વરૂપ રે, ભાવન ભાવીયે, નિસુણી ગુરૂ ઉપદેશ થી ॥ એ ॥ ૧ ॥ ઊર્ધ્વ પુરૂષ આકાર રે, પગ પહોળા કરી, કર હોય કટી રાખીયે એ ॥ ૨ ॥ એણે આકારે લોક રે, પુદ્‍ગળ પૂરીઓ, જિમ કાજળની કૂપલી એ ॥ ૩ ॥ ધર્મ અધર્મ આકાશરે, દેશ પ્રદેશ એ, જીવ અનંતે પૂરીઓ એ ॥ ૪ ॥ સાત રાજ દેશૂણી રે, ઊર્ધ્વ તિરિય મળી, અધોલોક સાત સાધિકૂ એ ॥ ૫ ॥ ચૌદરાજ ત્રસ નાડી રે, ત્રસ જીવાલય એક રજ્જુ દીર્ઘ વિસ્તરૂ એ ॥ ૬ ॥ ઊર્ધ્વ સુરાલય સાર રે, નિરય ભુવન નીચે, નાભી નર તિરિ દો સુરાએ ॥૭॥ દ્વીપ સમુદ્ર અસંખ્ય રે, પ્રભુ મુખ સાંભળી, રાયઋષિ શિવસમજીઓ એ ॥ ૮ ॥ લાંબી પહોળી પણયાળ રે, લખજોયણ લહી, સિદ્ધશિલા શિર ઊજળી એ ॥ ૯ ॥ ઊંચા ધનુ સય તીન રે તેત્રીશ સાધિકે, સિદ્ધ યોજન ને છેહડે એ ॥ ૧૦ ॥ અજર અમર નિકલંક રે, નાણ દંસણમય, તે જોવા મન ગહગહે એ ॥ ૧૧ ॥

( દોહા. )

વાર અનંતી ફરસીઓ, છાલી વાટક ન્યાય ॥ નાણ વિના નવિ સાંભરે, લોક ભ્રમણ ભડવાય ॥૧॥ રત્નત્રય ત્રિહું ભુયનમેં, દુલ્લહ જાણી દયાળ ॥ બોધિરયણ કાજે ચતુર, આગમ ખાણ સંભાળ ॥ ૨ ॥

## ॥ ઢાલ ૧૧ મી. ॥

( રાગ ખંભાતી. )

દશ દ્રષ્ટાંત દોહિલો, લાધ્યો મણુઅ જમારો રે ॥ દુલ્લહો ઊબર ફૂલજ્યું રે, આરજ ઘર અવતારો રે ॥ મોરા જીવન રે ॥ બોધિ ભાવન ઇગ્યારમી રે, ભાવો હૃદય મઝારો રે ॥ મો૦ ॥૧॥ એ આંકણી ॥ ઉત્તમ કુળ તિહાં દોહિલો, સદ્દગુરૂ ધર્મ સંયોગો રે ॥પાંચે ઇંદ્રિય પરવડાં, દુલ્લહો દેહ નિરોગો રે ॥ મો૦ ॥ ૨ ॥ સાંભળવું સિદ્ધાંતનું રે, દોહિલું તસ ચિત્ત ધરવું રે ॥ સૂધી સદ્દહણા ધરી, દુક્કર અંગે કરવું રે ॥ મો૦ ॥૩॥ સામગ્રી સઘળી લહી રે, મૂઢ મ મ હારો રે ॥ ચિંતામણિ દેવે દીયો, હારયો જેમ ગમારો રે ॥મો૦॥૪॥

લોહ કીલકને કારણે, કુણ યાન જળધિમાં ફોડે રે ॥ ગુણ કારણ કોણ ન વલખો, હાર હીયાનો ત્રોડે રે ॥ મો૦ ॥ ૫ ॥ બોધિરયણ ઉવેખીને, કોણ વિષયાર્થે દોડે રે ॥ કાંકર મણિ સમોવડ કરે, ગજ વેચે ખર હોડે રે ॥ મો૦ ॥ ૬ ॥ ગીત સુણી નટણી કને રે, ક્ષુલ્લક ચિત્ત વિચારયું રે॥કુમારાદિક પણ સમજીયા રે, બોધિરયણસંભારયું રે॥મો૦॥૭॥

( દોહા. )

પરિહર હરિહર દેવ સવિ, સેવ સદા અરિહંત ॥ દોષ રહિત ગુરૂ ગણધરા, સુવિહિ ત સાધુ મહંત ॥ ૧ ॥ કુમતિ કદાગ્રહ મૂકતું, શ્રુત ચારિત્ર વિચાર ॥ ભવજળ તારણ પોત સમ, ધર્મ હિયામાં ધાર ॥૨॥

## ॥ ઢાલ ૧૨ મી. ॥

( ચેતન જ્ઞાન અજુઆળિયે એ દેશી. )

ધન ધન ધર્મ જગ હિતકરૂ, ભાંખિયો ભલો જિનદેવ રે ॥ઈહ પરભવ સુખદાયકો, જીવડા જનમ લગેં સેવ રે ॥ ૧॥ ભાવના સરસ સુરવેલડી, રોપ તું હૃદય આરામ રે ॥ સુકૃત તરૂ લહિય બહુ પસરશે, સફળ ફળશે અભિમાન રે ॥ભા૦॥૨॥ ખેત્રશુદ્ધિ કરીય કરૂણા રસેં, કાઢિ મિથ્યાદિક સાલ રે ॥ ગુપીમુ ત્રિહું ગોપી રૂડી કરે, નીક તું સુમતિની વાળ રે ॥ ભા૦ ॥ ૩ ॥ સીંચજ સુગુરૂ વચનામૃતે, કુમતિ કથેર તજી સંગ રે ॥કોધ માનાદિક સૂકરા, વાનરો વાર અનંગ રે ॥ ભા૦ ॥ ૪ ॥ સેવતા એહને કેવળી, પન્નરસય તીન અણગાર રે ॥ ગૌતમ શિષ્ય શિવપુર ગયા, ભાવતાં દેવ ગુરૂ સાર રે॥ ભા૦ ॥૫॥શુક પરિવ્રાજક સિદ્ધલો, અર્જુનમાળી શિવ વાસ રે ॥ રાય પરદેશી હુતો પાપીઓ, કાપીઓ તાસ દુઃખ પાસ રે ॥ભા૦ ॥૬॥ દુષમ સમય દુપ્પસહ લગેં, અવિચળ શાસન એહ રે ॥ભાવશું ભવિયણ જે ભજે, તેહ શુભ મતિ ગુણ ગેહ રે ॥ ભા૦॥૭॥

( દોહા. )

તપગચ્છ પતિ વિજયદેવ ગુરૂ, વિજયસિંહ મુનિરાય ॥ શુદ્ધ ધર્મદાયક સદા, પ્રણમો એહના પાય ॥ ૧ ॥

## ॥ ઢાલ ૧૩ મી. ॥

( રાગ ધનાશ્રી. )

તુમે ભાવો રે, ભવિ ઇણિ પરે ભાવના ભાવો ॥ તન મન વયણ ધર્મ લય લાવો ॥ જિમ સુખ સંપદ પાવો રે ॥ ભ૦ ॥ ૧ ॥ લલ-

નાં લોચન મન ન ડોલાઓ, ધન કારણુ કાંઈ ધાવો ॥ પ્રભુશું તારો તાર મિલાવોં, જો હોય શિવપુર જાવો રે ॥ કાંઇ ગર્ભવાસ નવિ આવો રે ॥ ભ૦ ॥ ૨ ॥ જંબુની પરે જીવ જગાવો, વિષય થકી વિરમાવો ॥ એ હિત શીખ અમારી માની, જગ જસ પડહ વજાવો રે ॥ ભ૦ ॥ ૩ ॥ શ્રી જશ સોમ વિબુધ વૈરાગી, જગ જસ ચિહું ખંઢ ચાવો ॥ તાસ શિષ્ય કહે ભાવન ભણતાં, ઘર ઘર હોયે વધાવો રે ॥ભ૦॥ ૪॥

( દોહા. )

ભોજન નભ ગુણુ વરસ શુચિ, સીત તેરશ કુજવાર ॥ ભગતિ હેતુ ભાવન ભણી, જેસલમેર મઝાર ॥ ભ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

# અથ શ્રી ઇષુકાર કમલાવતીનું ષટઢાલિયું.

॥ દોહા. ॥

ચોવીશે જિનવર નમું, સમરૂં સરસ્વતી માય ॥ સાધુતણા ગુણુ ગાયવા, મુજ મન આણુંદ થાય ॥ ૧ ॥ છ જીવ સંયમ પાળીને, પહોંત્યા મુગતિ મઝાર ॥ સંક્ષેપે કરી વર્ણવું, સુત્ર તણે અનુસાર ॥ ૨ ॥ સાધુ મારગે ચાલતાં, ભૂલા પડ્યા વનમાંહ ॥ ભૂખ તૃષાયે પીડિયા, ગોવાળ મળ્યા ઉત્સાહ ॥ ૩ ॥ આગત સ્વાગત બહુ કરી, લેઇ ગયા નિજ ગેહ ॥ ભાત પાણી પ્રતિલાભિયા, આણી અધિક સનેહ ॥ ૪ ॥ તિહાં મુનિ દીધી દેશના, ભાંખ્યો અથિર સંસાર ॥ વાણી સુણી છએ સમજિયા, લીધો સંયમ ભાર ॥ ૫ ॥ ગોવાળિયા તે છએ જણા, પાળી સંયમ સાર ॥ દેવલોકે જઈ ઉપન્યા, એક વિમાન મઝાર ॥ ૬ ॥ તિણુમેં ચાર જીવે મળી, આરાધી જિણ આણુ ॥ દોયે સ્ત્રી વેદ બાંધીયો, કાંઇક માયા પ્રમાણુ ॥ ૭ ॥ દેવતણાં સુખ ભોગવી, પુણ્ય તણે સુ પસાય ॥ ઉત્તમ કુળે ઈહાં ઉપન્યા, તે સુણજો હિત લાય ॥ ૮ ॥

## ॥ ઢાલ ૧ લી ॥

જંબૂદ્વીપનાં ભરતમાં, નગરી નામે ઇષુકાર રે ॥ ઋદ્ધિ સમૃદ્ધિ કરી શોભતી, સ્વર્ગપુરી અનુહાર રે ॥ પુણ્યતણાં ફળ જાણીયે, પુણ્યે સવિ સુખ થાયરે ॥ પુણ્ય૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પુણ્ય થકી સંપત્તિ મળે, પુણ્યે વંછિત હોય રે ॥ પરભવ જાતાં જીવ ને, પુણ્ય સખાઈ જોય રે॥ પુણ્ય૦ ॥ ૨ ॥ તિણુ નગરે રાજા હુતો, ગુણવંતી તસ નાર રે, તસ કૂખે આવી ઊપન્યો, જનમ્યો શુભ તિથી વાર રે ॥ પુણ્ય૦॥૩॥ માત પિતાએ થાપિયું, નામ ભલું ઇષુકાર રે ॥ પંચ ધાવે કરી ઊછર્યો,

ભણ્યો કળા બહુ પ્રકાર રે ॥ પુણ્ય૦ ॥ ૪ ॥ બીજો જીવ વળી ઊપન્યો, કોઇક નગરી મઝાર રે ॥ કમળાવતી રૂપે રૂયડી, શીળાદિક ગુણ ધાર રે ॥ પુણ્ય૦ ॥ ૫ ॥ જોવન વય હોય પામિયાં, પૂરવ કર્મ વિકારરે ॥ માત પિતાએ પરણાવિયાં, સુખ ભોગવે સંસાર રે ॥ પુણ્ય૦ ॥ ૬ ॥ પુરોહિત હુતો રાયનો, નારી હુતી ગુણ ખાણ રે ॥ તસ ઉદરે આવી ઊપન્યો, ત્રીજો પુણ્ય પ્રમાણ રે ॥ પુણ્ય૦ ॥ ૭ ॥ પૂરે માસે જનમીયો, ભૃગુ દીધો વળી નામ રે ॥ ભણી ગણી પંડિત થયો, જોવન વય પામ્યો તામ રે ॥ પુણ્ય૦ ॥ ૮ ॥ ચોથો જીવ પુત્રી પણે, બ્રાહ્મણ કુળે અવતાર રે ॥ જસાપત્ની નામે ભલી, ને ભૃગુ પુરોહિત થઇ નાર રે ॥ પુણ્ય૦ ॥ ૯ ॥ હવે ઇષુકાર રાજા થયો, રાજ્ય પાળે સુખકાર રે ॥ પુરોહિત પદ ભૃગુને દીયો, જગ જસ તેહનો વિસ્તાર રે ॥ પુણ્ય૦ ॥ ૧૦ ॥ ઇષુકારને કમળાવતી, ભૃગુને જસાપત્ની નાર રે ॥ સુખ ભોગવે સંસારનાં, ચારે જીવ ઉદાર રે ॥ પુણ્ય૦ ॥ ૧૧ ॥ સોના રૂપા આદે કરી, ધનનો કાંઇ નહીં પાર રે ॥ પણ પુરોહિત ને પુત્રજ નહી, દુઃખ ધરે સ્ત્રી ભરતાર રે ॥ પુણ્ય૦ ॥ ૧૨ ॥ દિશા સૂની વિણ બંધવા, ઘર સૂનું વિણ પુત્ર રે ॥ તે કારણ બહુ વિધ ઘણા, ઉપાય કરે અદભૂત રે ॥ પુણ્ય૦ ॥ ૧૩ ॥ સંબંધ હુવે જેહ જીવથી, તે મેળવિયા જગ માંહે રે ॥ પહેલી ઢાળ કહી ભલી, માલમુનિ ઉત્સાહે રે ॥ પુણ્ય૦ ॥ ૧૪ ॥

( દોહા. )

સુખ ભોગવતાં સ્વર્ગનાં, તબ તે દોનુ દેવ ॥ ચ્યવન ચિન્હ જાણી કરી, અવધિ જોઇ તતખેવ ॥ ૧ ॥ અમે ઉપજશું બિહુ જણા, પુરોહિત સુત સુખકાર ॥ નિમિત્ત રૂપ લેઇ આવિયા, તિણ નગરીને બહાર ॥૨॥ નિમિત્ત ભાંખે બહુ જન પ્રતે, જશ વાધ્યો પુર માંહ ॥ તે સાંભળી પ્રશ્ન પૂછવા, આવ્યા પુરોહિત સ્ત્રી ત્યાંહ ॥ ૩ ॥ પુરોહિત કહે રે નિમિત્તિઆ, જો મુજ પુત્રજ હોય ॥ તમે કહો તે હું કરૂં, તવ બોલ્યા નિમિત્તક દોય ॥ ૪ ॥ પુત્ર હોશે દોય તુમ સહી, પણ લેશે સંયમ ભાર ॥ નાકારો કરવો નહી, તેણે માન્યું વચન તેવાર ॥ ૫ ॥ કોલ લેઇને દેવતા, ગયા પોતાને ઠામ ॥ કાળ માસે દેવથી ચવી, ઉપન્યા યુગલ પણે તામ ॥ ૬ ॥

## ॥ ઢાલ ૨ જી ॥

( દાન કહે જગ હું વડો, એ દેશી. )

માત પિતા તવ હરખિયા, જનન્યા પૂરે માસ હો ભવિ જન ॥

મહા મહોચ્છવે નામ થાપિયું, દેવભદ્ર જશોભદ્ર તાસ હો ॥ ભવિ જન, એક ચિત્તે કરી સાંભળો ॥ ૧ ॥ એ આંકણી. ॥ અનુક્રમે તે મ્હોટા થયા, ભણ્યા સાસ્ત્ર વિચાર હો ॥ ભ૦ ॥ માત પિતા મન ચિંતવે, હવે કેમ રાખશું કુમાર હો ॥ ભ૦ ॥ ૨ ॥ બ્રહ્મપુરી વાસી નવી, વસિયા તિણુહિજ ઠામ હો ॥ ભ૦ ॥ સાધુ બ્હીકે નગરી તજી, વળિ પુત્ર તેડી કહે આમ હો ॥ ભ૦ ॥ ૩ ॥ મોકળા કેશને મુહપત્તિ, મેલાં વસ્ત્રને મેલાં ગાત્ર હો ॥ ભ૦ ॥ હાથમાં ઝોળી રાખે વળી, માંહે ફાંસી પાળી કાત્ર હો ॥ ભ૦ ॥ ૪ ॥ મુખ મીઠા ધીઠા ઘણા, વસ્ત્ર વીંટીને રાખે શસ્ત્ર હો ॥ ભ૦ ॥ હળવે જોઇ પગલાં ભરે, પણ છે તેહ કુપાત્ર હો ॥ ભ૦ ॥ ૫ ॥ રંગ રંગીલાં પાતરાં, હાથ અમૂલક લોટ હો ॥ ભ૦ ॥ નામ ધરાવે સાધુ જી, હિયામાં રાખે ચોટ હો ॥ ભ૦ ॥ ૬ ॥ દીન હીન દયામણા, પણ માયાના પાસ હો ॥ ભ૦ ॥ દિસંતા અતિ દૂબળા, મ કરશો તેહનો વિશ્વાસ હો ॥ ભ૦ ॥ ૭ ॥ તે દેખી તુમે નાસ જયો, આવજ્યો આપણે ગેહ હો ॥ ભ૦ ॥ નહી કાં તુમને મારશે, કાપશે કાન નાક તેહ હો ॥ ભ૦ ॥ ૮ ॥ ઇત્યાદિક બંધે કરી, ભોળવ્યા તે દોય બાળ હો ॥ ભ૦ ॥ જેમ પશુ પંખી શીખવ્યા, શીખે તેહજ ચાલ હો ॥ ભ૦ ॥ ચરમશરીરી જીવડા, મોહતણે વશ હોય હો ॥ ભ૦ ॥ તરણ તારણ સાધુ નાવને, ફાંસીયા કહ્યા તે સોય હો ॥ ભ૦ ॥૧૦॥ ધિક ધિક મોહ વિટંબના, જેહની અવળી નીતિ હો ॥ભ૦॥ માત પિતાયે જિમ ભોળવ્યા, કુમર ચાલે તેહ રીત હો ॥ ભ૦ ॥ ૧૧ ॥ નગર જોવાને નીકળ્યા, તવ દીઠા અણગાર હો ॥ ભ૦ ॥ બ્હીકે નાસી તરૂ ચઢયા, પેખે સયળ વિચાર હો ॥ ભ૦ ॥ ૧૨ ॥ મુનિ પણ તરૂ તળે આવી ને, સાચવે સાધુની રીત હો ॥ ભ૦ ॥ તે દેખી વૈરાગિયા, તવ મન આવી પ્રીત હો ॥ ભ૦ ॥ ૧૩ ॥ અહો એ જીવ જયણા કરે, તે કેમ કરે પરઘાત હો ॥ ભ૦ ॥ અમને પિતાયે ભોળવ્યા, મોહ તણે અવદાત હો ॥ ભ૦ ॥૧૪॥ ઉહાપો કરતાં થકાં, જાતિસમરણ લાધ હો ॥ ભ૦ ॥ પૂરવ ભવ દેખી કરી, ઉતરી વાંધા સાધ હો ॥ભ૦॥૧૫॥ સફળ થયો દિન આજનો, ભેટ્યા મહા મુનિરાય હો૦ ॥ ભ૦ ॥ બીજી ઢાળે એહવા, માલમુનિ નમે પાય હો ॥ ભ૦ ॥ ૧૬ ॥

( દોહા. )

જાતિસમરણ ઊપન્યો, જાણ્યો સરવ વિચાર ॥ તપ સંયમ

પાળ્યાં હતાં, તે દીઠાં તેણી વાર ॥ ૧ ॥ કામ ભોગથી ઊભગ્યા, સંસારિક સુખ જેહ ॥ શિવસુખ અભિલાષી થયા, ઉપની શ્રદ્ધા એહ ॥ ૨ ॥ વૈરાગે મન વાળિયું, જાણ્યો અથિર સંસાર ॥ પરભવ જાતાં જીવને, એક જિન ધર્મ આધાર ॥ ૩ ॥ માત પિતા એ કેહનાં, કેહનાં ધન પરિવાર ॥ સ્વારથનાં સહુ કો સગાં, નાવે જીવની લાર ॥ ૪ ॥ ઘર આવી કહે માતને, અનુમતિ દ્યો શ્રીકાર ॥ ધર્મરત્ન પામ્યા અમે લેશું સંયમ ભાર ॥ ૫ ॥ કુમર તણાં વયણાં સુણી, માત તાત તેણિવાર ॥ મોહતણે વશ જે પડ્યા, તે સુણજો અધિકાર ॥ ૬ ॥ માય કહે સુણો નાનડા, એમ કેમ બોલો વાણ ॥ અમ મન આશા છે ઘણી, તુમે દોય જીવન પ્રાણ ॥ ૭ ॥ પુરોહિત આમણ દૂમણો, ઘણું થઈ દિલગીર ॥ ઉત્તર પ્રત્યુત્તર ઘણા, નયણે ઝરંતે નીર ॥ ૮ ॥

## ॥ ઢાલ ૨ જી. ॥

### ( આછે લાલની દેશી. )

સુણો વચ્છ માહરી વાત, વેદ વાણી સાક્ષાત ॥ આછે લાલ ॥ અપુત્રીયાને સ્વર્ગ છે નહી જી ॥૧॥ વેદ ભણી કુળ સૂત, હોમ જગન કરી પૂત્ર ॥આ૦॥ વિપ્ર જમાવો તમે વેગશું જી ॥૨॥ પરણી વિલસો ભોગ, મળિયો સર્વ સંયોગ ॥ આ૦ ॥ પુત્ર થયાં સંયમ ગ્રહો જી ॥ ૩ ॥ સુખ વિલસો હિ નાર, ટાળી વિષય વિકાર ॥ આ૦ ॥ ઘર ભાર સોંપી પૂત્રને જી ॥૪॥ વળતા દોનું કુમાર, તાતને કહે સુવિચાર ॥આ૦॥ મિથ્યા વાણી એ કોઇ નવિ તરચો જી ॥૫॥ ભણે વેદ અપાર, ન કરે કરણી લગાર ॥આ૦॥ વેદ ન તારે કોઈ જીવને જી ॥૬॥ કરે બહુ જીવ સંહાર, તે જાય નરક મઝાર ॥આ૦॥ હિંસાએ ધર્મ ભાંખે સહી જી ॥ ૭ ॥ તેહને ગુરૂ બુદ્ધિ આણ, કોઈ જમાડે અજાણ ॥ આ૦ ॥ માઠી ગતિ પામે સહી જી ॥૮॥ દુઃખ આવે જેણી વાર, ટાળે ન કોઇ લગાર ॥આ૦॥ સગાં સંબંધી ટગમગ જુએ જી ॥૯॥ હોમ જગન વળિ જેહ, નવિ તારે જીવને તેહ ॥આ૦॥ દયામેં આત્મ હોમ યજ્ઞ છે જી॥૧૦॥ એ દેહ અનિત્ય સંસાર, ભોગ અશુચિ ભંડાર ॥ આ૦ ॥ કિંપાક ફળની છે ઊપમા જી ॥૧૧॥ ક્ષણમાત્ર નાં છે સુખ, તે પામે બહુળાં દુઃખ ॥ આ૦ ॥ ભોગ અનર્થની ખાણ છે જી ॥ ૧૨ ॥ કાયા માયા પરિવાર, સુપના ગત સંસાર ॥ આ૦ ॥ રમત બાજીગર સમ અછે જી ॥૧૩॥ વચ્છ વિચારી જોય, જીવ શરીર એક હોય ॥ આ૦ ॥ પરભવ ફળ કોણ ભોગવે જી ॥૧૪॥ અરણિમાં અગ્નિ જેમ, જીવ કાયા માંહિ તેમ ॥આ૦॥

દેહ વિળસે જીવ વિણસે સહીજી ॥ ૧૫ ॥ વર્ણાદિ સહિત જે હોય, પુદ્ગળ વિણસે સોય ॥ આ૦ ॥ જીવ અરૂપી વર્ણાદિક નહીજી ॥૧૬॥ હોમ યજ્ઞાદિક વાત, તો કિમ કરયા અવદાત ॥ આ૦ ॥ જીવ કાયા તે જુદા અછેજી ॥ ૧૭ ॥ જબ અમે હુતા અજાણ, તબ માંની તુમ આણ ॥ આ૦ ॥ વાત ખોટી ન સમાચરૂંજી ॥ ૧૮ ॥ જન્મ મરણ જરા રોગ, દુઃખ તણા છે સંયોગ ॥આ૦॥ રતન પામ્યું ગૃહાવાસમાંજી ॥૧૯॥ રાત દિવસ જે જાય, તે તો લેખે ન થાય ॥ આ૦ ॥ ધર્મ વિહુણા જાણો સહીજી ॥ ૨૦ ॥ એહ સંસાર અસાર, ભોગ અશુચિ ભંડાર ॥આ૦॥ કાયા માયા સવિ કારમીજી ॥ ૨૧ ॥ નર સુખ બિંદુ સમાન, દેવ સુખ ઉદધિ પિછાન ॥ આ૦ ॥ અલ્પ સુખે કોણ હારશેજી ॥૨૨॥ અમે જાણ્યાં સર્વ અસાર, લેશું સંયમ ભારા આ૦ ॥ અનુમતિ દીયો માત તાત જી ॥ ૨૩ ॥ શાશ્વતાં સુખની ચાહ, હવે મન એ ન સુહાય ॥ આ૦॥ જન્મ મરણ થકી ઊભગ્યાજી ॥ ૨૪ ॥ તે માટે મૂકું સંસાર, ઢાળ ત્રીજી સુખકાર ॥ આ૦ ॥ માલ મુનિ કહે ભાવશુંજી ॥ ૨૫ ॥

( દોહા. )

સાચી વાત તેં સુત કહી, સમજ્યો ધર્મ વિચાર ।' જીવ કાયા જૂદાં સહી, પણ મુજ વિનતી અવધાર ॥૧॥ હમણાં આપણ બેહુ જણા, એકઠા વસિય સંસાર ॥ પછી સંયમ લેશું સહી, કરશું ઉગ્ર વિહાર ॥ ૨ ॥ મિત્રાઈ હોવે મરણશું, જમ આવે ફરી જાય ॥ ખબર પડે જો મરણની, તો મુજથી રહેવાય ॥ ૩ ॥ અમર છાપ લિખી નાવિયા, તો કેમ રહું સસાર ॥ સાચો ધર્મ પામ્યા પછી, નકરૂં ઢીલ લગાર ॥ ૪ ॥ પુત્ર વયણ એહવાં સુણી, પુરોહિત પામ્યો વૈરાગ ॥ નારી પ્રત્યે આવી કહે, સુણજો વડભાગ ॥ ૫ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( જીરણ શેઠની સજ્ઝાયની દેશી. )

પુરોહિત કહે નારી સુણો જી રે, પુત્ર પામ્યા રે વૈરાગ ॥ દીક્ષા લેશે તે સહી જી રે, કરશે સંસારનો ત્યાગ ॥ નારી જી રે, સાંભળો મ્હારી વાત ॥ ૧ ॥ એ આંકણી ॥ પુત્ર વિના જુગતું નહી જી રે, રહેવું આપણને સંસાર ॥ યોગ વેળા છે આપની જી રે, તજીયે મોહ વિકાર ॥ નારી જી૦ ॥ ૨ ॥ તરૂ શોભે શાખે કરી જી રે, શાખ વિણ ઠુંઠ અસાર ॥ પંખી શોભે પાંખે કરી જી રે, પંખ વિણ દુઃખ અપાર ॥ નારી જી૦ ॥ ૩ ॥ વહાણ વેપારી ધને કરી જી રે, ધન વિણ

શોચ વિચાર ॥ રાજા શોભે સૈન કરી જી રે, સૈન વિણુ ન શોભે લિગાર ॥ નારી જી૦ ॥ ૪ ॥ તિમ પુત્ર વિણુ હું શોભું નહી જી રે, અમે લેશું સંયમ ભાર ॥ તવ નારી કહે સાંભળો રે, પ્રીતમ પ્રાણુ આધાર ॥ પ્રીતમ જી, સાંભળો૦ ॥ ૫ ॥ પુત્ર જાય તો જાવા દીયો જી રે, આપણુ રહેશું ઘરવાસ ॥ ભોગવાઇ સરવે ઘણી જી રે, વિલસીએ લીલ વિલાસ ॥ પ્રીતમ જી૦ ॥ ૬ ॥ સંસાર સુખ રૂડાં મળ્યાં જી રે, ભોગવિયે આપણે ભોગ ॥ ભુક્તભોગી થયા પછે જી રે, લેશું સયમનો યોગ ॥ પ્રીતમ જી૦ ॥ ૭ ॥ ભોગ બહુળા મેં ભોગવ્યા જી રે, લાધ્યા અનંતીવાર ॥ તૃપ્તિ ન પામ્યો એ જીવડો જી રે, અમે લેશું સંયમભાર ॥ નારી જી૦ ॥ ૮ ॥ આર્યદેશ ઉત્તમ કુળે જી રે, પામ્યા નર અવતાર ॥ તપ સંયમ પાળ્યા વિના જી રે, કેમ પામિયે ભવ પાર ॥ નારી જી૦ ॥ ૯ ॥ આપણે તો સુખ ભોગવ્યાં જી રે, ધન્ય એહનો અવતાર ॥ હજીય લગણુ ન્હાના બાલુડા જી રે, લીયે છે સંયમ ભાર ॥ નારી જી૦ ॥ ૧૦ ॥ તો કેમ રહેવું માહરે જી રે, ઇણુ અવસર સંસાર ॥ ચોથી ઢાળ સોહામણી જી રે, માલમુનિ હિતકાર ॥ નારી જી રે૦ ॥ ૧૧ ॥

( દોહા )

કર્મ વશે સુખ દુઃખ સહ્યાં, તે પણુ કહ્યાં ન જાય ॥ કે જાણે નિજ આતમા, કે જાણે જિનરાય ॥ ૧ ॥ સંપદા સહુ જીવે લહી, ન લહ્યો ધર્મ પ્રસંગ ॥ તે યોગવાઇ મળી હવે, નવિ મુકું સુત સંગ ॥ ૨ ॥ નિજ નિજ સહુ સ્વારથ જૂએ, પર ન જુએ પરમાર્થ ॥ પરભવ જાતાં જીવને, કોઈ રાખવા ન સમર્થ ॥ ૩ ॥ પુત્ર વિના સંસારમાં, કેમ રહે સ્ત્રી સુજાણુ ॥ જસા પત્ની વળતું કહે, સાંભળો જીવન પ્રાણુ ॥ ૪ ॥

## ॥ ઢાલ ૫ જી. ॥

( હરિયાં મન લાગ્યો. એ દેશી )

સંયમ મારગ દોહિલો, દોહિલો સાધુ આચાર રે ॥ પ્રીતમ સાંભળો ॥ જૂના હંસની પરે સંભારશો, ઝૂરશો હૃદય મઝાર રે ॥ પ્રી૦ ॥ ૧ ॥ રોહિત મત્સ્યતણી પરે, પુત્ર છેદી મોહજાળ રે ॥ નારી જી સાંભળો ॥ દીક્ષા લે દોય બાલુડા, તો હું લેશું સંયમ વિશાળ રે ॥ નારી૦ ॥ ૨ ॥ પુરોહિત દીક્ષા લીએ અછે, તે ધન લાવેછે આજ રે ॥ પ્રી૦ ॥ ૩ ॥ તવ રાણી પૂછે વળી, તસ નારી અને પુત્ર દોય રે ॥ તે પણુ ચારિત્ર આદરે, રાણી વિમાસે સોય રે ॥ પ્રી૦ ॥ ૪ ॥ મિત્રાઈ હતી

માહરે, પણ નવિ દાખ્યો તેણુ રે ॥ કોઇ કેહનું જગમાં નહિ, કુડું અપ-
પણુ સેણુ રે ॥ પ્રી૦ ॥૫॥ અનિત્યપણું એમ ધ્યાવતાં, રાણીને ઉપ-
ન્યું જ્ઞાન રે ॥ વૈરાગે મન વાળિયું, તવ સમજાવે રાજાન રે ॥પ્રી૦॥૬॥

## ॥ ઢાલ ૬ ઠી. ॥

( વીરો સાંભરયો. એ દેશી. )

કહે રાણી કમળાવતી રે, સુણો રાજા ઇષુકાર ॥ ધન પરિવાર તજી કરી રે, પુરોહિત લીએ સંયમ ભાર રે ॥ કહે કમળાવતી ॥૧॥ કમળા કહે નરપતિ સુણો રે, પૂછું પ્રશ્નજ એક ॥ ઉત્તર દેજો તેહ નોરે, આણી મનશું વિવેક રે ॥ કહે૦ ॥ ૨ ॥ વમ્યા આહારને કોણ ઇચ્છે રે, દાખો મુજને રે તેહ ॥ પ્રશંસા ન હોએ તેહની રે, રાય કહે કાગ શ્વાન જેહ રે, ॥ કહે૦ ॥ ૩ ॥ એ ધન સુવર્ણ રયણનો રે, પુરોહિત કરે પરિહાર ॥ તુમે પૃથ્વીપતિ રાજીયા રે, કેમ લેશો વમ્યો આહાર રે ॥ ક૦ ॥ ૪ ॥ સર્વ જગ હોવે તુમ ઘરે રે, જો સર્વ ધન તુમ હોય॥ તૃપતિ ન પામે તોહિ જીવડો રે, ત્રાણ શરણ નવિ કોય રે ॥ક૦॥૫॥ પરભવ ચાલે તુમ તણે રે, તો લીયો પુરોહિત વિત્ત ॥ તે તો રાણી ધન ઇહાં રહે રે, તો કેમ કરો અનિત રે ॥ ક૦ ॥ ૬ ॥ એક દિન મરવું છે સહી રે, છાંડી સર્વે રે સાથ ॥ પરભવ જાતાં જીવને રે, એક ધરમ સખાયો સાથ રે ॥ ક૦ ॥ ૭ ॥ વિલંબ ન કીજે ધરમનો રે, ક્ષણ ક્ષણ ખુટે રે આય ॥ ધર્મ વિહુણી જે ઘડી રે, તે તો નિરફળ જાય રે ॥ ક૦ ॥ ૮ ॥ દશ દૃષ્ટાંતે દોહિલો રે, લાધ્યો નર અવતાર ॥ પામીને કેમ હારિયે રે, જેહથી મુક્તિ દ્વાર રે ॥ ક૦ ॥ ૯ ॥ કામ ભોગ મેં ભોગવ્યા રે, લાધ્યા વાર અનંત ॥ તૃપ્તિ ન પામ્યો જીવડો રે, ચેતો બહુ ગુણવંત રે ॥ ક૦ ॥ ॥ ૧૦ ॥ આમિષ સહિત જેમ પંખણી રે, પીડા સહે રે અપાર ॥ તે હું નરપતિ કેમ રહું રે, જાણ્યો અથિર સંસાર ॥ ક૦ ॥ ૧૧ ॥ દવ બળતા જીવ દેખીને રે, બીજા હર્ષિત હોય ॥ જાણે ન હોશે અમારડે રે, પણ બળશે અંતે સોય રે ॥ ક૦ ॥૧૨॥ એમ જગ બળતાં દેખીને રે, સ્વામી નવિ બૂઝે રે જીવ ॥ મરણ તો એક દિન આવશે રે, તવ મૂકાવશે ધનાદિ સદૈવ રે ॥ ક૦ ॥ ૧૩ ॥ જેમ પંખી પિંજર પડયો રે, દેખે દુઃખ અપાર ॥ તેમ માયા બંધનમાં પડી રે, નવિ પામું રતિ લગાર રે ॥ ક૦ ॥ ૧૪ ॥ કમળાવતી ને વયણલે રે, બૂઝ્યો રાઇ ઇષુકાર ॥ નગર રાજ સવી પરિહરી રે, ધન સોવન રયણ ભંડાર રે ॥ ક૦ ॥ ૧૫ ॥

પુરોહિત પુત્ર કલત્રશું રે, રાય રાણી તેણીવાર ॥ સુ ગુરૂ મુખે વ્રત ઉચ્ચરયાં રે, લેઇ સંયમ કરે વીહારરે ॥ ક૦ ॥૧૬॥ તપ જપ સંયમ પાળી ને રે, ઉપન્યું કેવળજ્ઞાન ॥ કર્મ ખપાવી મુગતેં ગયા રે, છએ જીવ સુગુણ નિધાન રે, ॥ ભવિયણ સાંભળો ॥ ક૦ ॥ ૧૭ ॥ ઉત્તરાધ્યયન એ સૂત્રમેં રે, ચઉદમે છે વિસ્તાર ॥ તેહ થકી મેં વર્ણવ્યો રે, ષટ ઢાળે કરી સાર રે ॥ ભ૦ ॥ ૧૮ ॥ સંવત અઢાર પંચાવને રે, જ્યેષ્ટ વદી ત્રીજ શુરૂવાર ॥ અંજાર શેહેર સોહામણું રે, લોંકાગચ્છ સુખકાર રે ॥ ભ૦ ॥ ૧૯ ॥ ગચ્છપતિ શ્રી ખૂબચંદ જી રે, તસ શાસન સુખદાય ॥ પૂજ્ય નાથાજી પસાયથી રે, માલમુનિ ગુણ ગાય રે ॥ ભ૦ ॥ ૨૦ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી શિયલની નવવાડો.

( દોહા. )

શ્રી સરસ્વતી સમરૂં સદા, પભણું તસુ સુ પસાય ॥ સુ વચન આપો શારદા, મહેર કરી મુજ માય ॥ ૧ ॥ વાણી વીર જિણંદની, સાંભળી શાસ્ત્ર મઝાર ॥ વાડ શીયળની નવ કહું, સુણજો સહુ નર નાર ॥ ૨ ॥ સીંચો અંબ અંગ શીળનો, સમતા રસ ભરી નીર ॥ સાચવજો યતને કરી, ધરી દઢતા મન ધીર ॥ ૩ ॥ જાળવજો યતને કરી, નવ વાડો ધરી નેહ ॥ ઉત્તમ ફળ શીળ અંબતણાં, વાડ વિગતે સુણો તેહ ॥ ૪ ॥ પ્રથમ સ્ત્રી સંગ ન કીજીયે, બીજે ન કરવી વાત ॥ ત્રીજે આસન સ્ત્રી તણે, બેસવું બે ઘડી જાત ॥ ૫ ॥ ચોથે રૂપ ન નિરખવું, ન કરે નારીશું નેહ ॥ પાંચમે ભીંતર ત્રિયા, મુનિ ન રહે તસ ગેહ ॥ ૬ ॥ છઠ્ઠે સુખ સંસારનાં, વળિ વિલસ્યાં હોય જેહ ॥ સિદ્ધારથ સુત ઇમ કહે, મુનિ ન સંભારે તેહ ॥૭॥ સાતમે સરસ આહારની, લાલચ ન કરે લગાર ॥ આઠમી વાડમાં ઈમ કહ્યુ, અધિક ન કરવો આહાર ॥ ૮ ॥ નવમે વિલેપન નવિ કરે, ન કરે વળી શણગાર ॥ ત્રિકરણ શુદ્ધ આરાધતાં, પામે ભવનો પાર. ॥ ૯ ॥

### ॥ ઢાલ ૧ લી ॥

( કપૂર હોય અતિ ઊજળો રે. એ દેશી. )

વાડ પહેલી જિનવર કહી જી, સિદ્ધારથ સુત ચંદ ॥ વીર જિણંદ એમ ઉચ્ચરે જી ॥ ત્રિશલાદેવીનો નંદ સાધૂજી, ન કરો નારીનો સંગ ॥ ૧ ॥ સંગ થકી વ્રત ભંગ ॥ સાધૂ જી, ન કરો૦ ॥ એ આંકણી ॥ સ્ત્રી પશુ વાસો વસે જી, પંડગ પણ જિહાં વાસ ॥ તિહાં વસતાં ॥

બ્રહ્મચારી ને જી, શીળતણો હોય નાશ ॥ સાધૂ જી૦ ॥ ૨ ॥ અગ્નિ આગળ દારૂ રહે જી, ઉડે ઓચિંતો જેહ ॥ એમ મુનિ માનની આગળે જી, થિર નહી શીળથી નેહ ॥ સાધૂ૦ ॥ ॥ ૩ ॥મંજારી મુખ આગળે જી, ઊંદરની શી આશ ॥ તેમ સ્ત્રી મુખ આગળે જી, પડે તે પ્રેમને પાસ ॥ સાધૂ૦ ॥ ૪ ॥ પોપટ બીહે પાંજરે જી, દૂરથી દેખી મંજાર ॥ તેમ મુનિ બીહે માનની થકી જી,દુર્ગતિની દાતાર ॥ સાધૂ૦ ॥ ૫ ॥ સુંદરી શિર જળ બેડલું જી, જાળવી રાખે જેમ ॥ માનની મુખ મુનિ પેખતાં જી, ચિત નવિ ચાળવે તેમ ॥સાધૂ૦ ॥ ૬ ॥ વંશ ઉપર જેમ ખેલતાં જી, ગોપાવી રાખે મન્ન ॥તેમ મુનિ મન ને ગોપવે જી, રાખવા શિયળ રતન્ન ॥ સાધૂ૦ ॥ ૭ ॥ ભાવે નહી સાત ભાતની જી, સુખડી સંગ ખરાસ ॥ તેમ મુનિ માનની સંગથી જી, નિગમે શીળની મીઠાશ ॥ સાધૂ૦ ॥ ૮ ॥ મનશું બીહે ભૂંઇ પડું જી, વાનર ચઢીયો વન ॥ તેમ મુનિ ગામમાં ગૌચરી જી, ત્રિકરણ રાખી મન ॥ સાધૂ૦ ॥ ૯ ॥

કળશ-ઈમ વાડ પહેલી વીર જિનવર, કહી વ્રત હિત કારણે ॥ વાડ વિધિશું જેહ પાળે, જાઉં તેહને વારણે ॥ ૧ ॥



## ॥ ઢાલ ૨ જી. ॥

( વીરે વખાણી રાણી ચેલણા જી. એ દેશી. )

વાડ બીજી કહી વીરજી જી, સાંભળો સહુ નર નાર ॥ શીળ વ્રત શુદ્ધ મને પાળજો જી, જેમ પામો ભવ પાર ॥ વાત ન કીજે વનિતા તણી જી ॥ ૧ ॥ એ આંકણી ॥ વાતથી ઉત્પાત ઉપજે જી, વાતથી વિશાતની ઘાત ॥ ક્ષણ એક માંહે ખરી પડે જી પવનથી જેમ તરૂપાત ॥ વાત૦ ॥ ૨ ॥ દૂરથી દેખી કાઢયો ગળે જી લીંબુ તણી રે ખટાશ ॥ મન ચળે તેમ મુનિવર તણું જી, સાંભળી વચન વિલાસ ॥ વાત૦ ॥ ૩ ॥ હઠકવા હાલે ને ટળવળે જી,ગગન ગુંજારવ જેમ ॥ તેમ મુનિનું ચિત્ત ટળવળે જી, વાધે તિહાં વિષયશું પ્રેમ ॥ વાત૦ ॥ ૪ ॥ વિણ જીભે વાતો કરે જી, સ્વર તે સારંગી જેહ ॥ વચન જીભે વનિતા તણાં જી, એણી પરે અધિક સ્નેહ ॥ વાત૦ ॥ ૫ ॥ મધુરે સ્વરે મોહ્યો મરગલો જી, પડિયો તે પાસમાં જેમ ॥ વિષય વચણ વનિતા તણાં જી, પાડે તે પાસમાં તેમ ॥વાત૦॥૬॥

## ॥ ઢાલ ૩ જી ॥

( નિંદ્રડી વેરણ હુઇ રહી. એ દેશી. )

ત્રીજી વાડે ત્રિભુવન ધણી, ભલી ભાંખે હો વાણી ભગવાન કે ॥ શીયળ પાળો સાચે મને, મ મ કરજો હો મનશું અભિમાન કે ॥ નારી આસાન નવિ બેસીયે, આસનથી હો વળી વાધે પ્રેમ કે ॥ ના૦ ॥૧॥ એ આંકણી ॥ સિંહાસન પાટ પાટલા, વળી બેસણું હો હોય નારીનું જેહ કે ॥ તિહાં બેસવું બ્રહ્મચારીને, નવિ ભાંખ્યું હો ભગવંતે તેહ કે ॥ ના૦ ॥ ૨ ॥ આસન નાસણુ વ્રતતણું, આસનથી હો વળી વાધે પ્રેમ કે ॥ બેસવું તે બે ઘડી પછી, એમ ભાંખ્યું હો ભગવંતે તેમ કે ॥ ના૦ ॥ ૩ ॥ચમકપાણુ પાસે રહે, જગ જાણે હો લોહ ગળતો જેમ કે ॥ શીયળ ગળે સાધુતણું,આસનથી હો તરૂણીને તેમ કે ॥ ના૦ ॥ ૪ ॥ લસણ કળીના સંગથી, જેમ જાયે હો કસ્તૂરીનો વાસ કે ॥ તેમ સ્ત્રીને આસને બેસતાં, થાય નિશ્ચે હો શિયળનો વિનાશ કે ॥ ના૦ ॥ ૫ ॥ જીવિત પારાના યોગ-થી, ભેળો ભળતો હો ગળતો હોયજેમ કે ॥ યુવતિ ને આસને જાણજો, ગુણ ગળતો હો શીયળ તણો તેમ કે ॥ ના૦ ॥૬॥ કોળા કેરી ગંધથી, જેમ વિણસે હો કણેક નો વાક કે ॥ તેમ સ્ત્રીનું આસન સેવતાં, વળી વિણસે હો શીયળ સંપાક કે ॥ ના૦ ॥ ૭ ॥ ચિત્ત ચોખું રાખી કરી, નિત્ય પાળો હો શીયળ નર નાર કે ॥ હું બલિહારી હો તેહ તણી, વળી વારણે હો જાઉં વાર હજાર કે॥ નારી. ॥૮॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( આજ હજારી ઢોલો પ્રાહુણો. એદેશી. )

ચોથી વાડે એમ ચિત્ત ધરો, મુનિ વાણી કહી જિન વીર ॥ મુનિરાયા હે ॥ મનને ન મૂકશો મોકળું, મુનિ નિરખતાં નારી શરીર ॥ મુનિરાયા હે ॥ રમણી ને રૂપે ન રાચીયે ॥૧॥ એ આંકણી॥ ચિત્રે લખી જે પૂતળી, જેમ નિરખતાં નેહ અપાર ॥ મુ૦ ॥ તેમ તરૂણી તન પેખતાં, એમ વાધે તે વિષય વિકાર ॥ મુ૦॥ રમણી૦ ॥ ૨ ॥ દીપક રૂપ દેખી કરી, જેમ પડીયો તે માંહી પતંગ ॥ મુ૦॥ નારીનું રૂપ નિહાળતાં, રઢ લાગે તે રમણી ને રંગ ॥ મુ૦॥ રમણી૦ ॥ ૩ ॥ હાથણી દેખી કરી, મદ વાધે તે મયગળ ને જેમ ॥મુ૦ ॥ મદ વાધે મુનિવર તણો, નેહે નિરખતાં નારી ને તેમ ॥ મુ૦ ॥ રમણી૦ ॥૪॥

શશિ દર્શન દેખી કરી, વેલ વાધે સાયરની જેહા॥મુ૦॥ ચિત્ત ચોરણ ચંદ્રામુખી, નિરખી વાધે તે નવલો નેહ ॥ મુ૦॥ રમણી૦ ॥૫॥ રૂપ દેખી રાજુલ તણું, મુનિ ધ્યાન ચૂકયો રહનેમિ ॥મુ૦॥ અબળા ઇંદ્રિય નિહાળતાં, એમ વાધે તે વિષય શું પ્રેમ ॥ મુ૦ ॥ રમણી૦ ॥ ૬ ॥ જિન રક્ષિત પરે જાણજો, જોયું રયણાદેવીનું રૂપ ॥ મુ૦ ॥ જક્ષે નાંખ્યો જળ ભણી, નારી નેહથી ભવજળ કૂપ ॥ મુ૦ ॥ રમણી૦ ॥૭॥ દિનકર સામુ દેખતાં, જેમ નયણે હીણું હોય તેજ ॥ મુ૦ ॥ તેમ મહિલા મુખડું નિહાળતાં,હીણો હોય તે શીયળનો હેજ ॥મુ૦॥રમણી૦ ॥ ૮ ॥ જોવી નહી જિનવરે કહી, અંગે ગતિલ પલિત પણ નાર ॥ મુ૦॥ ભરજોવન જે ભામિની, કેમ જોવી કહી અણગાર ॥મુ૦॥ રમણી૦ ॥ ૯ ॥ ધ્યાન ચોથું જે કોઈ ધરે, મુનિ જે કરે ચોથો ધર્મ ॥ મુ૦॥ ઇમ ચોથું વ્રત આદરે, ત્રિકરણથી ત્રોડે આઠે કર્મ ॥ મુ૦॥ રમણી૦॥૧૦ ॥

---

## ॥ ઢાલ ૫ મી. ॥

( પરિગ્રહ મમતા પરિહરો. એદેશી. )

પાંચમી વાડ પ્રતિબોધની, શીખામણ કહી વીર ॥ સાધુ જી॥ ભીંત અંતર રહેતાં થકાં, મન ન રહે તિહાં થીર ॥ સાધુ જી ॥ ભીંતનો અંતઃ પરિહરો ॥ ૧ ॥ એ આંકણી. ॥ કોકિલ કંઠે કામિની, ગાવે મધુરાં ગીત ॥ સા૦ ॥ સ્વર કંકણાદિક નો સુણી, પ્રેમે વાધે પ્રીત ॥ સા૦ ॥ ભીંત૦ ॥ ૨॥ વાજાં વાજે વેગળાં, તે સુણી ઉપજે તાન ॥ સા૦ ॥ વચન વાજાં વનિતા તણાં, મોડે તે શીયળનું માન ॥સા૦॥ ॥ભીંત૦॥ ૩ ॥ મોર નાચે મહીમંડળે, ગગને સુણી ગુંજાર ॥ ॥ મન નાચે તેમ મુનિ તણું, શબ્દ સુણી શણગાર ॥ સા૦ ॥ ભીંત૦ ॥૪॥ અન્તર કુંપામાં અંતરે, ફેરથી ફેરવે મન્ન ॥ સા૦ ॥ મન ફેરવે મુનિવર તણું, સાંભળી સરસ વચન્ન ॥ સા૦ ॥ ભીંત૦ ॥૫॥ અગ્નિ પાસે જાય ઓગળી, ભાજન ભરીયું જેમ ॥ સા૦ ॥ લાખ મીણ ઘૃત ઓગળે, શીયળ પણ બિગડે તેમ ॥ સા૦ ॥ ભીંત૦ ॥૬॥ પત્ર આવે પરદેશથી, વ્હાલા વિછોહ્યાનો જેમ ॥ સા૦ ॥ વાંચતાં નેહ વાધે ઘણો, ભીંત અંતર તેમ પ્રેમ ॥ સા૦॥ભીંત૦॥૭॥ જાગે મદ જિનવર કહે, લાગે લંછન ડાઘ ॥ સા૦॥ ભાંગે વાડ ભીંતે રહ્યાં, વારૂ કહે વીતરાગ ॥ સા૦ ॥ ભીંત૦ ॥ ૮ ॥

## ॥ ઢાલ ૬ ઠી ॥

( ઈડર આંબા આંબલી રે. એ દેશી. )

વાડ છઠ્ઠી કહે વીરજી રે, છોડી સકળ સંસાર ॥ પંચ મહાવ્રત પાળવાં રે, ભાવથી સંયમ ભાર ॥ સાધુ જી ॥ સુખ ન સંભારીયે ગેહ ॥ ॥ ૧ ॥ એ આંકણી ॥ અગ્નિ ભારચા ઉપરે રે પૂળો પરજળે જેહ ॥ વિષય અગ્નિ વ્યાપે ઘણી રે, દાઝે એણી પરે દેહ ॥ સાધુ જી ॥ સુખ૦ ॥ ૨ ॥ અવીરતિ પણે જે આપણે રે, ઘર સુખ ભોગવ્યાં જેહ ॥ તે વળી વ્રત લીધા પછીરે, મુનિ ન સંભારે તેહ ॥ સાધુજી ॥ સુખ૦ ॥૩॥ શંકાએ વિષે સંક્રમ્યો રે, વરસે વિષધર જેમ ॥ વિષય ઝેર વ્યાપી રહ્યું રે, અંગે પ્રગમે એમ ॥ સાધુ જી ॥ સુખ૦ ॥૪॥ વર્ષે વસ્તુ સાંભરે રે, ઉપજે હરખ અપાર ॥ તેમ્ તરૂણી સુખ સાંભરે રે, વાધે વિષય વિકાર ॥ સાધુ જી ॥ સુખ૦ ॥૫॥ મહાવ્રત પાંચમા મોટકો રે, સકળ ધરમ માંહે સાર ॥ એ વ્રત એકને ભાંજતા રે, બીજાં ભાંગે ચાર ॥ સાધુજી ॥ સુખ૦ ॥ ૬ ॥ ત્રિલાશાં સુખ વનિતા તણાં રે, મુની ન વિચારે મન્ન ॥ રત્ન કંબળ એક કારણે રે, પરિહરચાં પાંચ રત્ન ॥ સાધુજી ॥ સુખ૦ ॥૭ ॥ મણિધર મૂકે કાંચળી રે, ફરી ન ઇચ્છે જેમ ॥મુનિ પણ મનથી તેણી પરે રે, વળીય ન વંછે પ્રેમ ॥ સાધુ જી ॥ સુખ૦ ॥૮॥

---

## ॥ ઢાલ ૭ મો ॥

( અરણિક મુનિવર ચાલ્યા ગોચરી. એ દેશી )

સાતમી ઢાળે રે શીખામણ સુણો, વીર પ્રભુની વાણ જી ॥ શીયળ સુરતરૂ રે સૂધો સાચવો, પાલજો શ્રી જિન આણજી ॥ આહાર સરસ અણગાર ન કીજીએ ॥૧॥ એ આંકણી ॥ લાલચ ન કરે લગાર જી ॥ આહાર સરસ અણગાર કરતાં થકાં, વાધે વિષય વિકારજી ॥ આહાર૦ ॥ ૨ ॥ વિગય તે થોડું રે વાવરવું કહ્યું, મોદક ન વંછે મન્ન જી ॥ તેમ તેજાના આહાર તે પરિહરો, રાખણ શીયળ રતન્ન જી ॥ આહાર૦ ॥ ૩ ॥ સરસ આહારે રે શીયળ સંયમ ઘણી, વાધે દેહનો વાન જી, વિષય અગ્નિ રે તેને વાધે ઘણો, નવિ રહે ધર્મનું ધ્યાન જી॥આહાર૦॥૪॥ આહાર લાલચથી રે જળચર જીવડા, મીન પડે જેમ જાળ જી ॥ તેમ સંયમી ને રે આહાર લાલચ ધરચાં

મુનિ પડે મોહની જાળ જી ॥ આહાર૦ ॥ ૬ ॥ આહાર લાલચથી રે આષાઢો પડ્યો, દેખી મદિરાપાન જી ॥ મુનિ મન બળિયો રે વળિયો વચન ગુરૂ, પામ્યો કેવળજ્ઞાન જી ॥ આહાર૦ ॥ ૭॥ સન્નિપાત જેમ ધૃતના યોગથી, અધિક કરે ઉલાળાજી ॥ પાચે ઈંદ્રિય અતિ સરસે પોષતાં. ચારિત્રમાં કરે ચાળા જી ॥ આહાર૦ ॥ ૮ ॥

## ॥ ઢાલ ૮ મી. ॥

આઠમી વાડે કહ્યું વીર જી હો રાજ, સુણો સાધુ અણગાર રે ॥ વૈરાગી સૂધા સાધુ જી ॥ શીયળ સંયમનો જો ખપ કરો હો રાજ, અધિક મ કરશો આહાર રે ॥ વૈરાગી૦ ॥ ૧ ॥ આહાર અધિક કરતાં થકાં હો રાજ, આળસ આવે અંગ રે ॥ વૈરાગી૦ ॥ ઊંઘ પણ આવે અતિ ઘણી હો રાજ, સુપનામાં શીયળનો ભંગ રે ॥ વૈ૦ ॥૨॥ અધિક આહાર કરે મુનિ હો રાજ, હોય મદવંતી દેહ રે ॥ વૈરાગી૦ ॥ વિષય અગ્નિ વ્યાપે ઘણે હો રાજ, નવિ રહે શીયળશું નેહ રે ॥ વૈ૦ ॥ ૩ ॥ દોઢો દારૂ ભરતાં થકાં હો રાજ, બગડે જેમ બંદુક રે ॥ વૈ૦ ॥ તેમ અતિ આહાર કરયા થકી હો રાજ, ચારિત્રમા પડે ચુક રે ॥ વૈ૦ ॥ ૪ ॥ બમણું લૂણ પડ્યા થકી હો રાજ, ન ગમે ભોજન મન્ન રે ॥ વૈ૦॥ તેમ અતિ આહાર કરયા થકી હો રાજ, વિણસે શીયળ રતન્ન રે ॥ વૈ૦ ॥૫॥ ફાટે તોલડી ખેરૂ ખીચડી હો રાજ, ઓરીએ નવમાં તેર રે ॥ વૈ૦ ॥ તેમ અતિ આહાર કરયાં મુનિ હો રાજ, બગડે વ્રત નહી ફેર રે ॥ વૈ૦ ॥ ૬ ॥

## ॥ ઢાલ ૯ મી. ॥

( ધન્ય ધન્ય શાળિભદ્ર મુનિવરૂ જી. એ દેશી. )

વીરે વારૂ કહ્યું નવમી વાડમાં જો, મુનિવર ધારજો તેણી પરે મન્ન જો ॥ શરીર શણુગાર સાધુ નવિ કીજીયે જો, રાચો મો રાખણુ શીયળ રતન્ન જો ॥ શરીર શોભા સાધુ નવિ કીજીયે જો ॥૧॥ એ આંકણી. ॥ સ્નાન વિલેપન વળી શણુગાર ને જો, ન કરે નિત શીળવંતા નર નાર જો ॥ શીળ ન રહે નિત્ય શોભા કરે જો, કહો કેમ કુરવું કહ્યું અણુગાર જો ॥ શ૦ ॥૨॥ ભ્રમર મૂઝાણો રે કમળ માંહે રહી જો, લુબ્ધાણો લેતાં પરિમલ વાસજો ॥ તેલ પુલેલ કુસુમની વાસથી જો, સાધુ શીયળ માં એમ વિનાશ જો ॥ શ૦ ॥૩॥ સ્નાન વિલેપન વળી શણુગારથી જો, કરતી કોસ્યા મન વિષય વિકાર જો ॥ તેમ

શરીર શણગાર કરતાં થકાં જો, ન રહે શીયળથી નેહ નિરધાર જો ॥ શ૦ ॥૪॥ ઉજ્વળ બગ જળમાં ઊભો રહ્યો જો, ધરતો કપટે એકણુ પગ ધ્યાન જો ॥ એમ અંગ ઊપર ઉજ્વળ પહેરતાં જો, સાધુ જી શીયળમાં તેમ વિજ્ઞાન જો ॥ શ૦ ॥૫॥ ઉજ્વળ હંસ મન માનસરોવરે જો, આહાર એહને મુકતાફળ દૂધ જો ॥ એમ અંગ ઉજ્વળ અણગારનું જો, સંયમ શીયળ પાળે મન શુદ્ધ જો ॥ શ૦ ॥૬॥ ધોઇને ધરણી ઉપરે ધરચો જો, જેહ હારચો રતન કુંભાર જો ॥ તેમ શીયળ વ્રતને હારશો જો, કરતાં કાંઈ સરીર તણો શણગાર જો ॥ શ૦ ॥૭॥

॥ દોહા. ॥

વાડ કહી નવ શીયળની, વિવરી વિવિધ વિચાર ॥ એણી વિધિશું જે આદરે, તે પામે ભવપાર ॥ ૧ ॥

## ॥ कलश. ॥

ધન્ય ધન્ય શીયળ સોહામણું ॥ એ આંકણી. ॥ ઉત્તરાધ્યયનને સોળમે, વીર પ્રભુજીની વાણી જી ॥ વળી શીળતણા ગુણ વર્ણવું, સુણજો તે સહુ પ્રાણી જી ॥ ધન્ય ધન્ય૦ ॥૧॥ શીયળ સાચે મને પાળતાં, નવિ બેસે કાંઈ નાણું જી ॥ જગમાં જશ વાધે ઘણો, તેહનો જનમ સફળ વખાણું જી ॥ ધન્ય૦ ॥૨॥ શીયળથી સીતા ને સુણો, અગ્નિ થયો તિહા પાણી જી ॥ પુષ્પ વૃષ્ટિ દેવે કરી, ત્રણ લોકે સતીય વખાણી જી ॥ ધન્ય૦ ॥૩॥ પટરાણી પાંચ પુરૂષ ની, શીયળ ધર્મે મન ધીર જી ॥ નગન તે નવિ હુઇ દ્રૌપદી, કૌરવે કાઢ્યાં ચીર જી ॥ ધન્ય૦ ॥૪॥ કાપ્યા હાથ કળાવતી, રોષ ધરી શંખરાયે જી ॥સૂરજની સાખે થયા, નવપલ્લવ શીયળ પસાયે જી ॥ ધન્ય૦ ॥૫॥ શેઠ સુદર્શન ને સુણ્યો, શૂળી સિંઘાસણ હોય જી ॥ સાખ પૂરે સહુ સુર નરા, મહિમા તે શીયળનો સોય જી ॥ ધન્ય૦ ॥૬॥ શીયળતણા ગુણ એહવા, સાંભળી સહુ નર નાર જી ॥ શીયળ પાળે સાચે મને, ધન્ય ધન્ય તસ અવતાર જી ॥ ધન્ય૦ ॥૭॥ સાત વરસનો સુત થયો, ન સૂવારે નિજ માત જી ॥ સાડા છ વર્ષની સુતા, તે ન સૂવારે નિજ તાત જી ॥ ધન્ય૦ ॥ ૮ ॥ નવલાખ પ્રાણીની કહી, હાણ નારી સંગે હોય જી ॥ અસંખ્યાત સ્ત્રી સંગટે, હાણ સમૂર્છિમ જોય જી ॥ ધન્ય૦ ॥૯॥ ઘાત કહી ઘણા જીવની, વિષયથી જુઓ વિચારી જી ॥ પાળો શીયળ ધરી પ્રીતશું, સાંભળો સહુ નર નારી જી ॥ ધન્ય૦ ॥૧૦॥ એકલી નારી આગળે, જાવું નહી નરને જાણી જી ॥ આળ આવે અણ-

ચિંતવ્યાં, પરીઆનું ઊતરે પાણી જી ॥ ધન્ય૦॥૧૧॥ એક સેજે નર હોય જણા, શીયળવંત ન સૂએ પ્રાણી જી ॥ હાંસી ન કરવી હેતશું, કહ્યું, એમ કેવળનાણી જી ॥ ધન્ય૦ ॥ ૧૨ ॥ લક્ષ્મીવંત નરપતિ લાખનું, હેતો દિન પ્રત્યે દાન જી ॥ ભગવંત કહે ભવિ સાંભળો, નાવે શીયળ સમાન જી ॥ ધન્ય૦ ॥ ૧૩ ॥ શીયળે સંકટ સવિ ટળે, શીયળે શિવગતિ હોય જી ॥ શિયળે સુર સાન્નિધ્ય કરે, શીયળ સમું નહી કોય જી ॥ધન્ય૦॥૧૪॥ શ્રીવિજયધર્મસૂરિ તણો, રાજવિજય ઉવઝાય જી ॥ સાચો શ્રાવક તેહ તણો, પામી ગુરૂ સુપસાય જી ॥ધન્ય૦॥૧૫॥ વાડ કહી શીયળ વ્રત તણી, મીઠી અમીય સમાણી જી॥ શીખામણ સહુ કો ભણી, કહે મુકુંદ મોનાણી જી॥ ધન્ય૦ ॥૧૬॥ એમ શીયળ વ્રત આદરે, તે પામે પદ નિર્વાણ જી ॥ ભણે ગુણે શીખે સાંભળે, તેહનાં કોડિ કલ્યાણ જી ॥ ધન્ય૦ ॥૧૭॥ આણંદપુરમાં એ રચી, સંવત સોહે અઢાર જી ॥ ચિત્ત ચોથે ચાળીશમાં, શ્રાવણ શુદિ ગુરૂવાર જી અધિકો ઓછો જે કહ્યો, તે મિચ્છાદુક્કડં મોય જી ॥ધન્ય૦॥૧૮॥ઇતિ૦॥

---

## અથ શ્રી કળાવતીનું ચોઢાળિયું.

### ॥ ઢાલ ૧ લી ॥

( બન્યો રે કુંઅરજીનો સેહરો. એ દેશી. )

માળવ દેશ મનોહરૂ, તિહાં નયરી ઉજ્જેણી નામ હો ॥નરિંદ ॥ શંખરાજા તિહાં સોભતો, સહુ શુભ ગુણ કેરો ધામ હો ॥ નરિંદ॥ શીયળતણા ગુણ સાંભળો ॥૧॥ એ આંકણી ॥ શિયળે લહિયે બહુ માન હો ॥ નરિંદ ॥ શીયળે સતીય કળાવતી, જેમ પામી સૂખ પ્રધાન હો ॥ ન૦॥ શી૦ ॥૨॥ ત્રણસો સાઠ માંહે વડી, લીલાવતી પટરાણી કહાય હો ॥ ન૦॥ નેપાળ દેશનો નરપતિ, નામે જિતશત્રુ રાય હો ॥ ન૦ ॥ શી૦॥૩॥ જયસેન વિજયસેન સુત ભલા, કળાવતી પુત્રી ઉદાર હો ॥ ન૦ ॥ માળવપતિ શંખરાયને, પરણાવી પ્રેમ અપાર હો ॥ ન૦ ॥ શી૦ ॥૪॥ પંચ વિષય સુખ વિલસતાં,કળાવતિ રાય સંઘાત હો ॥ ન૦ ॥ ગર્ભ રહ્યો પુણ્ય યોગથી, હરખ્યો નૃપ સાતે ધાત હો ॥ ન૦ ॥ શી૦॥૫॥ અધરણી ઓચ્છવ માંડિયો, ગીત ગાવે બહુ મળી નાર હો ॥ ન૦ ॥ પેટી આવી પીયર થકી, કળાવતી ને તેણિવાર હો॥

ન૦ ॥ શી૦ ॥૬॥ શંકાતી બહુ શોકયથી, લેઇ ગોપવી ગોઠણુ હેઠ હો ॥ ન૦ ॥ એકાંતે ઉકેલતાં, દોય બેરખા દીઠા દૃષ્ટ હો ॥ ન૦॥ શી ॥૭॥ નંગ જડચાં માંહે નિર્મળાં, અંધારે કરે ઉજવાસ હો ॥ ન૦ ॥ નામાંકિત બિહું ભ્રાતના, પહેરીને પામી ઉલ્લાસ હો ॥ ન૦॥ શી૦ ॥૮॥ ખાટ હિંડોળે હીંચતાં, બેરખા ઝબૂકે જેમ વીજ હો ॥ ન૦ ॥ દાસી લીલાવતી તણી, દેખી ધરે દીલમાં ખીજ હો ॥ ન૦॥ શી૦ ॥૯॥ કહો બાઈ એ કેણે દીયાં, આભૂષણ દોય અમૂલ્ય હો ॥ ન૦ ॥ મુજને જે ઘણો વાલહો, તેણે દીધા બહુ મૂલ હો ॥ન૦॥ શી૦ ॥૧૦॥ દાસી લીલાવતી ભણી, ભાંખ્યો તે સઘળો ભેદ હો ॥ ન૦ ॥ સાંભળી ક્રોધાતુર થઈ, ઉપન્યો ચિત્તમાં બહુ ખેદ હો ॥ન૦ ॥ શી૦ ॥૧૧॥ રાણી પ્રતે મહીપતિ કહે, કેણે દુહવ્યા તુમને આજ હો ॥ ન૦ ॥ બહુ મૂલા તમે બેરખા, કેમ કીધા કળાવતી કાજ હો ॥ ન૦ ॥ શી૦ ॥૧૨॥ મેં ન ઘડાવ્યા બેરખા, તસ ખબર નહી મુજ કાંય હો ॥ ન૦ ॥ પૂછી નિરતિ કરો તુમે, સુણી લીલાવતી, તિહાં જાય હો ॥ ન૦ ॥ શી૦ ॥૧૩॥ રાય છાનો ઊભો રહ્યો, તવ પૂછે લીલાવતી તેહ હો ॥ ન૦ ॥ સાચું કહો બાઈ કળાવતી, કેણે દીધા બેરખા એહ હો ॥ ન૦ ॥ શી૦ ॥૧૪॥ હું ઘણી જેહને વાલહી, તેણે મોકલ્યા મુજને એહ હો ॥ ન૦ ॥ રાત દિવસ મુજ સાંભરે, પણ બાઈ ન કહ્યા તેહ હો ॥ ન૦ ॥ શી૦ ॥૧૫॥ રાજા ક્રોધાતુર થયો, સુણી કળાવતી નાં વચન્ન હો ॥ ન૦ ॥ પ્રીતિ પૂરવલા પુરૂષ શું, મૂકયા એ તેણે પ્રચ્છન્ન હો ॥ ન૦ ॥ શી૦ ॥૧૬॥ કોલ દિયો લીલાવતી ભણી, દોય બેરખા સેંતી બાંહ હો ॥ ન૦ ॥ છેદાવી તુજને દીઉં, સુણી પામી પરમ ઉત્સાહ હો ॥ ન૦ ॥ શી૦ ॥૧૭॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( સુણ સુણ રે ગૌતમ, સમય મ કરીશ પ્રમાદ, એ દેશી. )

રાય હુકમ એહવો કરચો જી, ચંડાળને તેણી વાર ॥ કળાવતી કર કાપિને જી, આણી દ્યો એણીવાર ॥ સુણ સુણ રે પ્રાણી, કર્મ તણાં ફળ એહ ॥૧॥ એ આંકણી ॥ જન્માંતર જીવે કિયાં જી, આવે ઉદય સહી તેહ ॥ સુણ સુણ રે પ્રાણી ॥ કર્મ૦ ॥૨॥ સાંભળી અત્યંત થરહરચો જી, ચંડાળીને કહે તેહ ॥ રાય હુકમ રૂડો નહીં જી, મૂકીયે નગરી એહ ॥ સુણ૦ ॥ કર્મ૦ ॥૩॥ પાપિણી કહે તું શું બીહે જી, એ છે માહરૂં કામ ॥ શિર નામી ઊભી રહી જી, રાયે ખડગ દીયો તામ ॥

સુ૦ કર્મ૦ ॥૪॥ રથ જોડી રંડા કહે જી, બેસો બાઈ ઇણુ માંહ ॥ પીયર તુજને મોકલે જી, રાય ધરી બહુ ચાહ ॥સુ૦॥ કર્મ૦॥૫॥ ગળીયલ માફા કેહવા જી, શ્યામ વૃષભ વળી કેમ ॥ પુત્ર રહે નહી રાયને જી, કીધો કારણુ એમ ॥સુ૦॥ કર્મ૦ ॥૬॥ રથ બેસારી રાનમાં જી, ચાલી ઉજડ વાટ ॥ સૂકે વને રથ છોડીયો જી, રાણી પામી ઉચાટ ॥સુ૦॥કર્મ૦॥૭॥ પીયર મારગ એ નહી જી, ચંડાળી કહે તામ॥ રાયે મુજને મોકલી જી, કર કાપણુને કામ ॥સુ૦॥ કર્મ૦ ॥૮॥ જમણો પોતે છેદીયો જી, ડાબો ચંડાળિયે લીધા॥બેરખા સહિત બેહુ કર ગ્રહી જી, આણી રાયને દીધ ॥ સુ૦ ॥કર્મ૦ ॥૯॥ નારી ભ્રાત નામ નિરખતાં જી, મૂર્છાણો તતકાળ ॥ શીતળ વાયે સજ્જ કરચો જી, રોવે તવ મહીપાળ ॥ સુ૦ ॥કર્મ॥૧૦॥ કિસી કુમતિ મુજ ઊપની જી, કીધો સબળ અન્યાય ॥ એ જીવ્યું કોણુ કામનું જી, રાજ રમણી ન સુહાય॥ સુ૦ ॥ કર્મ૦ ॥૧૧॥ચય રચાવી ચંદને જી, બળવાને તિહાં જાય ॥ લોક મળી વારે ઘણું જી, વચન ન માને રાય ॥ સુ૦ ॥ કર્મ૦ ॥૧૨॥

## ॥ ઢાલ ૨ જી ॥

( વામાજીનો કુંઅર લાડણો. એ દેશી. )

કળાવતી ને જે થયો, તે સુણુજો પ્રતિકાર ॥ ભવિ પ્રાણી ॥ કર છેદન વેદન થકી, સુત જનમ્યો તેણિ વાર ॥ ભવિ પ્રાણી॥૧॥ શીયળનો મહિમા જાણીયે, શીયળે સંપત્તિ થાય ॥ ભ૦ ॥ એ આંકણી૦ ॥ વિઘન વિષય દૂરે ટળે, સુર નર પ્રણુમે પાય ॥ ભ૦ ॥શી૦ ॥૨॥ પુત્ર પ્રત્યે કહે પદમિણી, શું કરૂં તાહરી સાર ॥ભ૦॥ માહરી કુખે અવતરચો, તું નિર્ભાગ્ય કુમાર ॥ભ૦॥શી૦॥૩॥ અશુચિ પણુ કેમ ટાળશું, પાળશું એ કેમ બાળ ॥ ભ૦ ॥ શોચ કરે રોવે વળી, વન મ્હોરચો તતકાળ ॥ ભ૦ ॥ શી૦ ॥ ૪ ॥ શિયળે સૂકી નદી વહી, પાણી આવ્યું નજીક ॥ ભ૦ ॥ જાણે કે જળ લેઇ જાયશે, વચ્ચે બેઠી નિર્ભીક ॥ ભ૦ ॥ શી૦ ॥૫॥ આંટો દેઇ ચિહું દિશે, નદી વહી દોય ધાર ॥ ભવિ૦ ॥ બોળે બાંહ નીચી કરી, જળમાંહે તેણી વાર ॥ ભ૦ ॥ શી૦ ॥૬॥ નવપલ્લવ નવલી થઈ, બેરખા સેંતી બાંહ ॥ભ૦॥ બીજી પણુ તિમહિજ થઇ, પામી પરમ ઉત્સાહ ॥ભ૦ ॥ શી૦॥૭॥ અચરિજ દેખી આવિયો, તાપસ એક તેણી વાર ॥ ભ૦ ॥ જનકનો મિત્ર જાણી કરી, બોલાવે સુ વિચાર ॥ ભ૦ ॥ શી૦ ॥૮॥ રે પુત્રી ! તાપસ કહે, એકલી અટવી મઝાર ॥ભ૦॥ કેમ આવી મુજને કહે, તવ

ભાંખ્યો સઘળો વિચાર ॥ ભ૦ ॥ શી૦ ॥ ૯ ॥ કોપ્યો તાપસ એમ કહે, રાજને કરૂં ઉતપાત ॥ ભ૦ ॥ કળાવતી તવ વીનવે, કોપ મ-કરો મુજ તાત ॥ ભ૦ ॥ શી૦ ॥૧૦॥ તાપસે તિહાં વિદ્યા બળે, અવલ રચ્યો આવાસ ॥ ભ૦ ॥ કળાવતી સુતશું તિહાં, અહોનિશ રહે ઉલ્લાસ ॥ ભ૦ ॥ શી૦ ॥૧૧॥ કઠિયારા તેણે અવસરે, દેખી એહ વિચાર ॥ ભ૦ ॥ દોડયા દેવા વધામણી, રાજા ને તેણી વાર ॥ ભ૦ ॥શી૦॥૧૨॥ મંત્રી અરજ કરે તિસે, સુણો રાજન સુકુમાળ ॥ભ૦ ॥ અવધિ દીયો એક માસની, ખબર કરૂં તતકાળ ॥ ભ૦ ॥ શી૦ ॥૧૩॥ એમ કહી શોધ કરણ ચલે, એહવે આવ્યા કઠિયાર ॥ભ૦॥ રાણીની વિગત કહી સવે, હરખ્યો ચિત્ત મઝાર ॥ ભ૦ ॥ શી૦ ॥૧૪॥સૂકું વન સવિ મોરિયું, સૂકી નદી વહે પૂર ॥ ભ૦ ॥ રાણીયે સુત તિહાં જનમિયો, કર ઊગ્યા સસનુર ॥ ભ૦ ॥ શી૦ ॥૧૫॥ રાજાએ જઇ વીનવ્યો, પામ્યો હરખ વિશાળ ॥ ભ૦ ॥ રાણીને તે-ડવા મોકલ્યો, મંત્રીને તતકાળ ॥ ભ૦ ॥ શી૦ ॥૧૬॥ રાય રાણી મન રંગશું, આવ્યાં નગર મઝાર ॥ ભ૦ ॥ ઉચ્છવ રંગ વધામણાં, હુવો તે જય જયકાર ॥ ભ૦ ॥ શી૦ ॥ ૧૭ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

( આદર જીવ ક્ષમા ગુણ આદર. એ દેશી. )

એક દિન રાય રાણી મન રંગે, વનમાં ખેલણ જાવે જી ॥ તવ તિહાં સાધુ ધર્મ ધુરંધર, તેહનો દરશણ પાવે જી ॥૧॥ ભવિયણ ધર્મ કરો મન શુદ્ધે, ધરમે સંપત્તિ થાય જી ॥ એ આંકણી, ॥ ધરમે મનવંછિત સવિ હોવે, ધર્મે પાપ પલાય જી ॥ ભ૦ ॥ ૨ ॥ પય પ્રણમી સાધુને પૂછે, ભગવંત મુજને ભાંખો જી ॥ રાણી કર છેદ્યા કિણ કારણ, તેહનો ઉત્તર દાખો જી ॥ ભ૦ ॥ ૩ ॥ સાધુ જ્ઞાની એણીપરે બોલે, મહાવિદેહ માં રહેતાં જી ॥ માહેંદ્રપુરી નયરી નૃપ વિક્રમ, લીલાવતી વિલસંતાં જી ॥ભ૦॥૪॥ પુત્રી પ્રસવી રૂપ અનો-પમ, સુલોચના ગુણ ખાણી જી ॥ વિદ્યાવંત વિદેશી સૂડો, વદતો અમૃત વાણી જી ॥ ભ૦ ॥૫॥ સુલોચના સોવન પિંજરમાં, સૂડો ઘાલી રાખે જી ॥ ગાહા ગૂઢા નવલા ગાવે, મનોહર મેવા ચાખે જી ॥ભ૦॥૬॥ મનમાં કીર વિમાસે એહવું, પિંજર બંધન રહેવા જી ॥ આશ પ-રાઈ કરવી અહોનિશ, પરવશ સુખ ન લહેવો જી ॥ ભ૦ ॥ ૭ ॥ એક દિન પિંજર બાર ઉઘડિયો, પોપટ તવ નીકળીયો જી ॥ વન-

માં તરૂ શાખાયે બેઠો, મનવંછિત સવિ ફળિયો જી ॥ ભ૦ ॥૮॥ સુલોચના સૂડા ને વિરહે, તતક્ષણ મૂર્છિત થાવે જી ॥ રાજા પાસ નખાવી સૂડો, બંધાવીને લાવે જી ॥ ભ૦ ॥ ૯ ॥ રીસાણી સૂડાશું કુમરી, પાંખો બેહુ તસ છેદે જી ॥ સૂડો પણ તનું મોહ તજીને ભૂખ તૃષા બહુ વેદે જી ॥ ભ૦ ॥૧૦॥ શુભ પરિણામે સૂડો ચવિને, સુરલોકે સુર થાવે જી ॥ કુમરી તસ વિરહે તનુ તજીને, દેવાંગ ના પદ પાવે જી ॥ ભ૦ ॥ ૧૧ ॥ સુરલોકે સુર સુખ વિલસી ને, ઇહાં કણે રાજા હુવો જી ॥ દેવી પણ તે ત્યાંથી ચવીને, હુઇ કળાવતી જુઓ જી ॥ ભ૦ ॥ ૧૨ ॥ પૂરવ વૈર ઇહાં તુજ પ્રગટ્યો, તિણ કાર ણ કર છેદ્યા જી ॥ જન્માંતર કીધાં જે જીવે, નવિ છુટે વિણ વેદ્યાં જી ॥ ભ૦ ॥ ૧૩ ॥ રાજા રાણી સુણીને તતક્ષણ, જાતિસમરણ જ્ઞાને જી ॥ પૂરવ ભવ સંપૂરણ પેખે, તહત્તિ કરીને માને જી ॥ભ૦॥૧૪॥ કર્મ તણી ગતિ બિરૂઇ જાણી, વૈરાગે મન ભીનો જી ॥ રાજા રાણી નિર્મળ ભાવે, સંયમ મારગ લીનો જી ॥ ભ૦ ॥૧૫॥ તપ બળ ધ્યાન શુકળ આરાધી, ભવબંધન સવિ છોડ્યાં જી ॥ રાજા રાણી કેવળ પામી, શિવરમણી સુખ જોડ્યાં જી ॥ ભવિ૦ ॥ ૧૬ ॥

॥ કળશ ॥ ઇમ દુરિત ખંડણ, શીયળ મંડણ, આરાધી શિવપદ લહ્યો ॥ સંવત અઢાર પાંત્રીશ શ્રાવણ, શકલ પંચમી દિન કહ્યો ॥ લોંકા ઋષિ શ્રી કરમશી તસ, શિષ્ય રંગે ઉચ્ચરે ॥ ભુજનગર ભાવે રહી ચોમાસુ, માનસિંહ જય જય વરે ॥ ૧ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી ઝાંઝરીયા મુનીનું ચોઢાલીયું.

## ॥ ઢાલ ૧ લી. ॥

( સુણ બહેની પિયુડો પરદેશી. એ દેશી. )

સરસ્વતી ચરણે શીશ નમાવી, પ્રણમી સદગુરૂ પાયા રે ॥ ઝાંઝરિયા ઋષિના ગુણ ગાતાં, ઉલટ અંગ સવાયા રે ॥ ભવિ જન વંદો મુનિ ઝાંઝરીયો ॥૧॥ એ આંકણી ॥ સંસાર સમુદ્ર જે તરીયો રે ॥ શીયળ સન્નાહ પહેરી મન શુદ્ધે, શિયળ રયણે કરી ભરિયો રે ॥ ભ૦ ॥૨॥ પઇઠાણપુરે મકરધ્વજ રાજા, મદનસેના તસ રાણી રે ॥ સુત મદનબ્રહ્મ બાલૂડો, કીર્તિ જાસ કહેવાણી રે ॥ ભ૦ ॥૩॥ બત્રીશ નારી સુકોમળ પરણ્યો, ભરજોવન રસ લીનો રે ॥ ઇંદ્ર-

મહોત્સવે ઉદ્યાને પહોત્યો, મુનિ દેખી મન ભીનો રે ॥ ભ૦ ॥ ૪ ॥ ચરણકમળ પ્રણમી સાધુના, વિનય કરી ને બેઠો રે ॥ દેશના ધર્મની દે સાધુજી, વૈરાગે મન પેઠો રે ॥ ભ૦ ॥૫॥ માત પિતાની અનુમતિ માગી, સંસાર સુખ સવિ છંડી રે ॥ સંયમ મારગ સુધો લીધો, મિથ્યામતિ સવિ છંડી રે॥ ભ૦ ॥૬॥ એકલડો વસુધા તળ વિચરે, તપ તેજે કરી જીપે રે ॥ જોવન વય જોગીસર બળિયો, કર્મ કટકને જીપે રે ॥ ભ૦ ॥ ૭ ॥ શીયળ સન્નાહ પહેરી જેણે સબળી, સુમતિ ગુપ્તિ ચિત્ત ધરતો રે ॥ આપ તરે ને પરને તારે, દરિસણે દુર્ગતિ હરતો રે ॥ ભ૦ ॥ ૮ ॥ ત્રંબાવટી નગરી મુનિપ હોત્યો, ઉગ્રવિહાર કરંતો રે ॥ મધ્યાને ગોચરી સંચરતો, નગરીમાં મુનિ ભમતો ॥ રે ॥ભ૦॥૯॥

## ॥ ઢાલ ૨ જી ॥

( આધા આમ પધારો પૂજ્ય, અમ ઘર વોહરણ વેળા. એ દેશી. )

એણે અવસર તરૂણી તાતરણી, ગોરડી ગોખે બેઠી ॥ નિજ પતિ ચાલ્યો છે પરદેશે, વિષય સમુદ્રમાં પેઠી વિરૂઈ મદન ચઢાઇ રાજ, જેણે તેણે જીતી ન જાવે ॥૧॥ એ આંકણી. ॥ શોળ શૃંગાર સજી સા સુંદરી, ભરજોવન મદમાતી ॥ ચપળ નયન ચિહું દિશિ ફેરવતી, વિષ્યા રસ રંગ રાતી ॥ વિરૂ૦ ॥૨॥ ચાચરે ચોવટે ચિહું દિશિ જોતાં, આવંતો ઋષિ દીઠો ॥ મલપંતો ને મોહનગારો, મનશું લાગ્યો મીઠો ॥ વિ૦ ॥૩॥ રાજકુમર કોઈક છે રૂડો, રૂપે અનોપમ દીશે ॥ જોવન વય મલપતો જોગીસર, તે દેખી ચિત્ત હીસે ॥ વિ૦ ॥૪॥ તવ દાસી ખાસી તેડાવી, લાવો એહને બોલાવી ॥ શેઠાણીનાં વયણ સુણીને, દાસી તેડણ આવી ॥ વિ૦ ॥૫॥ એણે ઘરે આવોને સાધુ જી, વોહરણ કાજે વેળા ॥ ભોળે ભાવે મુનિવર આવે, શું જાણે મન મેલા ॥ વિ૦ ॥૬॥ થાળ ભરી મોદક મીઠાઈ, મુનિવર ને કહે વોહરો ॥ મેલાં કપડાં ઊતારી ને, આછા વાઘા પહેરો ॥ વિ૦ ॥૭॥ આ મંદિર માળિયાં મ્હોટાં, શુંદર સેજ બિછાઈ॥ ચતુર નારી મુજ સાથે મુનિવર, સુખ વિલસો લય લાઈ ॥ વિ૦ ॥ ૮ ॥ વિરહ અગ્નીયે કરી હું દાઝી, પરમ સુધારસ સીંચો ॥ મ્હારાં વયણ સુણિને મુનિવર, વાત આઘી મત ખીંચો ॥ વિ૦ ॥૯॥ વિષય વયણ સુણી વનિતાનાં, સમતા રસમાં બોલે ॥ ચંદનથી પણ શીતળ વાણી, મુનિ અંતરથી ખોલે॥ વિ૦ ॥૧૦॥ તું બાળક દીસે છે ભોળી, બોલંતાં નવિ લાજે ॥ ઉત્તમ કુળમાં જેહ ઊપન્યા, તેહને એ નવિ છાજે ॥ વિ૦ ॥ ૧૧ ॥ એ

આચાર નહી અમ કુળમાં, કુળ દૂષણ કેમ દીજે ॥ નિજ કુળ આચારે ચાલીજે, તો જગમાં જસ લીજે ॥ વિ૦ ॥ ૧૨ ॥ વાત અછે જગમાં બે મ્હોટી, જારી ને એક ચોરી ॥ એણે ભવ અપજશ બહુ પામે, પરભવ દુઃખ અઘોરી ॥ વિ૦ ॥ ૧૩ ॥ શિયળ ચિંતામણી સરિખું છંડી, વિષયા રસ કોણ રીઝે ॥ વર્ષાકાળે મંદિર પામી, ઉઘાડો કોણ ભીંજે ॥ વિ૦ ॥૧૪॥ મન વચન કાયાયે કરીને, વ્રત લીધું નવિ ખંડુ ॥ ધ્રુઅ તણી પરે અવિચળ પાળું, અમે ઘરવાસ ન મંડુ ॥વિ૦॥૧૫॥

## ॥ ઢાલ ૩ જી ॥

### ( વિંછીયાની દેશી. )

હાં રે લાલ શીખ સાધુની અવગુણી, જાણે વહી ગઈ ઘડનાળ રે લાલ ॥ કામવશે થઈ આંધળી, કરે સાધુ તણી તે આળ રે લાલ ॥ મુનિ પાયે ઝાંઝર રણઝણે ॥ ૧ ॥ એ આંકણી ॥ આવી પેહું સાધુને પાય રે લાલ ॥ વેલ તણી પરે સુંદરી, વળગે સાધુને બાંહ રે લાલ ॥ ॥ મુ૦ ॥ ૨ ॥ હાં રે લાલ જોર કરી જોરાવરે, નિકળ્યો તિહાંથી મુનિરાય રે ॥ લાલ ॥ તવ પોકાર પૂંઠે સુણ્યો, ધાઓ એણે કીધો અન્યાય રે લાલ ॥મુ૦॥ ૩ ॥ હાં રે લાલ તિહાંથી મુનિવર ચાલીયો, પાયે ઝાંઝરનો ઝમકાર રે લાલ ॥ લોક બહુ નિંદા કરે, માઠો છે એ અણગાર રે લાલ ॥ મુ૦ ॥૪॥ હાં રે લાલ ચોબારે બેઠો રાજવી, નજરે જોવે અવદાત રે લાલ ॥ દીધો દેશવટો નારીને, મુનિ જશ તણી થઈ વાત રે લાલ ॥ મુ૦ ॥૫॥ હાં રે લાલ તિહાંથી મુનિવર ચાલીયા, આવ્યા કંચનપુર ગામ રે લાલ ॥ રાજા રાણી બે પ્રેમશું, બેઠા ગોખે આરામ રે લાલ ॥ મુ૦ ॥ ૬ ॥ હાં રે લાલ રાણી મુનિવર દેખીને, આંસૂડે વૂઠી ધાર રે લાલ ॥ રાજા દેખી મન કોપિયો, સહી એહનો પૂરવ જાર રે લાલ ॥ મુ૦ ॥ ૭ ॥ હાં રે લાલ રાજા ગયો રયવાડી યે, તેડાવ્યો ઋષિને ત્યાંહિ રે લાલ ॥ ખાડ ખણી ઊંડી ઘણી, બેસાડ્યો ઋષિને માંહિ રે લાલ ॥ મુ૦ ॥ ૮ ॥

## ॥ ઢાલ ૪ થી. ॥

### ( દેવ તણી ઋદ્ધિ ભોગવી આવ્યો. એદેશી. )

અણુસણ ખામણ કરે મુનિ તિહાં કણે,સમતા સાયરમાં ઝીલે ॥ ચોરાશી જીવાયોની ખમાવે, પાપ કર્મને પીલે રે ॥ મુનિવર તું મોરે મન વસિયો ॥ ૧ ॥ એ આંકણી ॥ ઉદય આવ્યાં નિજ કર્મ આળોઈ,

ધ્યાન જિનેશ્વર ધ્યાવે ॥ ખડગ હણુંતાં કેવળ પામી, અવિચળ ઠામે જાવે રે ॥ મુ૦ ॥ ૨ ॥ શરીર સાધુનું અસિયે હણ્યાથી, હાહાકાર ત્યાં પડિયો ॥ ઓઘો વસ્ત્ર લોહીએ રંગાણું, અતિ અન્યાય રાયે કરીયો રે ॥ મુ૦ ॥ ૩ ॥ સમળિ ઓઘો લેઈ ઊડંતી, રાણી આગળ પડિયો ॥ બંધવ કેરો ઓઘો દેખીને, હૃદયકમળ થરહરીયો રે ॥મુ૦ ॥ ૪ ॥ અતિ અન્યાય જાણીને રાણી, અણુસણુ પોતે લીધો ॥ પરમારથ જાણ્યો રાજાએ, હા હા એ શું મેં કીધો રે ॥ મુ૦ ॥ ૫ ॥ ઋષિ હત્યાનું પાતક લાધ્યું, તે કેમ છૂટયું જાવે ॥ આંસૂડાં નાંખંતો રાજા, મુની કલેવર ખમાવેરે ॥ મુ૦ ॥ ૬ ॥ ગદગદસ્વરે રોવંતો રાજા, મુનિ વર આગળ બેઠો ॥ માન મેલીને ખમાવે રે ભૂપતિ, સમતા સાયરમાં પેઠો રે ॥ મુ૦ ॥ ૭ ॥ ફરી ફરી ઉઠીને પાયેજ લાગે, આંસૂડે પાપ પખાળે ॥ ભૂપતિ ઉગ્ર ભાવના ભાવતો, કર્મ પડળ સવિ ટાળે રે ॥ મુ૦ ॥ ૮ ॥ કેવળજ્ઞાન લહ્યું રાજા એ, ભવો ભવ વૈર ખમાવે ॥ ઝાંઝરિયા ઋષિના ગુણ ગાતાં, પાપ કરમને સમાવે રે ॥ મુ૦ ॥૯॥ સંવત સત્તર છપ્પન કેરા, આષાઢ શુદ બીજ સોહે ॥ સોમવારે સજ્ઝાય એ કીધી, સાંભળતાં મન મોહે રે ॥ મુ૦ ॥૧૦॥ શ્રી પૂનમગચ્છ ગુરૂ વિરાજે, મહિમા પ્રભુ સુરિંદા ॥ ભાવરત્ન સુ શિષ્ય એમ પભણે, સાંભળજો સહુ વૃંદા રે ॥ મુ૦ ॥ ૧૧ ॥

---

## अथ श्री भरत बाहुबलनो सलोको.

પ્રથમ પ્રણમું માતા બ્રહ્માણી, તૂઠી આપેજે અવિચળ વાણી ॥ ભરત બાહુબળ ભાઇ સજોડે, કહીશું સલોકો મન ને કોડે ॥ ૧ ॥ નાભી રાજાને કૂળે નગીનો, પ્રથમ તીર્થંકર ઋષભ ઉપન્યો ॥ સો પુત્ર તેહના સમરથ જાણું, ભરત બાહુબળ ભલા વખાણું ॥ ૨ ॥ આયુધ શાળાયે ચક્ર ઉપન્યું, મન તે હરખિયું ભરત ભૂપનું ॥ ચક્ર પૂજી ને કરી ચઢાઇ, દીધા ડેરા જંગલમાં જાઇ ॥ ૩ ॥ સેના લઇને સબળ દીવાજે, વિવિધ જાત તિહાં રણતૂર વાજે ॥ ચક્ર અતુલ બળ આકાશે હાલે, ભરત સૈન્ય શું પૂંઠે તે ચાલે ॥૪॥ પૂરવ આદિને ઉત્તર અંતે, આણ મનાવી ચક્રી બળવંતે ॥ સાધ્યા ષટ ખંડ કમળા અપાર, વરસ તે વોળ્યાં સાઠ હજાર ॥૫॥ ગંગા સિંધુને સાધી સરિતા, પછી મલેછના દેશ તે જીત્યા ॥ સેના લેઇને ભરત સધાવ્યા, સાધી ષટ ખંડ અયોધ્યાયે આવ્યા ॥ ૬ ॥ નગરીના લોક સામા તે આવે,

મોતીય થાળી ભરીને વધાવે ા વાજે વાજિંત્ર ભુંગળ ભેરી, શેરિયે ફુલડાં નાંખે છે વેરી ા૭ા યાચક જન તો કીરતિ બોલે, કોઇ ન આવે શ્રી ભરત ને તોલે ા દિન દિન દોલત વાધે સવાઇ, બીજાની નહિ તેવી અધિકાઈ ા ૮ ા અનુક્રમે કીધો નગર પ્રવેશ, ચક્રને ઓચ્છવ માંડયો નરેશ ા ચક્ર તે રહ્યું આકાશે ભમે, આયુધ શાળાયે આવે નહી કિમે ા૯ા સહુ મળીને મનમાં વિમાસે, શા માટે રહ્યું ચક્ર આકાશે ા સુણો સાહિબ કહે સેનાની, ભાઈ તુમારો એક ગુમાની ા૧૦ા બાહુબળ નામે મહાબળ ધારી, તેહ ન માને આણ તુમારી ા હઠ માંડીને રહ્યો હઠીલો, છત્રપતિ છોગાળો છેલ છબીલો ા ૧૧ ા અવળો એ મહા અભિમાની, સેવા કીધી છે સાધુની સમાની ા અજિત અતુલ બળ તેણે તે બળિયો, જાલમ જોદ્ધો ને સંગ્રામે કળીયો ા ૧૨ ા અનમી તે તેહની આણ ન માને, પરાક્રમે પૂરો તે પ્રજાને પાળે ા એહવી તે સુણી વાત અદ્‌ભુત, લેખ લખીને મોકલ્યો દૂત ા૧૩ા દૂત તેહવે ભરત આદેશે, વેગે તે પહોત્યો બાહુબળ દેશે ા કાગળ આપીને કહે કરજોડી, વેગે તેડયા છે ચાલો તેણે દોડી ા ૧૪ ા કાગળ વાંચીને ચઢયો તે ક્રોધ, દૂત પ્રત્યે કહે વચન વિરોધ ા કોણ ભરત જે તેણે છે અમને, નથી ઓળખતો પૂછું છું તમને ા ૧૫ ા દુત કહે છે ભાઇ તુમારો, ભરત ચક્રવર્ત્તિ સાહેબ હમારો ા આયુધશાળાયે ચક્ર ન આવે, તેણે કરીને તમને બોલાવે ા ૧૬ ા કરી અસવારી વેગે સધાવો, તિહાં આવીને શીશ નમાવો ા નાવો તો કરો યુદ્ધ સજાઇ, માંહો માંહે મળી સમજો એ ભાઇ ા ૧૭ ા ભરત ચક્રવર્ત્તિ ષટખંડ ભોગી, અભિમાન સહુનાં રહ્યો આરોગી ા તેહ આગળ શું ગજું તમારૂં, તે માટે કહ્યું માનો અમારૂં ા૧૮ા ઈમ નિસુણી ને બાહુબળ જંપે, મુજ આગેં તો ત્રિભુવન કંપે ા ચડયો ક્રોધને દંતજ કરડે, હોઠ કરડે ને મૂછજ મરડે ા૧૯ા એહવો તે કોણ પૃથ્વી મઝાર, જેહ તડોવડી કરે હમારી ા કહે બાહુબળ ચઢાવી રીશ, કરૂં યુદ્ધ પણ ન નામું શીશ ા ૨૦ા વેગો ખીજીને દૂત તે વળીઓ, અનુક્રમે ભરતને આવી તે મળીઓ ા ભરતને જઈ દૂત તે ભાંખે, આણ ન માને કટકાઇ પાંખે ા૨૧ા સુણી વાત ને માની તે સાચી, ચઢાઇ કરવાને ભેરી તે વાજી ા હાથી ઘોડા ને રથ નીશાણ, લાખ ચોરાશી તેહનું પરિમાણ ા ૨૨ ા રથને લેઈ શસ્ત્ર તે ભરિયાં, ધવળા ઘોરીડા ધિંગ જોતરિયા ા સાથે છન્નુ કોડ પાળા

પરવરીયા, નેજા પચરંગી દશકોડ ધરિયા ॥ ૨૩ ॥ પૂરા પાંચ લાખ દીવી ધરનાર, મહીપતિ મુગટાળા બત્રીશ હજાર ॥ શેષ તુરંગ માં કોડ અઢાર, સાથે વ્યાપારી સંખ્ય ન પાર ॥ ૨૪ ॥ સવા કોડ તે સાથે પરધાન ॥ મ્હોટી નાળનું તેરલાખ માન ॥ સાથે રસોઇઆ સહસ બત્રીશ, લશકર લઇને ભરત ચક્રીશ ॥૨૫॥ લશકર લઇને ચક્રવર્તિ ચઢીયો, સાહમો આવીને બાહુબળ અડિયો ॥ તેના કટકનો પાર ન જાણું, યમ રૂપી તે યોદ્ધા વખાણું ॥ ૨૬ ॥ નીશાણે ઘાવ દેઈ પરવરીયો, સૈન્ય લેઇને સાહમો ઊતરિયો ॥ કહે બાહુબળ ભરતને જઈ, તાહરી તો શુદ્ધિ શા માટે ગઈ ॥ ૨૭ ॥ સગા ભાઇશું એમ ન કીજે, ઋદ્ધિ પામીને છેહ ન દીજે ॥ જાતે દહાડે તું જોને વિમાશી, પર પોતાનો ન હોવે સહવાસી ॥ ૨૮ ॥ અંગ વિના તે ઢાંગ ન વાજે,ભાડુતે રાખી ભીડ ન ભાંજે ॥ ઘેર નવશે પુત્ર પીયારે, સુખ ન લહીયે ભુત હિયારે ॥ ૨૯ ॥ તેં તો અવગણ્યા ભાઈ અઠ્ઠાણું,યતિ થયા છે તજી તે આણું ॥ તાતે લોભીયો તુજને વિચારી, તેણે તે લીધું સંયમ ભારી ॥ ૩૦ ॥ ત્હારે પાપે તે નાસીને છૂટયા, ઘણું અઘટતું કીધું તે જૂઠા ॥ કરતુક ત્હારાં કહેતાં હું લાજું, મુજ વડે તું ષટખંડ ગાજું ॥૩૧॥ તુજને જોઊં નજરે જો ફેરી, વાર ન લાગે નાંખતાં વેરી ॥ ફુલ દડો લઇ કોમળ હાથે, વઢવું સોંહેલું ચુડાળી સાથે ॥ ૩૨ ॥ એ નહી એહવા છાકમ છોળા, ચાહે ચિત્તથી ભૂલ મ ભોળા ॥ હાક મારૂં તો પર્વત ફાટે, લાજ રાખું છું બંધવ માટે ॥૩૩॥ ટચલી આંગળીયે મેરૂને તોળું,ત્હારૂં કટક લઇ સમુદ્રમાં બોળું ॥ પણ રાખુ છું લાજ પિતાની, વાત વળી કહું બાળપણાની ॥ ૩૪ ॥ ગગને ઉછાળ્યો ગિંદુક રીતે, પાછો પડતો તું ધરચો મેં પ્રીતે ॥ ચરણે ઝાલીને ફેરવ્યો તુજને, પવને જિમ ફરે હેઊળ ધ્વજની ॥૩૫॥ વળી ફેરવ્યો પાવક વનમેં, જિમ નળરાજા ને જૂવટે જગમેં ॥ બાળપણાં ને રૂડાં સંભારી, ગર્વ તે કરજો પછી વિચારી ॥ ૩૬ ॥ ભરત સાંભળ જે સાચું હું ભાખું, હવે કેહની લાજ ન રાખું ॥ બળાપણાની રમત નાઠી, હવે બાંધી છે બાકરી કાઠી ॥૩૭॥ એમ કહીને રણવટ રસીયો, ધનુષ લઇને સાહમો તે ધસીયો ॥ ઉમટયો ધૂમાડો પ્રગટી ઝાળ, બાહુબળે તિહાં ઝાલી કરવાળ ॥ ૩૮ ॥ બાંધી હથીયાર સાહમો તે આવ્યો, પ્રથમ દુંકારે ભરત બોલાવ્યો ॥ કાંઈ હણાવે સુભટ નીઘાટા, આપણે કીજે યુદ્ધ બે કાટા ॥ ૩૯ ॥

કોઇ બીજાનુ ઈહાં નહીં કામ, ફોકટ બીજાનાં ફોડો કાં ઠામ ॥ ચઢાંચે આપણે અવધજ રાખી, સુર નર કોટી કરચા તિહાં રાખી ॥ ૪૦ ॥ બેહુને શરીરે રહ્યા બેહુ પાસા, તિહાં સુર નર જોવે તમાસા ॥ ભરત બાહુબળ અધિક દીવાજે, બેહુને શિર છત્ર મુકુટ બિરાજે ॥ ૪૧ ॥ ભરત બાહુબળ સામા બે ભાઇ, શશિ રવિ સરિખા રહે થિર થાઇ ॥ નિરખી સુર નર રહે સહુ અળગા, દ્રષ્ટિ યુદ્ધ માં પ્રથમજ વળગ્યા ॥ ૪૨ ॥ નયણા શું નયણાં મેળીને જુએ, ભરત ની આંખે આંસૂ તે ચુએ ॥ જિમ ભાદરવે જળધર ધારા, જાણે કે ત્રુટચા મોતીના હારા ॥ ૪૩ ॥ હારચો ભરત ને બાહુબળ જીત્યો, ત્રિભુવન માંહે થયો વદીતો ॥ બોલે બાહુબળ બંધવ પ્રીતે, બીજું યુદ્ધ કીજે શાસ્ત્રની રીતે ॥ ૪૪ ॥ નરહરિ નાદ ભરતે તિહાં કીધો, શબ્દ તે સુધળે થયો પ્રસિદ્ધો ॥ રણની ભૂમી લગે રહ્યો તે ગાજી, ગયવર ગહગહ્યા હણહણ્યા વાજી ॥ ૪૫ ॥ ગડ ગઠ ગાજે બાહુબળ વેગે, હરિનાદ તેણે કીધો તિહાં તેગે ॥ દશો દિશ પૂરી નાદ ને છંદે, ત્રિભુવન કંપે તેહને છંદે ॥ ૪૬ ॥ સમુદ્ર જળ હલ કલ્લોલે ચઢીયાં, જાણે ત્રિભુવન એકઠા મળિયા ॥ હાથી હળહળિયા હયવર હણહણિયા, નાદ સુણીને સુર નર રણજણીયા ॥ ૪૭ ॥ ભીમ ભુવન થયું તે જ્યારે, ભરત વિમાસે મન માંહે ત્યારે ॥ એહ અતુલી બળ મહાબળ પુરો, એહ સમો વડ બીજો નહી શુરો ॥ ૪૮ ॥ જાતે દહાડે દેશવટો દેશે, ઋદ્ધિ અમારી ભલાળી લેશે ॥ ભરત ને મોઢે ઢળી તિહાં શાઇ, બોલે બાહુબળ સાંભળો ભાઈ ॥ ૪૯ ॥ ભુજા યુદ્ધ કીજે હવે ભારી, અમે નમાવું બાંહ તુમારી ॥ એમ સુણી ને ભરત ભુનાથ, વેગે પસાચો પોતાનો હાથ ॥ ૫૦ ॥ બાહુ બળવંતો ભુજબળ બાંહ, ષટ ખંડ પૃથવી ઝાલે ઉચ્છાહ ॥ કમળ તણી પરે બાહુબળ વાળે, તસ ભુજન વળ્યો ભરત ભુપાળે ॥ ૫૧ ॥ વારૂ હૈયા માંહે મત રાખો બાકી, ચોથું મુષ્ટિયુદ્ધ કીજે હવે તાકી ॥ મોહોકમ મુઠી તવ ભરતે ઉપાડી, બાહુબળ માથે દીધી પછાડી ॥ ૫૨ ॥ મૂઠીને મારે શિથીલ થયું અંગ, ભરત ના મનમાં વાધ્યો ઉછરંગ ॥ બાહુબળે મન સાથે વિચારી, મૂઠી ઉપાડી હૈયામાં મારી ॥ ૫૩ ॥ મૂઠી ને મારે ભરત લથડીયો, ભમરી ખાઈને ભૂંયે તે પડિયો ॥ ચઢીરીશ ને મૂઠ ચમ ચમે, જેમ દુહવાણો વિષધર ધમધમે ॥ ૫૪ ॥ ઠામે થઇ ભરતે હાથ ઉપાડયો, મારી મૂઠ ને ભૂયે તે પાડયો ॥ ઢીંચણ લગે ઘાલ્યો ધરતિ માંહિ,

જાણે આરોપ્યો ખીલો જગ માંહિ ॥ ૫૫ ॥ સુર ને ઉઠચો તે આપ સાંભાળી. ભરત ને રીસે માચો' દંડ ઉલાળી ॥ થાલ્યો ધરતી માં કંઠ પ્રમાણ, કાયર કંપે ને પડયું ભંગાણ ॥ ૫૬ ॥ ચક્રીનું સૈન્ય થયું તે ઝાંખું, ભરત વિમાસે ભાગ્ય છે વાંકું ॥ બાહુબળ કટકે વાજીંત્ર વાજે, વીતશોકા થઇ સુભટ વીરાજે ॥ ૫૭ ॥ અઠચો ભરત તે ધરા ધંધોળી, ક્રોધે તે રહ્યો ચક્રને તોળી ॥ ભરતે ચક્ર ને આગના આપી, બાહુબળ માથું તું લાવજે કાપી ॥ ૫૮ ॥ બાહુબળ મનમાં એમ વિમાશે, ધીગ બોલીને પછી વિમાસે ॥ કુખે કાં આવ્યો ભરત એ પાપી, ન્યાયની રીત તો નાંખી ઊથાપી ॥ ૫૯ ॥ મૂઠી તોળીને રહ્યો તે જેહવે, જળહળ ચક્ર પણ આવ્યું તેહવે ॥ વેગે વળિયું તે વાંદીને પાય, ગોત્રમેં ચક્ર ન ચાલે ક્યાંય ॥ ૬૦ ॥ ચઢયુ કલંગ ચિંતે ઈમ ચક્રી, મુજથી ન્હાનો પણ મ્હોટો એ ચક્રી ॥ ભરત રહ્યો હવે હાથ ખંખેરી, એહની મુઠીની ગત અનેરી ॥ ૬૧ ॥ દીન હીણો તે ભરત ને જાણી, બાહુબાળ બોલે તે એહવી વાણી ॥ ભરત ન મારૂં ભાઈ સલુણો, માનવ માથું તે કોઈમ ધુણો ॥ ૬૨ ॥ મુઠીનો મનમા આણી આલોચ, મસ્તક લઇ કીધો તે લોચ ॥ બાહુબળ થયો તે સાધુ વૈરાગી, સુર નર પૂજે પાય તે લાગી ॥ ૬૩ ॥ દેવ દુંદુભી વાજી આકાશે, ફુલની વૃષ્ટિ થઇ ચિહું પાસે ॥ મનથી મ્હેલી વિષય વિકાર, ધન ધન જંપે સુર નર નાર ॥ ૬૪ ॥ કર્મ ખપાવી કેવળ પામું, લઘુ ભાઇને શીશ ન નામું ॥ કાઉસ્સગ્ગ કરી કર્મ ખપાવી નિકંદુ, પછી જઈને જિનવર વંદુ ॥ ૬૫ ॥ એમ ધારી મનમાં કાઉસ્સગ્ગે રહે, વ ર્ષાકાળે તે કર્મને દહે ॥ કુંજર ચઢી કેવળ કેમ લહિયે, બ્હેન ને વચને બૂઝયો તે હૈયે ॥ ૬૬ ॥ પગ ઉપાડયો કેવળ પામ્યું, જઇને જિનવર ને મસ્તક નામ્યું ॥ ભાઇ નવાણું એકઠા મળિયા ॥ મનના મનોરથ સઘળા તે ફળિયા ॥ ૬૭ ॥ એક વર્ષ લગેં કાઉસ્સગ્ગ રહ્યા, વાચા પાળીને મુગતેં તે ગયા ॥ ઉદયરતન કહે વચન વિલાસ, બાહુબળ નામે લીલ વિલાસ ॥ ૬૮ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રી દશ શ્રાવકની સજ્ઝાય.

( સાહેબા મોતીડો હમારો. એ દેશી. )

સયળ ઉપાસક માં શિરદારા, સુત્ર ઉપાસક મધ્ય વિચારા ॥ નામ સ્તવન મુજ લાગત પ્યારા, તિણે થુણશું દશ સમકિત ધારા ॥ સાહિબા

દશ શ્રાવક એહા, મોહનાં ગુણ ગેહા ॥ ૧ ॥ એ આંકણી ॥ ગાથાપતિ આણંદ વિચારી, ચઉ ગોકુળ શિવાનંદા નારી ॥ દ્વાદશ કોડી હિરણ્ય ધનવંતા, અવધિનાણ કહે ભગવંતા ॥ સા૦ ॥ ૨ ॥ કામદેવ શુભ ભદ્રા નાર, ષટ ગોકુળ ધન કોડી અઢાર ॥ ગોકુળ આઠ સુ શામા જોડી, ચુલણિપિયા ધન ચોવીશ કોડી ॥ સા૦ ॥ ૩ ॥ સૂરાદેવ વનિતા જશ ધન્ના, ચુલ્લશતક બહુળા એક મન્ના ॥ કુંડકોળિક પુંસા સમધર્મે, એ ત્રણ્ય શ્રાવકને અનુક્રમે ॥ સા૦ ॥ ૪ ॥ કોડી અઢાર હિરણ્ય જસ હર્મે, ષટ ગોકુળ અનુકુળ જિન ધર્મે ॥ સકડાળ પુત્ર કહ્યા કુંભકાર, એક ગોકુળ તીનકોડી દિનાર ॥ અગ્નિમિત્રા છે ઘર નાર ॥ સા૦ ॥ ૫ ॥ મહાશતક અડ ગોકુળ ઘેર, રેવતિ આદે કહી વધુ તેર ॥ ચોવીશ કોડી હિરણ્ય પરિણામ, અંતે પામ્યા અવધિનાણ ॥ સા૦ ॥ ૬ ॥ અશ્વિની નારીને નંદનીપિયા, ફલ્ગુણી વલ્લભ સાલણીપિયા ॥ એ દોઈ શ્રાવકને ઘર બાર, બારકોડી ધન ગોકુળ ચાર ॥સા૦॥૭॥ ધેનુ દશ-હજાર જ જાણ, એક ગોકુળનું એ પરિણામ ॥ દંસણ વય આદિ અગીયાર, પડિમા શ્રાવકની વહી સાર ॥ સા૦ ॥ ૮ ॥ વીશ વરસ શ્રાવક ઘર જાય, દશ શ્રાવક સોહમ સુર થાય ॥ જંબૂ સુણે ઇમ સોહમ વાણી, દે શુભ વીરવિજય શિવરાણી ॥ સા૦ ॥ ૯ ॥ ઇતિ. ॥



# અથ શ્રી અઇમુત્તાકુમરનું ત્રીઢાલિયું.

## ॥ ઢાલ ૧ લી ॥

( વીરજી આવ્યા રે ચંપા વનકે ઉદ્યાન. એ દેશી )

શાસન સ્વામી રે, નિરમળ નામી ॥ શિવગતિ ગામી રે, વીર જિણેસરૂ ॥ ૧ ॥ નગર પોલાસે રે, ભવિક ઉલ્લાસે ॥ શ્રીવન ઉદ્યાને રે, સ્વામી સમોસર્યા ॥૨॥ રાજા તિહાં રાજે રે, ચઢત દિવાજે ॥ રાજ સમાજે રે, વિજય નરેસરૂ ॥૩॥ ગુણમણિ ખાણી રે, શ્રીદેવી રાણી ॥ અઇમુત્તો નામે રે, નંદન તેહનો॥ ૪॥ કુમર કુમારી રે, બહુ સુ કુમારી ॥ તેહ સંઘાથે રે, નિજ ઉચ્છરંગશું ॥૫॥ ઇંદ્રધ્વજ ઠામે રે, કૌતુક કામે ॥ કુમર અઇમુત્તો રે, રમતો આવીયો ॥ ૬ ॥ પ્રભુ આણા પામી રે,ગૌતમસ્વામી ॥ ગૌચરી આવ્યા રે,તિહાં કણે તે સમે ॥૭॥ કુમર અઇમુત્તે રે, નિર્મળ ચિત્તે ॥ ગૌતમ પાસે રે, આવી ઇમ કહ્યું ॥૮॥ કુણ તુમે નામે રે, ફરો કિણ કામે ॥ તવ કહે ગૌતમ

રે, વાણી અતિ ભલી ॥ ૯ ॥ સાધુ આચારી રે, અમે બ્રહ્મચારી ॥ ગોચરી ભમીયે રે, દેવાણુપ્પિયા ॥ ૧૦ ॥ મુજ ઘર આવો રે, ભિક્ષા પાવો ॥ ઇમ કહી આંગુળી રે, ઝાલી ગુરૂ તણી ॥ ૧૧ ॥ નિજ ઘર લાવે રે, દિલ સુખ પાવે ॥ શ્રીદેવી નિરખી રે, હરખી અતિ ઘણી ॥૧૨॥ આસન છોડી રે, બે કરજોડી ॥ વાંદી પડિલાભી રે, ગુરૂ બોલાવીયા ॥૧૩॥

## ॥ ઢાલ ૨ જી. ॥

( આવી રે પનોતી જરાસંધને એ દેશી. )

તવ કહે કુમર ગૌતમ ભણી, કિહાં વસો છો તુમે સ્વામ રે ॥ ગૌતમ કહે પુર પરિસરે, જિહાં અમ ગુરૂ ગુણધામ રે ॥ વીર જિનવર ત્રિભુવન ધણી ॥ ૧ ॥ એ આંકણી ॥ કુમર કહે હું પણ પ્રભુજીને, વાંદિશું આજ તુમ સાથ રે ॥ જિમ સુખ તિમ કરો ગુરૂ કહે, આવે તે જિહાં જગનાથ રે ॥ વીર૦ ॥ ૨ ॥ વિનય કરી કુમર બેસે તિહાં, સેવતો પ્રભુ તણા પાય રે ॥ ધર્મ દેશના જિનવર દિયે, સાંભળી હરશિત થાય રે ॥ વીર૦ ॥૩॥ કુમર કહે માત પિતા ભણી, પૂછી લેશું સંયમ ભાર રે ॥ પ્રભુ કહે જિમ સુખ તિમ કરો, મ કરો પ્રતિબંધ લગાર રે ॥ વીર૦ ॥ ૪ ॥ કુમર ઘર આવી કહે માતજી, તાતજી કરી કૃપા સાર રે ॥ અનુમતી દીજીયે મુજ ભણી, લેઇશ હું સંયમ ભાર રે ॥ વીર૦ ॥૫॥ માત કહે પુત્ર તું બાળ છે, શું સમજે વ્રત વાત રે ॥ કુમર કહે જેહ જાણું અછું, તે નવિ જાણું હું માત રે ॥વીર૦॥૬॥ જેહ વળી હું ન જાણું અછું, જાણું છું માતજી તેહ રે ॥ ઇમ સુણી માત પિતા ભણે, કહે કિમ બાળક એહ રે ॥વીર૦ ॥૭॥

## ॥ ઢાલ ૩ જી. ॥

( ધનના લોભી વાણીયા. એ દેશી. )

કુમર કહે જાણું સહી, જાયે જીવ મરેવો રે ॥ નવિ જાણું કિણ કાળમેં, કિણ ઠામે વળિ કેવો રે ॥ માત સુણો મુજ વાતડી ॥૧॥ એ આંકણી ॥ નવિ જાણું કિણ કર્મથી, જીવ ભમે સંસારો રે ॥ પણ જાણું નિજ કર્મથી, જીવ ભમે સંસારો રે ॥માત૦॥૨॥ તિણ કારણ સંયમ ભણી, અનુમતિ મુજને દીજે રે ॥ આતમ કારજ સાધતાં, મુજને વિલંબન કીજે રે ॥ માત૦ ॥ ૩ ॥ વિવિધ વચને કરી ભોળવ્યો, પણ નિજ ભાવ ન છંડે રે ॥ માત પિતા તવ વેગશું, ઓચ્છવ કરવા મંડે રે ॥ માત૦ ॥૪॥ કુમર અઇમુત્તે આદરી, પ્રભુ પાસે જઇ દીક્ષા

